ॐ

# ઝેરી જમાનો.

## ભાગ ૨-૩ જો.

લખનાર:—સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.
શાહપુર—અમદાવાદ.

પ્રકાશક:—
કચરાભાઇ વનમાળીદાસ પટેલ.
બુકસેલર અને પબ્લીસર,
મોટી હમામ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

વિક્રમાર્ક ૧૯૭૬. સને ૧૯૨૦.

મૂલ્ય રૂ. ૩-૦-૦.

ધોળા ચંદ્ર સમાન હાર જનને, આપે ન શોભા તથા,
બાજુબંધ ન સ્નાન લેપન ફુલો, ઓળેલ કેશો કદા;
વિદ્યા જ્ઞાન પ્રભાથી જેમ જનને આપેછે શોભા રૂડી,
સર્વે ભૂષણ નષ્ટ થાય તદપિ, એતો સદા રે' ટકી.

અમદાવાદ—સલાપોસરોડ,
ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# સમર્પણ.

---

શ્રીમાન નેકનામદાર ખુદાવિંદ

શ્રી ખાનસાહેબ મહમદખાનજી ફતેહખાનજી.

ખડીયા—કાઠીયાવાડ.

આપ નામદારની પ્રજા પ્રિયતા, વિશુદ્ધ ધાર્મિકતા, ન્યાય-પ્રિયતા, ગરીબો પ્રત્યે ઉદારતા, વિદ્યાપ્રીતિ વગેરે અનેક ગુણોથી આપની પ્રત્યે પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય છે. આપે આજ પર્યંત મને કીમતી મદદો આપી મારા ધંધાને ઉત્તેજન આપ્યું છે અને હજી પણ આપતા જાવ છો. આપના મહાન પ્રશંસનીય ગુણોથી અને મારા પ્રત્યેની કૃપા નજરથી આકર્ષાઈ આ નવીન સુબોધક પુસ્તક કે જેનો પ્રથમ ભાગ આપના ચરણકમળમાં સમર્પણ થયો છે તેનો આ નવીન ભાગ પણ આપશ્રીના કર-કમળમાં સ્નેહપૂર્વક સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું. પરમાત્મા આપને દિર્ઘાયુ અર્પી સદા–સર્વદા સુખી રાખો. અસ્તુ.

લી.

શુભેચ્છક

કે. વી. પટેલ.

# પ્રસ્તાવના.

આ પુસ્તકના સંબંધમાં જે લખવાનું અને કહેવાનું હતું; તે પ્રથમ ભાગની પ્રસ્તાવનામાં લખાઇ ગયું છે; એટલે આ સ્થળે વધુ કાંઇ નહિ લખતાં એટલુંજ જણાવવાનું ઉચિત છે કે, જગતનું સૂત્રત્વ નીતિપર રચાએલું છે. સત્ય–નીતિને વિસારવાથી અધોગતીના તળીએ ડૂબી દુઃખી થવું પડે છે. નવલકથાઓનો ઉદ્દેશ સત્ય–જ્ઞાન સમજાવવાનો છે. ગુણજ્ઞ વાંચકો દરેક નવલકથાઓમાંથી સત્ય તત્વજ ગ્રહણ કરે છે. આપણી ભારતભૂમિ સત્યનું સ્થાન છે; એથીજ તેની ગણના સ્વર્ગસ્થાન અને નંદનવન સમાન થાય છે. આવી પવિત્ર ભૂમિમાં ઉત્પન્ન થનારા અને નિવાસ કરનારાઓનો પરમધર્મ સત્ય અને નીતિજ છે. સત્યને માટે અનેક વીરપુત્રોએ પોતાના પ્રાણનાં બળીદાન આપ્યાં છે, હજી પણ આપે છે અને આપશે. સત્ય ધર્મના પાલનમાંજ દરેકની અને દેશની ઉન્નતિ રહેલી છે. નવલકથાઓ વાંચનાર દરેક મનુષ્યોએ સત્ય–નીતિનું અનુકરણ કરી પોતાના માનવ જન્મને શ્રેષ્ટ બનાવવો જોઇએ. કેટલાક કહે છે કે સત્ય સંભાળવાથી દુઃખ સહન કરવું પડે છે પરંતુ તેમની એ માન્યતા સર્વાંસે ખોટી છે. સત્યધર્મથી ચાલનાર મહાન સુખી છે. તેનું સુખ અક્ષય છે. અધમ મનુષ્યો તેમનું સુખ લક્ષ્મીમાં સમાએલું સમજે છે. પણ એ સુખ ક્ષણીક છે; અજવાળી રાત્રિ જેવું છે. માટે દરેક મનુષ્યે સત્યના સંરક્ષણમાં રહી લક્ષ્મી સંપાદન કરી શાન્ત હૃદયે પોતાનાં કર્તવ્યોનું યથાર્થ પાલન કરવું જોઇએ.

આ પુસ્તક હવે પછીના ભાગમાં પૂર્ણ કરવામાં આવશે. પ્રકાશક મહાશયની ઇચ્છાથીજ આ પુસ્તકને લંબાવી તેના વધુ ભાગ કરવા પડયા છે. ચાલુ સાલની દિપોત્સવી પહેલાં અમારાં અધુરાં પુસ્તકોના ભાગ પૂર્ણ કરવાની ઇચ્છા છે. પ્રભુ કૃપાએ અમારી ઇચ્છા અવશ્ય સફળ થશે. અધુરા ભાગવાળાં પુસ્તકો વાંચી વ્યાકુળ બનનારા વાંચકોને વિનંતી

કે હવે જેમ બને એમ જલ્દીથી બાકીના ભાગ પૂર્ણ કરી કરકમળમાં સમર્પણ કરીશું. મોંઘવારીના સમયની ભયંકરતાના કારણેજ આટલો વિલંબ થયો છે; અને થાય છે એ અમારા વિજ્ઞ વાચકો સારી રીતે સમજે છે એટલે બાકીના ભાગ બહાર પડતાં સુધી ધૈર્ય ધારણ કરશે. અમારા કુસુમકાન્ત ભાગ બીજાના પુસ્તકને માટે પણ ઘણા ગ્રાહકો ઉતાવળ કરી રહ્યા છે. તેમને પણ વિદિત કરવાનું કે ભાગ બીજો થોડા વખતમાં બહાર પડી વાચક મહાશયોનાં હૃદયને અપૂર્વ શાન્તિ—આનંદ આપશે.

અંતમાં જે પરમકૃપાળુ પરમાત્માની સ્હાયથી હું મારાં દરેક કાર્ય પૂર્ણ કરી શકું છું, તે અખીલ બ્રહ્માંડ વ્યાપી વિભુને પ્રણામ કરી અત્રેજ વિરમું છું.

| | |
|---|---|
| વિક્રમાર્ક ૧૯૭૬ પુરૂષોત્તમ માસ.<br>શાહપુર—અમદાવાદ.<br>તા. ૧૨—૮—૨૦. | સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા. |



# અનુક્રમણિકા.

## ભાગ બીજો.



## ભાગ ત્રીજો.

## આ ગ્રંથકારકૃત નવલકથાઓ.

કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ ભાગ ૧ લો. ... ૨—૦—૦
કુસુમકાન્ત યાને સંસાર શેત્રંજ ભાગ ૨ જો. ... ૨—૮—૦
તરૂણતપસ્વિની ભાગ ૧ લો. (સચિત્ર) ... ૨—૮—૦
તરૂણતપસ્વિની ભાગ ૨ જો. ,, ... ૨—૮—૦
કાળરાત્રિનું ખૂની ખંજર ભાગ ૧ લો ,, ... ૨—૮—૦
કાળરાત્રિનું ખૂની ખંજર ભાગ ૨ જો ,, ... ૨—૮—૦
પદ્મલતા યાને કંટકમાં ગુલાબ. ,, ... ૨—૦—૦
જુલ્મી જાલીમ યાને ધ્રુજતી ધરા. ,, ... ૨—૮—૦
ઝેરી જમાનો ભા. ૧ લો. ... ... ... ૨—૦—૦
ઝેરી જમાનો ભા. ૨—૩ જો.... ... ... ૩—૦—૦
ઝેરી જમાનો ભા. ૪—૫ મો.... ... ... ૩—૦—૦
વસંતવિજય યાને ચઢતી પડતીના ચમત્કાર ભા. ૧ ... ૨—૦—૦
,, ,, ,, ભા. ૨ ... ૩—૦—૦
,, ,, ,, ભા. ૩ ... ૩—૦——
કુન્જકિશોરી. (સચિત્ર)... ... ... ૨—૪—૦
કુમુદકુમારી ,, ... ... ... ૨—૦—૦
રત્નગઢની રંભા ,, ... ... ... ૨—૦—૦
માયાવી મોહિની ... ... ... ... ૨—૦—૦
બહાદુર બાળા (છપાય છે.) ... ... ૩—૦—૦
આદર્શ રમણી અથવા જીવનનો મહામંત્ર (છપાય છે.) ૨—૮—૦

મળવાનું ઠેકાણું,
**સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા.**
શાહપુર મહેતા પોળ—**અમદાવાદ.**

ૐ

# ઝેરી જમાનો.

## ભાગ બીજો.

### પ્રકરણ ૧ લું.

### કિશોર.

તુલશી રેખા કર્મકી, લલાટપે લીખ દિન;
પૂર્વ જન્મ પુણ્ય પાપ તે, અખીલ જગત આધિન.

તુલશીદાસ.

ગ્રિષ્મઋતુનો સમય હતો. મધ્યાન્હકાળનો વખત હતો. સૂર્યભગવાન પ્રખર તાપે તપી રહ્યા હતા, જમીનમાંથી ઉષ્ણ જ્વાળાઓ નીકળતી હોય એમ જણાતું હતું. પવનનું તો નામ નિશાનજ નહોતું, પશુ પંખીઓ પણ સખ્ત તાપથી પીડીત થઇ વૃક્ષોના શિતળ આશ્રે મધ્યાન્હકાળ વ્યતિત કરતાં હતાં. વિશાળ રસ્તાઓ શૂન્યકાર જણાતા હતા. આવા સમયે એક વિકટ જનશૂન્ય અરણ્યમાં થઇને એક મુસાફર ત્વરીત પગલે પ્રયાણ કરી રહ્યો હતો. સખ્ત તડકાથી તેનું મુખ લાલચોળ થએલું જણાતું હતું. તેનું સર્વાંગ પસીનાથી ભીંજાએલું હતું. તાપથી કંઇક બચવાને તેણે તેના શિર પર કપડું નાખેલું હતું. તેના શરીરપર પહેરણ અને ધોતીયા સિવાય અન્ય વસ્ત્ર જણાતું નહોતું. તેની બગલમાં એક નાની પોટકી હતી. તેણે પહેરેલું પહેરણ પસીનાથી તરબોળ થઇ ગયું હતું. મુસાફરીના શ્રમથી શ્રમીત થએલો આ મુસાફર વિશ્રામ કરવાને ઇચ્છતો હોય એમ અનુમાન થતું હતું.

તે જો કે અતી ઝડપથી ચાલતો હતો, પણ તેના પગ બળાત્કારે ઉપડતા હોય એમ માલમ પડતું હતું.

આ મુસાફર અન્ય કોઇ નહિ પણ આપણી કથાનો નાયક કમનશીબ કિશોર હતો. તે આવા ખરા મધ્યાન્હકાળે આવા ઘોર અરણ્યમાં થઇને કયાં જતો હશે ? શું તેના પ્રારબ્ધમાં અરણ્યની અંદર જ ભ્રમણ કરવાનું લખાએલું હશે ? શું દુઃખી માબાપના પુત્રનું જીવન દુઃખમયજ હોવું હશે ? ગમે તેમ હો પણ કિશોર અત્યારે સંપૂર્ણ દુઃખી હતો. તેને ઉંચે આકાશ અને નીચે જમીન સિવાય અન્ય આશ્રય સ્થાન નથી. તે જગતમાં એકલો જન્મ્યો છે અને એકલો જ અરણ્યમાં ભટકી સુખને પકડવા દોડે છે, પણ સુખ તેને પાછળ દોડી આવતો જાણી તેનાથી આગળ દોડી દૂરનું દૂર ભાગે છે. સાધુ મહાત્માએ વિલીયમ સાહેબ પર લખી આપેલી ચિઠ્ઠી લઇ કિશોર સુરત તરફ જતો હતો. તેનો ઇરાદો જલ્દીથી સુરત પહોંચી જઇ વિલીયમ સાહેબને મળી પોતાની શાન્તિદાતા દુઃખીયારી કમળાને કસાઇ કૃષ્ણનંદનના કબજામાંથી છોડાવવાનો હતો.

કૃષ્ણનંદન ભયંકર માણસ હતો; ચોર, ઠગનો તે આગેવાન હતો તેણે અનેક નિરપરાધીયોના પ્રાણ લીધા હતા. ગુજરાત સંયુકતપ્રાંત અને મધ્ય હિંદુસ્થાનમાં તો તે ઘણો ત્રાસ વર્તાવતો હતો. તેની ટોળીયોમાં ઘણા માણસો જોડાએલાં હતા. ટોળીયો છૂટી છવાઇ ફરતી હતી અને નિર્દોષજનો પર ભયંકર આફત લાવતી હતી.

એ બદમાસોને પકડવા માટે કંપની સરકારના અમલદારો ઘણા પ્રયત્ન કરી રહ્યા હતા. તેમણે કેટલાકને પકડયા હતા. અને તેઓએ તે પકડાએલાઓના મુખેથી બીજા બદમાસો અને હરામખોર સરદારોની માહિતી મેળવવાની ઇચ્છા ધરાવી હતી; પણ તેમની સઘળી આશાઓ નષ્ટ થઇ હતી. કારણકે પકડાએલામાંનો એક પણ માણસ મરી જતાં સુધી પણ કોઇનું નામ જાહેર કરે એમ નહોતું. આવા ઠગ ફાંસીયાઓથી અમલદારો પણ કંટાળ્યા હતા. છેવટે તેઓના

સઘળા પ્રયત્નો નિષ્ફળ જવાથી સરકારે જાહેર કર્યું હતું કે એ ઠગ–ફાંસીયાઓને પકડી તેમનો ત્રાસ–જુલ્મ બંધ કરાવનારને પાંચસો પૌંડનું ઇનામ મળશે. આ ઇનામની લાલચથી અનેક હિંદુ–મુસલમાન અને અંગ્રેજો બહાર પડયા હતા. પણ અંતે નિષ્ફળતા સિવાય કંઇ પણ પ્રાપ્ત કરી શક્યા નહોતા. વળી તેમાંના ઘણાઓએ તો પોતાના પ્રાણ પણ ખોયા હતા. એ બદમાસોને પકડવા અને તેમનાં નિવાસસ્થાન ખોળી કાઢવા એક સુપ્રસિદ્ધ અંગ્રેજ અમલદાર સર વિલીયમ હાલ અથાગ પરીશ્રમ કરી રહ્યો હતો, તેના હાથ નીચે એક ચાલાક ગુપ્તચર કે જેનું નામ મી. સુલેમાન હતું; તે પણ પોતાની અપૂર્વ કાર્યદક્ષતાથી ભયંકર ફાંસીઆઓને પકડવા પોતાના માયાળુ અમલદાર વિલીયમ સાહેબને મદદ કરી રહ્યો હતો. સર્વ હરામખોરોનો મોટો સરદાર કૃષ્ણનંદન છે એવી કોઇને ખબર નહોતી. આથી કિશોરનો ઇરાદો કૃષ્ણનંદનને ઉઘાડો પાડવાનો હતો.

કિશોરે તેની મુસાફરી દર્મીયાન ઠગ–ફાંશીયાઓનાં ગુપ્ત નિવાસસ્થાનોની માહિતી પણ મેળવી લીધી હતી. તેણે સઘળા દુષ્ટજનોને પકડાવવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. કમળાને માટે તેને ઘણું લાગી આવતું હતું. પણ તે બિચારાને ખબર નહોતી કે તારી કમળા ત્યાંથી છૂટી એક ભયંકર આફતમાં ફસાઇ છે. કમનશિબ કિશોરને કયાંથી ખબર હોય? તેને કૃષ્ણપુરનો ત્યાગ કરે ઘણા દિવસો થઇ ગયા હતા. સાધુ મહાત્માએ આપેલી ચિઠ્ઠી લઇ કિશોર આ ગામથી બીજે ગામ અને આ જંગલથી બીજે જંગલ એમ રખડતો રઝળતો સુરત તરફ જતો હતો, રસ્તામાં ભૂલો પણ પડતો. ભુખ તરસ સહન કરતો કિશોર ભાગ્યના ભરોંસે જીવન સંગ્રામમાં આગળ વધે જતો હતો. કોઇ કોઇ સ્થળે તેને વણજારાઓનો સંગાથ થતો. તેઓની સાથે થોડા દિવસ મુસાફરી કરી માર્ગ કાપતો. મુસાફરીમાં તેની પાસે એક પંચીયું, એક દોરી લોટો અને દશેક રૂપીઆ સિવાય કંઇ હતું નહિ. કિશોર રાત્રિ પડતાં કોઇ ગામમાં કુંભારને ત્યાં રાતવાસો રહેતો અને પ્રાતઃકાળ

થતાં પ્રયાણ કરતો. આવી રીતે પ્રયાણ કરતો કિશોર ભ્રગુપુર–ભરૂચ આગળ આવી પુણ્ય પવિત્ર શ્રી નર્મદાજીમાં સ્નાન કરી આગળ વધ્યો અને અંતે ભૂલો પડી એક નીબીડ અરણ્યમાં ખરા મધ્યાન્હકાળે આવી પહોંચ્યો.

કિશોરનો ઇરાદો કોઇ ગામમાં પહોંચી રસોઇ બનાવી જમવાનો હતો. ભુખ કકડીને લાગી હતી. તે એકજવાર જમતો હતો. તેણે આજે સવારથી ચાલવું શરૂ કર્યું હતું. ગામની શોધમાં તે ઘણું રખડ્યો પણ કોઇ ગામડું અગર છાપરૂં તેની નજરે પડ્યું નહિ. ભૂખની સાથે તરસ પણ લાગી હતી. માથે ઉન્હાળાનો તાપ, પેટમાં કકડીને લાગેલી ભૂખ અને તરસનું દુઃખ મનુષ્ય ક્યાં સુધી સહન કરી શકે? કિશોર હિંમત રાખી થાકેલા ચરણોને બળાત્કારે ઉપાડતો આખરે એક કુવા આગળ આવી પહોંચ્યો. કુવાની નજીકમાં એક શંકરનું શિવાલય ભાંગી તૂટી હાલતમાં આવેલું હતું. આ ઘોર જંગલમાં શિવાલય જોઇ કિશોરને કંઈક શાન્તિ વળી. તે તત્કાળ અંદર પેઠો અને શ્રી શંકરને પ્રણામ કરી નીચે બેઠો. શિવાલયમાં શીતળતા વ્યાપેલી હતી. થોડીવાર બેસતાં કિશોરનું વ્યાકુળ મન શાન્ત થયું. બાદ તે ત્યાંથી ઉઠ્યો અને પોટકીમાંથી દોરી લોટો કાઢી કુવા પર ગયો. કુવામાંથી પાણી કાઢી તૃષાને શાન્ત કરી અને પછી હાથ મુખ ધોઇ નિવૃત થઇ પુનઃ પાછો શીવાલયમાં આવ્યો. આખા દિવસની રખડથી તેની આંખ્યો ઉંઘથી ઘેરાવા લાગી. કિશોર શિવના બાણની સમિપ સૂતો. અંદરની શીતળતાના પ્રભાવે તે અલ્પ સમયમાંજ નિદ્રાવશ થઇ ગયો. દુઃખી કિશોર નિદ્રાને શરણ થવાથી તેનું તમામ દુઃખ શોક ભૂલી જઇ ઘસઘસાટ ઉંઘવા લાગ્યો. આવી રીતે આશરે બેએક કલાક શાન્ત નિદ્રા લઈ કિશોર જાગૃત થયો. શરીર હલકું જણાયું. સાંજ પડવા આવી હતી. પ્રભાકર પશ્ચિમાકાશ પ્રતિ પ્રયાણ કરી રહ્યા હતા. ગરમી ઓછી થઇ હતી, છતાં પવનમાં ઉષ્ણતા આવતી હતી. પક્ષીઓ આમ તેમ ઉડતાં હતાં. રાત્રિ પડતાં પહેલાં

કોઇ ગામમાં પહોંચી જવું જોઇએ ધારી કિશોર ઉભો થયો અને શીવાલયમાંથી બહાર નીકળી કુવાપર આવી મુખ ધોઈ નાખ્યું. ચાલ શંકરનાં દર્શન કરી હવે રસ્તે પડું કારણકે થોડીવાર પછી સૂર્યાસ્ત થશે, કૃષ્ણપક્ષ હોવાથી સઘળે અંધકાર ફેલાશે અને આ ભયાનક અરણ્યમાં હિંસક પ્રાણીઓની વસ્તી થશે. " આમ વિચારતા કિશોરે પુનઃ શિવાલયમાં પ્રવેશી મહેશ્વરને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી બે હાથ જોડી ગદ્ગદ્ કંઠે બોલવા માંડ્યું. " હે કૃપાળુ મહેશ! આ દુઃખી બાળકના આપને વારંવાર પ્રણામ છે. દયાળુ પ્રભો ! આપ અંતરયામી છો, મારીપર કૃપા કરો. આપ ભીડ ભય ભંજન કહેવાઓ છો. દુઃખીનાં દુઃખ દૂર કરનારા ભોળાશંભુ મારીપર દયા કરો. આ જગતમાં જન્મ ધારણ કરી મ્હેં એક પણ સુખી દિવસનું દર્શન કર્યું નથી. જો મારે સદાકાળ દુઃખના દરીયામાં ડૂબવાના જ લેખ લખાએલા હોય તો મારી જીવનદોરી ટુંકી કરી નાંખો ! પિતા ! આપ પ્રત્યે મારી એજ પ્રાર્થના છે. હે પ્રભો !

અનાદિ છો દેવા અચલ તમ સેવા અવનિયે,
તમે સૃષ્ટિ કર્તા સકળ ભય હર્તા વિનવિયે.
અસારે સંસારે નિગમન ઉતારે વિચરતા,
સમદૃષ્ટિ જ્ઞાને ઋષી મુનિ સમાને નિરખતા,
અનાદિને આદિ અચળ ચળ ચર્ચા ચિત કરે,
વિના જ્ઞાને ધ્યાને અકળકળ આરોપણ કરે.

સ્તુતિ કરી કિશોરે શિર નમાવી પુનઃ બોલવા માંડ્યું, " હે પ્રભો ! જેનું સંસારમાં કોઈ નથી તેના તમે છો. તમે મારા માતા પિતા છો. તમે બંધુ અને મિત્ર છો. તમે વિદ્યા અથવા જ્ઞાન અને દ્રવિણ એટલે હિરણ્યગર્ભરૂપ સઘળી સ્મૃદ્ધિ તમે જ છો. તમે જે સર્વે દેવના દેવ તે મારા દેવ છો. એવા આપને મારી કાયા, વાણી મન બુદ્ધિ અને ઇન્દ્રીયોના સમૂહથી સઘળું સમર્પણ કરૂં છું. તમારો બાળક હવે અત્રેથી પ્રયાણ કરે છે. તેને આપના શરણમાં સર્વદા

રાખજો. " કિશોર જવાને તત્પર થયો. દોરી લોટો પોટકીમાં બાંધી દીધો, અને પુનઃ મહાદેવને નમન કરી શિવાલયમાંથી બહાર નીકળ્યો. તેણે આસપાસ નજર ફેંકી જોયું તો જણાયું કે ચારે તરફ ઝાડી આવેલી છે. કિશોર કએ રસ્તે જવું તેના વિચારમાં પડ્યો. માર્ગની માહિતી મનુષ્ય વિના તે ક્યાંથી મેળવે ? એટલામાં માર્ગની પગથી પણ નહોતી કે જેથી એ માર્ગે કિશોર પ્રયાણ કરે. કિશોરે ચારે તરફ દ્રષ્ટિ ફેરવી, પણ કયા માર્ગે જવું તેનો નિશ્ચય કરી શક્યો નહિ. આથી છેવટે કંટાળી તેણે એક દિશા તરફ ભાગ્યના ભરોંસે ચાલવા માંડ્યું. દિવસ થોડો હોવાથી કિશોરે ઉતાવળે પગે જવા માંડ્યું. બે એક માઇલ જતાં તે ગાઢી ઝાડીમાં આવ્યો. આ સ્થળે એટલી તો ધીચ ઝાડી આવેલી હતી કે દિવસ હોવા છતાં પણ અંદર સર્વત્ર અંધકારજ જણાતો, આસપાસ વૃક્ષોનાં મોટાં ઝુંડ આવેલાં હતાં. કિશોર ચારે તરફ ફરી માર્ગ ખોળવા લાગ્યો. તે ઘણીવાર સુધી આમતેમ ફર્યો પણ આગળ વધવાનો માર્ગ મેળવી શક્યો નહિ. ધોળા દિવસે રાત્રિનો ભાસ જોઇ કિશોર ગભરાયો; અને અકળાઇને બોલી ઉઠ્યો, " અરે ! હવે શું થશે ? આ ઝાડીમાંથી બહાર કેવી રીતે નીકળાશે ? અહિં અંધકાર છે. અને બહાર જે પ્રકાશ છે; તે પણ થોડીવારે પૂર્ણ થશે. ખરેખર ! મારૂં ભાગ્યજ વિપરીત છે. નસીબ બે ડગલાં આગળનું આગળ. મને લાગે છે કે આ જંગલમાં જ મારા અવસાનનું નિર્માણ થયું હશે ? જો તેમ ન હોત તો મારી આવી દશા કેમ થાત ? હમણાં હિંસક પ્રાણીયોનું સામ્રાજ્ય શરૂ થશે. તેમાં આ શરીરનું બળીદાન અપાશે. થાય તે ખરૂં. પ્રભુ કરે તે ખરૂં. જીવન મરણ ભાગ્યાધિન છે. થનાર હશે તે થશે." આમ બોલતો કિશોર માર્ગ નહિ મળવાથી નિરાશ થઇ બેઠો. તેને ત્યાં બેઠે થોડીકવાર થઇ હશે એટલામાં એક કૌતક થયું. તેના કાને કોઇ માણસના બોલવાનો અવાજ સંભળાયો. કિશોરે આનંદના આવેશથી અવાજ તરફ જોયું; પણ અંધકારને લીધે કંઇ જણાયું નહિ. મનની ભ્રમણા ધારી કિશોરે એ તરફથી દ્રષ્ટિ ખેંચી લીધી.

પણ થોડીવારમાં તો તેને બોલનારાઓનો સ્પષ્ટ અવાજ સંભળાયો. કિશોરે સત્ય માની પુનઃ અવાજ તરફ જોયું. તો તેની અજબ અજાયબીની અંદર જણાયું કે ભૂતના ઓળાની માફક બે માણસો ચાલ્યા આવે છે. આ વિકટ અંધકારમયી ઝાડીમાં તેમનું આગમન કિશોરને ભયકારક જણાયું. તેના મનમાં ભૂત–પિશાચનો ભાસ ઉત્પન્ન થયો. કિશોર ભૂતને માનતો નહોતો; પણ આ વખતે ભૂતની હયાતી હોવાનો સંશય ઉત્પન્ન થયો. કિશોર હિંમતવાન–બળવાન હતો. તે દુઃખથી કંટાળેલો હતો. તેને મરણની બીતી નહોતી, કારણ કે દુઃખમાંથી મૂક્ત થવાને માટે તે નિરંતર મૃત્યુનો જાપ જપતો હતો.

તે બન્ને માણસોને આવતા જાણી કિશોર ઉભો થયો, અને પાસેના એક વૃક્ષના ઓથે છૂપાઇ આવનારાઓ પ્રતિ જોઈ રહ્યો.

તે આવનારા બન્ને માણસો કિશોર જે વૃક્ષના ઓથે છૂપાઇ ઉભો હતો; તેનાથી થોડેક દૂર આવીને ઉભા રહ્યા. બન્ને વિકાળ દેખાવના હતા. તેમનો પહેરવેશ પણ ભયંકર હતો. તેઓની કમ્મરે પ્રાણઘાતક હથીઆરો ખોસેલાં હતાં. કિશોર તેમને જોતાંજ જાણી ગયો કે એ ભૂત નથી પણ માણસો છે, અને તેઓ ભૂતોથી પણ વધારે ભયાનક કાર્યો કરનારા હોય એમ જણાય છે. તેઓનું આગમન ભેદ ભરેલું ભાસે છે. તેમનું અત્રે આવવું સારા કામને માટે તો હોય જ નહિ. જે હશે તે હમણાં માલમ પડશે. આમ વિચારી કિશોર આતુર નેત્રે તેમની તરફ જોઇ રહ્યો.

---

## પ્રકરણ ૨ જું.

### ઠગ–લુંટારા.

કાજલ તજે ન શ્યામતા, મુક્તા તજે ન શ્વેત,
દુરીજન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત.

થોડીકવારે તે બે માણસોમાંથી એકે બીજાને પૂછ્યું, "તે આપણો પરોણો ક્યાંનો રહીશ છે ?"

બીજાએ કહ્યું, "છત્રીસગઢ નામના નગરનો શેઠ છે, અને તે તેની છોકરી સાથે નાશકત્ર્યંબકની જાત્રાએ જાય છે."

"તેની પાસે કેટલો માલ હશે વારૂ ?"

"છોકરીના શરીરપર ઘણા દાગીના છે, તે જોઇને મારી તો આંખ્યો અંજાઇ ગઇ છે. વળી જાત્રાએ નીકળનારની પાસે રોકડનાણું પણ ઘણું હોય છે, તે મુજબ તેની પાસે પણ હશે."

"તે શેઠની સાથે બીજાં કેટલાં માણુસો છે ?"

"એક પણ નહિ. તે શેઠ અને તેની છોકરી ગાડામાં બેઠેલાં છે અને એક રાભા જેવો માણસ ગાડુ હાંકે છે."

"ત્યારે તો ઠીક પડશે. આપણને વધારે મહેનતમાં–જોખમમાં ઉતરવું પડશે નહિ. તે શેઠ તેના મનમાં એમ સમજતો હશે કે ફિરંગીઓના પ્રતાપે રસ્તા ભો વનાના થયા છે અને તેથીજ તેણે તેની સાથે ચોકીદારો રાખવાનું ઠીક ધાર્યું નહિ હોય, પરંતુ આ જંગલના રાજા તેમની ભેટ લેવાને રસ્તામાંજ બેઠા છે. ફિરંગીઓ આપણને કંઇ પણ કરી શકનાર નથી. આપણને પકડવાને નીકળેલા કેટલાએ ગોરા લોકો વગર મોતે માર્યા ગયા છે."

"અને હજી કેટલાએ મરશે. સિંહની આગળ શીયાળવાં શું કરનાર છે."

આવી રીતે વાતો કરી બન્ને મૌન રહ્યા. તેમની વાતો સાંભળી કિશોર જાણી ગયો કે એ કોઇ લુંટારાઓજ છે. તેઓ કોઇને લુંટવાનો ઇરાદો રાખતા હોય એમ જણાય છે. આખા દેશમાં આવા હરામખોરોની વૃદ્ધિ થઇ રહી છે. પ્રજાને આરામ–સુખ નથી. આ બદમાસો કોઇ નિર્દોષને પાયમાલ કરવાને તૈયાર થયા છે. મારી ફરજ છે કે અસ્હાયને સ્હાયક થવું. પણ મારી પાસે હાલ કંઇ હથીઆર નથી. ભયંકર લુંટારાઓની સામે હથીઆર વિના લઢવું તે હાથે કરીને જીવ ખોવા જેવું છે. ત્યારે શું મારે આ લુંટારાઓનું ભયંકર પાપકર્મ જોઇ રહેવું ? ના, નિર્બળને બળવાળાએ સ્હાય કરવી જોઇએ. હું શરીરે

સશક્ત છું. પણ ઘણા લુંટારાઓની આગળ હું એક હથીઆર વિનાનો માણસ શું કરી શકું? ઠીક છે; જોઉં છું કે શું થાય છે." આમ આત્મગત્ વિચારતો કિશોર મૌન ધારી જોવા લાગ્યો. એવામાં તે બન્ને લુંટારાઓમાંથી એકને કંઇક યાદ આવતાં બીજાને પૂછ્યું, અલ્યા! ગાડાની સાથે આપણો માણસ છે ને?"

"હા." બીજાએ જણાવ્યું.

"કોણ છે?"

"સૈયદસાહેબ."

"તે ગાડાને સૈયદ આ તરફજ લાવશે ને?"

"હા, મેં તેને આપણી ભાષામાં બરાબર સમજાવી જણાવ્યું છે કે ગાડાને આ તરફજ લઇ આવવું અને પછી અમને ખબર આપવા સીસોટીનો અવાજ કરવો."

"સૈયદ તેઓની સાથે કેવી રીતે મળી ગયો?"

"હું અને સૈયદ મહીસાગરના કિનારે આવેલા અણગઢ ગામની ભાગોળે નાસ્તો ખાવાને બેઠા હતા. તેવામાંજ આવનાર ગાડું આવતું અમારી નજરે પડ્યું. તે વખતે ગાડાની સાથે પાંચ હથીઆરબંધ વળાવા હતા. ગાડુ અમારી નજીકમાં થઇને નીકળ્યું. અમે બારીકાઇથી તપાસ કરતાં થોડીવારમાં જાણી લીધું કે માલદાર શીકાર છે. અમે કંઇક આનંદ પામ્યા. અમારા બન્નેનો વેશ બ્રાહ્મણ-વાણીયાનો હતો. સૈયદે બ્રાહ્મણનો વેશ ધારણ કરેલો છે. તેણે પંચીયું-અંગરખું અને માથે ચકરી પાઘડી પહેરી છે. આ ઉપરાંત ગળામાં ખેસ અને કપાળમાં ચંદ્રમા જેવડું આડું ટીલું તાણ્યું છે. અણગઢથી ગાડું આગળ ચાલ્યું. અમે પણ તેની પાછળ લાગ્યા અને થોડે દૂર આવતાં મેં ગાડાવાળાને પૂછ્યું કે, "ભાઇ! ગાડું ક્યાં જાય છે?"

"નાશક ત્ર્યંબક" ગાડાવાળાએ તેની ભાષામાં જણાવ્યું. પછી મેં પણ જણાવ્યું કે ચાલો ઠીક થયું. અમારે સારો સંગાથ થયો. મારે નર્મદાજી જાવું છે અને આ બ્રહ્મ દેવતાને નાશક જાવું છે." મારૂં

બોલવું સાંભળી અંદર બેઠેલા શેઠે મને બુમ મારી પોતાની પાસે ગાડામાં બોલાવ્યો. હું શેઠની જોડે ગાડામાં બેઠો. ગાડું થોડીવાર આગળ ચાલ્યા પછી શેઠે આપણા સૈયદને પણ બોલાવી ગાડામાં બેસાડયો. અમે આડી અવળી વાતો કરવા લાગ્યા. મારો વિચાર ગમે એ પ્રકારે ગાડાની સાથેનાં હથીઆરબંધ વળાવાઓને દૂર કરવાનો હતો. રાત્રિએ પણ ગાડુ ચાલતું હતું. અમે મીયાંગામ–કરઝણ મુકી ભરૂચ તરફ જતા હતા. વાતોમાંને વાતોમાં મેં શેઠને પૂછયું.

" શેઠ! આ વળાવા કયાંથી લીધા છે? "

શેઠે તરત જવાબ આપ્યો કે વડોદરેથી.

મ્હેં પૂછયું, દરેકને શું આપવાનું ઠરાવ્યું છે?

શેઠે જણાવ્યું કે જો ભરૂચ સૂધી તેમને લઇ જાઉં તો દરેકને પચીસ રૂપીઆ આપવા અને ઠેઠ નાશીક લઇ જાઉં તો દરેકને સવાસો રૂપીઆ અને ખોરાકી ખર્ચ આપવું.

આવું સાંભળી મ્હેં વિસ્મયતાનો ડોળ કરી કહેવા માંડયું, " શેઠજી! તમે જબરૂં ખરચ ઉપાડયું છે. મારા માનવા મુજબ આ ખર્ચ તદ્દન નકામું છે. ફિરંગી સરકારના પ્રતાપે સઘળેથી ભો ટળી ગયો છે. આ હું ઠેઠ અમદાવાદથી પગે ચાલતો આવું છું. મારી પાસે પાંચ હજારના આશરાની સોનાની લગડીઓ છે. મોટાં જંગલો વટાવ્યાં પણ કયાંએ લુંટારા કે ચોરનું નામ નિશાન જણાયું નહિ. શેઠ! આ સઘળો પરતાપ બહાદુર ગોરાઓનો છે. તેમના ધાકથી ચોર–લુંટારાઓ કયાં જતા રહ્યા તે ભગવાન જાણે. તમે આ ચોકીદારોનું ખરચ નકામુ રાખ્યું છે. વળી જેમ જેમ આગળ જશો તેમ ઠેક ઠેકાણે સરકારનાં થાણાં આવેલાં છે, માટે આ વળાવાઓને ભરૂચ સુધી જ લઇ જાઓ. તેમનું પછી શું કામ છે? આ મહારાજ પણ તમારી સાથે ઠેઠ નાશક આવનાર છે. તે ત્રણ વખત નાશકની જાત્રાએ જઇ આવ્યા છે, તેથી રસ્તાના પણ સારા ભોમીયા છે." આટલી વાત કરી હું ચૂપ રહ્યો. મારી વાત શેઠના

મનમાં ઉતરી. છેવટે અમે ભરૂચ આવ્યા. ત્યાં નર્મદામાં નાહ્યા. શેઠે બ્રાહ્મણોને દાન આપ્યાં અને પછી મિષ્ટાન્ન જમ્યા. બીજે દિવસે મુસાફરીની તૈયારી થઈ. શેઠે સાથે આવેલા વળાવાઓને રૂપીઆ આપી વિદાય કર્યા. મારે પણ અહિંથી છૂટા પડી તમને આવી મળવાનું હોવાથી હું શેઠને મળી છૂટો પડયો અને ગાડાને આ સ્થળે લઈ આવવાનું બ્રહ્મવેશધારી સૈયદને આપણી ભાષામાં સમજાવી હું તમને આવી મળ્યો."

તેની તમામ વાત ધ્યાનપૂર્વક શ્રવણ કરી બીજો લુંટારો બોલી ઉઠયો, "રાઘવ! તને શાબાશ છે. એ માલદાર શિકાર તારા પ્રયત્નનું જ ફળ છે. હું તને સરદાર પાસેથી સારૂં ઇનામ અપાવીશ."

"મોટી મહેરબાની." રાઘવે આભારસૂચક શબ્દ ઉચ્ચાર્યો.

"તે ગાડું અહિં ક્યારે આવી પહોંચશે?"

"આજે આવવું જ જોઇએ. સૈયદ આ સ્થળેજ લઇ આવશે. મારી ગણત્રી પ્રમાણે આજે રાત પડતાં પહેલાં ગાડુ અહિં આવશે."

"ઠીક ત્યારે ચાલો આપણે આ ઝાડીની બહાર જઇ ખુલ્લા મેદાનમાં બેસીએ અને ગાડાની રાહ જોઇએ." કહી તેણે ત્યાંથી ચાલવા માંડ્યું. બન્ને જણા ધીમા પગલે જવા લાગ્યા. ગાઢી ઝાડીમાં ભૂલો પડેલો કિશોર લુંટારાઓના મુખથી ખુલ્લા મેદાનમાં જઇએ સાંભળી આનંદ પામ્યો. મેદાનમાં જવાથી કાંઇ કરી શકાશે ધારી કિશોર પણ વૃક્ષના ઓથેથી નીકળી આગળ જતા લુંટારાઓની પાછળ ધીમે પગલે લપાતો–છૂપાતો જવા લાગ્યો. રસ્તે ચાલતાં કિશોરને એક મજબુત અને જાડા વાંસની લાકડી માર્ગ વચ્ચેથી મળી આવી. આ વનમાં વાંસ પુષ્કળ ઉગેલા હતા. એ વાંસની લાકડી ઉપયોગમાં લાગશે ધારી કિશોરે ઉપાડી લીધી. આગળ ચાલતા હરામખોરો એક ટુંકા રસ્તે થઇને ઝાડીની બહાર નીકળી એક ખુલ્લા મેદાનમાં આવ્યા, કે જ્યાં ગાડાનો ચીલો અને પગ રસ્તો આવેલો હતો. બન્ને લુંટારા ગાડાના ચીલા આગળ આવેલા એક વડના ઝાડ

નીચે બેઠા. તેમની પાછળ ચાલ્યો આવેલો કિશોર પણ તે વડના ઝાડથી થોડેક દૂર આવેલા એક વૃક્ષ પર ચઢયો. તે વૃક્ષ ઘણું ઉંચું હતું. તેની ઉપર ચઢી જોવાથી ઘણે લાંબે સુધી નજર પહોંચતી હતી. કિશોરે વૃક્ષની ટોચે ચઢી લાંબી નજરે જોવા માંડયું, તો દૂર ધૂળના ગોટ ઉડતા જણાયા. કિશોર એ તરફ જોઇ રહ્યો. લગભગ અર્ધા કલાક સુધી એ તરફ જોઇ રહેતાં કિશોરને ચાલ્યું આવતું ગાડું સ્પષ્ટ જણાયું. કિશોરે નિઃશ્વાસ નાખી આત્મગત વિચાર્યું કે, "ગાડું હમણાં અહિં આવી પહોંચશે. અંદર બેઠેલાઓની દુર્દશા થશે. ગરીબ બિચારાં મુસાફર નાહકનાં હેરાન થશે." કિશોર વિચારવશ વદને ગાડા તરફ જોઇ રહ્યો. રગશીયુ ગાડુ ધીમે ધીમે ચાલ્યું આવતું હતું. ગાડુ હાંકનાર ગ્રામ્ય ભાષામાં ગીત ગાતો હતો. બળદ ધીમે ધીમે ચાલતા હતા. બળદના ગળામાં બાંધેલા ઘુઘરાનો અવાજ ચારે તરફ લાંબે સુધી સંભળાતો હતો. રાહ જોઇ બેઠેલા લુંટારાઓ ઘુઘરાના અવાજથી સમજી ગયા કે ગાડુ નજીક આવી પહોંચ્યું છે, બન્ને ઉઠયા અને વડના ઓથે છૂપાઇ ઉભા. સૂર્યાસ્તની તૈયારી હતી. જંગલમાં સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. ધીમે ધીમે ચાલતું ગાડું છેવટે નજીક આવી પહોંચ્યું. તરતજ અંદર બેઠેલો બ્રાહ્મણ વેશ ધારી મુસલમાન નીચે ઉતર્યો અને ગાડામાં ઘણીવાર બેસી રહેવાથી જાણે અકડાઇ ગયો હોય એમ ઢોંગ કરી મુખેથી જબરો ખુંખારો કરી સીસોટી જેવો અવાજ કર્યો. તેના એ અવાજની સાથે જ વડ વૃક્ષની પાછળ છૂપાઇ ઉભેલા બન્ને બદમાસો બહાર નીકળ્યા અને ગાડાની નજીક ધસી આવી તેમાંના એકે બળદની નાથ પકડી ગાડુ અટકાવ્યું. બ્રાહ્મણ વેશ ધારી સૈયદે ગાડાવાળાને નીચે ઉતરી જવાનું જણાવ્યું. પણ ગાડાવાળો નીચે ઉતર્યો નહિ. ગાડાવાળો અને શેઠ સમજી ગયા કે લુંટારાઓના પંજામાં સપડાયા છીએ. બ્રાહ્મણ પણ લુંટારો છે. તે આપણને અવળે રસ્તે લાવ્યો છે. હવે તો હરી કરે તે ખરૂં. શેઠની પુત્રી લુંટારાઓને જોઇ થરથર ધ્રુજવા લાગી. બિચારા શેઠના

ભયનો તો પાર રહ્યો નહિ, છતાં તે ઉપરથી હિંમત રાખી પુત્રીને ધિરજ આપવા લાગ્યો. ગાડા વાળો પણ સ્તબ્ધ બની ભયભીત વદને જોઇ રહ્યો. એટલામાં જ લુંટારાના વડાએ શેઠની પાસે જઇ ભયંકર અવાજે કહ્યું, "ચાલ નીચે ઉતર અને તારી પાસે જે હોય તે સઘળું મને આપી દે."

"ભાઈ! હું આ પળેજ મારી પાસેનું સર્વસ્વ તમને આપી દઉં છું. મહેરબાની કરી અમારી પર જુલ્મ ગુજારશો નહિ." કહી શેઠ ધ્રુજતા પગે નીચે ઉતર્યો. બાદ લુંટારાએ શેઠની પુત્રીને પણ નીચે ઉતરવાનું સૂચવ્યું, કે તરત શેઠે પૂછ્યું, "એને શા માટે નીચે ઉતારો છો? જો તમારે તેના દાગીનાની જરૂર હશે તો તે પણ તરત ઉતારી આપવામાં આવશે."

શેઠનું કહેવું સાંભળી લુંટારો હસતાવદને મૂછોને વળ દેતાં બોલ્યો, "અમારે એકલા દાગીના જોઈતા નથી. દાગીના સાથે તે છોકરીને પણ અમે લઇ જઇશું. ચાલ, જલ્દી નીચે ઉતર." લુંટારો નજીક જવા લાગ્યો. શેઠ બે હાથ પહોળા કરી તેને નજીક જતો અટકાવી કહેવા લાગ્યો, "અમારી પર દયા કરો, તે મારી એકની એકજ પુત્રી છે. તેના બદલામાં હું તમે કહો તે આપવા તૈયાર છું."

"ચાલ આઘો ખસી જા. અમારે તારી છોકરીની જરૂર છે. હું તેને લઈ જઇશ અને મારી બૈરી બનાવીશ." લુંટારાએ શેઠને ધક્કો મારી આગળ વધવા માંડ્યું. શેઠ તેના પગમાં પડી કાલાવાલા કરવા લાગ્યો. આથી તે હરામખોરે ગુસ્સે થઈ શેઠના લમણામાં જોરથી એક મુક્કો લગાવ્યો. શેઠ તમ્મર ખાઇ નીચે પડયો. બીજો બદમાસ જે રાઘવના નામથી ઓળખાતો હતો; તે શેઠની પાસે આવી પહેરેલાં કપડાં તપાસવા લાગ્યો. સૈયદ બળદને પકડી ઉભો ઉભો સર્વ તમાસો જોયા કરતો હતો. લુંટારાએ થરથર ધ્રુજતી બાલીકાને હાથ પકડી નીચે ઉતારી. ગરીબબાળા ભયભીત વદને સજળ નયને વિધીની વક્રલીલા અવલોકી રહી. તેને એવી રીતે ઉભેલી જોઈ દુષ્ટ લુંટારો

ફાવે એમ બોલી તે સુંદર કુમારીકાને સતાવવા લાગ્યો. સઘળા દેખાવનું અવલોકન કરી રહેલો ગાડાવાળો કે જે જાતે ગરાશીયો હતો; તેનાથી આ અસભ્ય દેખાવ જોઇ શકાયો નહિ. તેનું લોહી ઉકળી આવ્યું અને એક પળ વારમાં મારવા-મરવાનો નિશ્ચય કરી ગાડાવાળો કમ્મરમાંથી છૂરો કાઢી તેની બેઠક પરથી ઉછળ્યો અને બળદની નાથ પકડી ઉભેલા સૈયદના પેટમાં છૂરો ભોંકી દીધો. લોહીના ધોધની સાથે સૈયદ કારમી પોક પાડી લોથ થઇ જમીન પર ટૂટી પડી તરફડવા લાગ્યો. લોહી જોતાંજ ગરાશીયાને બમણું સૂર ચઢ્યું અને ગાડામાંથી એક મજબુત આડુ કાઢી શેઠનાં કપડાં તપાસતા રાઘવ પર આક્રમણ કર્યું. રાઘવ સફાળો ઉઠી ઉભો થયો. બીજો બદમાસ તેની મદદે આવ્યો. બન્નેએ ગાડાવાળા પર હુમલો કર્યો, ગાડાવાળો ગરાશીયો હાથમાંના આડાને ચારે તરફ ફેરવી દુષ્મનોને દૂર રાખી પોતાનો બચાવ કરવા લાગ્યો. પેલી તરફ ઝાડ પરથી કિશોર પણ તત્કાળ નીચે ઉતર્યો અને પેલી વાંસની જાડી લાકડી પકડી અતી ઝડપથી ત્યાં દોડી આવ્યો. તેને મદદે આવેલો જોતાંજ ગરાશીયામાં વધુ જુસ્સો આવ્યો. બન્નેએ મળી સામા બે દુશ્મનોમાંના રાઘવને જમીનદોસ્ત કર્યો. આથી બાકીનો એક બદમાસ કે જે ઘણો ભયંકર હતો તે જીવ બચાવવા નાશી છૂટયો. કિશોર ગાડાવાળાને ત્યાં થોભવાનું સૂચવી તેની પાછળ દોડયો પણ તે હાથ આવ્યો નહિ. કિશોર પાછો આવ્યો. કિશોરે ભયભીત થઇ ઉભેલી બાળાને આશ્વાસન આપ્યું. પિતાને બેશુદ્ધ પડેલા જોઇ તે બાળા રડતી હતી. કિશોરના પ્રયાસથી થોડીવારમાં શેઠ સાવધ થયા. ગાડાવાળાએ સઘળી બીના જણાવી કહ્યું કે; " જો આ બહાદરે વખતસર મદદ ન કરી હોત તો તે રાંડના મારો પણ જીવ લેત."

શેઠે કિશોરનો ઉપકાર માની પૂછ્યું " ભાઇ! તમારૂં નામ ? "

" મારૂં નામ કિશોર છે. "

" તમે આ જંગલમાં ક્યાંથી ? "

" હું માર્ગ ભૂલવાથી આમતેમ ભટકતો હતો."

"તમારે ક્યાં જવું છે?"

"સુરત."

"ત્યારે તો ઘણું સારૂં. આપણે સુરત સૂધી સાથે જઇશું. ચાલો ગાડામાં બેશી જાવ.

રાત પડતાં પહેલાં આપણે કોઇ ગામમાં પહોંચી જઇએ તો સારૂં. કહી શેઠ ઉભો થયો અને પુત્રીને લઇ ગાડામાં બેઠો. કિશોર પણ ગાડામાં ચઢી બેઠો. ગાડાવાળાએ ગાડું હાંક્યું. ગાડુ ચીલે ચીલે જવા લાગ્યું. શેઠે કિશોરની તમામ હકીકત પૂછવા માંડી. સત્ય બોલનાર કિશોરે તેની તમામ વાત શેઠને જણાવી. આ વાતચીત દર્મીયાન કિશોરે પણ જાણી લીધું કે તે જેની સાથે મુસાફરી કરે છે એ માણસ છત્રીસગઢનો નગરશેઠ છે અને તેનું નામ માણેકચંદ છે. તેની સાથેની બાળાનું નામ લલીતા છે. આ પરીચયથી કિશોરને આનંદ થયો. માણેકચંદશેઠે તેની તમામ વાત શ્રવણ કરી જણાવ્યું કે તમે મારી સાથે નાશીક ચાલો. આપણે જાત્રા કરી પાછા છત્રીસગઢ જઇશું. ત્યાં જઇ તમને રાજાની નોકરીમાં રખાવીશ." કિશોરે તેમનો ઉપકાર માન્યો અને મારૂં કાર્ય પૂર્ણ કરી હું છત્રીસગઢ આવીશ એમ જણાવ્યું. આ પછી બીજી વાતો શરૂ થઇ. સૂર્ય ભગવાન અસ્તાચળ તરફ ગમન કરી ગયા હતા. સાયંકાળનો સમય થયો હતો. પ્રકાશ ધીમે ધીમે ગયેબ થતો હતો. અંધકાર તેનો અધીકાર જમાવતો હતો. ગાડાવાળો ગામમાં જલ્દી પહોંચવાની ઇચ્છાથી બળદનાં પૂંછડાં આમળી જલ્દી ચલાવતો હતો. રાત્રિના નવેક વાગ્યાના સૂમારે ગાડું એક ગામડા નજીક આવી પહોંચ્યું, અને ગામની ભાગોળે આવેલા એક કુંભારના ઘર આગળ ગાડુ છોડવામાં આવ્યું. શેઠે ભાતાનો ડબ્બો કાઢ્યો. સઘળા ભાતુ ખાઇ પાણી પી મોડી રાતે સૂતા અને થાકથી થોડીવારે નિદ્રાને આધિન થયા.



## પ્રકરણ ૩ જું.

### સુરતમાં.

दृश्यंते भुवि भूरिनिं बतरवः कुत्रापिते चंदनाः ।
पाषाणैः परिपूरिता वसुमती वज्रोमणि र्दुर्लभः ॥
श्रुयंते करटाऽऽखाः प्रतिदिनं चैत्रे कुहू कुजितं ।
तन्मध्ये खल संकुलं जगदिदं छित्राः क्षितौ सज्जनाः ॥

પૃથ્વીપર લીંબડાનાં વૃક્ષો એકથી અનેક જોવામાં આવેછે, પણ ચંદનનાં વૃક્ષો તો ક્યાંકજ દૃષ્ટિએ પડે છે. પૃથ્વી પત્થરો વડે પરિપૂર્ણ છે પણ હિરામણી દુર્લભ છે. કાગડાના કઠોર શબ્દો નિરંતર સાંભળવામાં આવે છે પણ કોકિલાનો મધુર અવાજ ચૈત્ર માસમાંજ સાંભળવામાં આવે છે. તેમ આ જગત્ દુર્જનોથી ભરેલું છે. પૃથ્વીમાં સજ્જનો ઘણા થોડાજ હોય છે.

પ્રાતઃકાળ થતાં માણેકચંદશેઠે અને કિશોરે પુનઃ મુસાફરી શરૂ કરી. ઠંડા પહોરે રસ્તો જલ્દી કપાય છે ધારીને ગાડાવાળો બળદને ઉતાવળથી ચલાવતો હતો. માણેકચંદ અને કિશોર ધર્મની ચર્ચા ચલાવી રહ્યા હતા. બાલીકા લલીતા તેમની ચર્ચામાં ભાગ લઈ રહી હતી. કિશોરની ધર્મમાં દૃઢ શ્રધા જાણી માણેકચંદ પ્રસન્ન થયો. તેણે કિશોરને પૂછ્યું, " તમે કોઈ દિવસ મુંબાઈ ગયા છો કે ? "

" નાજી, પ્રતિકુળ સમયના યોગે હું દેશાટન કરી શક્યો નથી. "

" એકવાર મુંબાઈ જઈ ત્યાંની લીલા અવલોકો કે જેથી તમારી ખાત્રી થશે કે ત્યાં ધર્મ કેવી રીતે સંભાળાય છે. કિશોર! જ્યારથી ફિરંગી લોકોનું આધિપત્ય મોટા નગરોમાં થયું છે, ત્યારથી ધર્મનું નામ નિશાન જવા લાગ્યું છે. આમાં એ ફિરંગી લોકોનો બિલકુલ પણ દોષ નથી. તેઓતો તેમના ધર્મને પૂર્ણ પ્રીતિથી વળગી રહ્યા છે. તેઓ દેશ છોડીને આવ્યા છે; પણ પોતાનો પહેરવેશ અને ભાષા સંભાળી

રહ્યા છે, ત્યારે આપણા દેશના લોકો ધર્મ કર્મને કોરાણે મૂકી દેખા દેખી કરવા મંડી પડ્યા છે. સાહેબલોકો કોટ પાટલુન પહેરેછે એ જોઇને આપણામાંના પણ ઘણાકોએ પોતાનાં પુરાણાં વસ્ત્રોને તિલાંજલી આપી દઈ કોટ પાટલુન પહેરવા માંડયાં છે, સાહેબો ન્યાત જાતનો ભેદ રાખ્યા વિના તેમના મિત્રોની સાથે હોટેલોમાં જમે છે એવું જોઇને આપણા યુવાનો પણ વર્ણાશ્રમનો ત્યાગ કરી હલકી જાતના મનુષ્યો સાથે વીશીઓમાં પ્રીતિભોજન કરે છે. સાહેબો મડમોને સાથે લઇ ફરવા નીકળે છે; તેવું જોઇને આપણા સુધરેલા યુવાનો પણ પોતાની પત્નીઓને ફાંકડાં વસ્ત્રો પહેરાવે કે જેના તરફ દ્રષ્ટિ કરતાં દરેક મનુષ્યો આકર્ષાય તેવી ફાંકડી બનાવી બાગ–બગીચા–તમાસા વગેરે સ્થળોમાં સાથે તેડી જાય છે. કિશોર! આ સઘળો પ્રતાપ કળી કાળનો છે. મોટાં શહેરોમાં આવું ચાલી રહ્યું છે. અમારા ગામના એક બ્રાહ્મણનો છોકરો કે જે પ્રથમ ઘણો ડાહ્યો હતો, હમેશાં સ્નાન સંધ્યા કર્યા વિના ભોજન પણ કરતો નહોતો અને માતાપિતાની પ્રભુ પ્રકારે સેવા કરતો. તે બ્રાહ્મણના છોકરાને અમારા નામદાર રાજા સાહેબે અંગ્રેજી ભણવાને મુંબાઇ મોકલ્યો. તે બ્રાહ્મણનો છોકરો સાત વર્ષ મુંબાઇમાં રહી ભણ્યો અને જ્યારે ઘેર આવ્યો ત્યારે તેના વર્તનમાં–પોષાકમાં અને ભાષામાં આભ જમીન જેટલું અંતર પડી ગએલું જણાયું. જે બ્રાહ્મણનો છોકરો પ્રાતઃ-કાળમાં વ્હેલો ઉઠી સંધ્યાવંદન કરતો હતો, તેજ છોકરો તડકા ચઢે જાગૃત થઈ પથારીમાં પડ્યો પડ્યો બીડીયો ફુંકવા લાગ્યો, નાહ્યા વિના જમવા લાગ્યો. માતાપિતાને ત્રાસ આપવા લાગ્યો. ટુંકાણમાં હાલ તે છોકરો તદ્દન વર્ણશંકર બની ગયો છે કિશોર! આપણા લોકો છતી આંખ્યોએ અંધ બની ન કરવાનાં કૃત્યો કરે છે. ગોરાઓના બાહ્ય આ-ચાર–વિચારનું અનુકરણ કરે છે, પણ તેમના આંતરીક ગુણોનું અનુ કરણ કરતા નથી. આથી સમય જતાં સનાતન ધર્મનો લોપ થશે અને તેની જગાએ વર્ણશંકરતા ફેલાશે.”

કિશોરે ધ્યાનપૂર્વક શેઠની વાત શ્રવણ કરી કહ્યું, “આપનું કહેવું

સત્ય છે. આથીજ હું મોટાં શહેરોને બદલે નાના ગામડામાં રહેવાનું ઘણું પસંદ કરૂં છું. ગોરા સાહેબોનું અનુકરણ કરનારા પોતાના મનમાં એમ સમજતા હશે કે અમે આ સારૂં કરીએ છીએ; જુના ધારા તોડી સાચા સુધારામાં ભળીએ છીએ, પણ ના; તેમની એ ભયંકર ભૂલ થાય છે. તેમનો એ સુધારો તેમને પાયમાલ કરતો જાય છે દેશને અધોગતીના તળીએ ડુબાવતો જાય છે. શેઠ! એ સુધારો નથી પણ કુધારો છે. આ વિશે એક કવીએ કવિતા બનાવી છે તે કહો તે ગાઈ સંભળાવું ? ”

“ ઘણી ખુશીથી સંભળાવો, આવી આનંદી વાતોમાં આપણો રસ્તો પણ જલ્દીથી ખૂટશે. ” માણેકચંદે કહ્યું.

“ હા, ભયા શેઠ સાબ ખરૂં કેછે. એ હુધારાનું લલકારો. હુંએ હાંભળું. ” ગાડીવાળાએ કહ્યું.

કિશોરે શેઠની પુત્રી પ્રત્યે કહ્યું, “ બહેન ! તમે પણ બરાબ સાંભળજો અને આ સત્ય સુધારો છે કે ભયંકર કુધારો છે તેનો મનથ નિર્ણય કરજો. ” કિશોરે ધીમે ધીમે ગઝલ ગાવા માંડી.

સુધારાના સપાટામાં ગપાટા મારતા ગાંડા,
ઝપાટા મારતા ઝાઝા, શું સાચો એ સુધારો છે ?
ખુવારી થઈ ખુમારીમાં, જુવાની ગઇ જુસ્સાઓમાં,
કીધું નહિ લોકનું કલ્યાણ, શું સાચો એ સુધારો છે ?
પિતાને માતને પજવે, પિતાનાં વેણ ના પાળે,
મુરખ ન માને માતાનું, શું સાચો એ સુધારો છે ?
પ્રિયાને રાખી પાસામાં, ફરે મેદાનમાં ફેરા,
મુરબ્બીનું ન રાખે માન શું સાચો એ સુધારો છે ?
રહે છે રાતમાં રાજી, ઉલક સમ દિવસે ઉંઘે,
પચીસે થાય છે પૂરા, શું સાચો એ સુધારો છે ?
રસોડાં નહિ રૂચે ને હમેશાં જાય હોટેલમાં,

વટલાવામાં વડાઇ લે, શું સાચો એ સુધારો છે ?
વડાઈની કરે વાતો, વડીલોનું નહિ માને,
જુનાંને મારતા જુતાં, શું સાચો એ સુધારો છે ?
ઉનાળામાં પીતાં ઉન્હાં, પ્રીતે રૂચી વીના પીણું,
ગરમ કપ કોપીના ગમતા શું સાચો એ સુધારો છે ?
વિના ખપની કરે વાતો, વિના ફળના કરે વાદો,
ચિત્તે સ્મરે ચિરૂટાને શું સાચો એ સુધારો છે ?
મનોહર બુટને મોજાં પ્રીતે રોગાનનાં પહેરે,
લટકતી લાકડી રાખે, શું સાચો એ સુધારો છે ?
ચતુર થઈ પહેરતાં ચસ્માં, છતી આંખે બને અંધાં,
ફસાયાં રૂડી ફેશનમાં, શું સાચો એ સુધારો છે ?
કપાવે બાલ કાતરથી, ફસાઇ મુઢ ફેશનમાં,
શિખાના મર્મના સમજે, શું સાચો એ સુધારો છે ?
પ્રિતે નહિ પાઘડી પહેરે, મૂકી ટોપી ફરે માથે,
કૉલર બાંધે ગળે કશીને, શું સાચો એ સુધારો છે ?
વળીને કેડથી વાંકા, હસીને હસ્ત મેળાવે,
ચટકતી ચાલથી ચાલે, શું સાચો એ સુધારો છે ?
વટલીને દેહ વટલાવે પંગતની ના કરે પરવા,
ન રાખે નાત્યનો નાતો, શું સાચો એ સુધારો છે ?
સુધારાની સવાઇ કે, ભવાની આ ભવાઇ છે,
નકલની આ નવાઈ કે, શું સાચો એ સુધારો છે ?

" અરે વાહરે કિશોરભાઇ તમે તો ભારે કરી. આવું નવાઈનું ગીત તો મ્હેં આજ સૂધી કયાંઇ પણ હોંભળ્યું નોતું. વાહરે વાહ." ગાન પૂર્ણ થતાં ગાડાવાળો બોલી ઉઠયો. શેઠને પણ આનંદ પડયો. આવું મઝાનું ગાન બનાવનાર કવીને અને મધુર કંઠેથી ગાનારા કિશોરને શેઠ તરફથી ધન્યવાદ મળ્યો. ગાનનું મનન કરતી લલીતા બોલી, " આવા સમયમાં દરેક ધર્મના ગુરૂઓ અને આચાર્યોએ બહાર

પડી સત્ય સમજાવવું જોઇએ. જો એમ નહિ થાય તો આ ઝેરી સુધારો જતે દહાડે સત્યાનાશ વાળશે."

"બહેન! એમજ થશે. કારણકે આપણા ધર્માચાર્યો અને બ્રાહ્મણો સુખ વૈભવમાં પડી આંખ્યો આડા કાન કરી કુંભકર્ણ રાક્ષસની સમાન ઘોર નિદ્રામાં પડયા રહ્યા છે. આથી જતે દિવસે આનો દોષ તેમને માથેજ આવવાનો." કિશોરે જણાવ્યું.

"ભગવાને ધાર્યું હશે તે થશે. આપણું ધાર્યું કંઈ કામ આવનાર નથી." માણેકચંદ બરબડ્યા. વાતોમાંને વાતોમાં મધ્યાન્હકાળ થયો. બળદ થાકી ગયા હતા. ગરાશીઆએ કહ્યું, "શેઠ! સૂરજ માથે આવ્યો, કહો તો ગાડુ છોડું?"

"કોઈ કુવા આગળ ગાડુ છોડ્યું હોય તો ઠીક." શેઠે જણાવ્યું

આખરે એક કુવા આગળ ગાડુ આવી અટક્યું. શેઠ, કિશોર અને લલીતા એક શિતળ વૃક્ષ નીચે જઈ બેઠાં. ગાડાવાળો બળદને પૂળા નાખી સઘળાની પાસે આવી બેઠો. થોડી વાર થાક ખાઇ સઘળા કુવા પર ગયાં અને કુવામાંથી પાણી કાઢી વારાફરતી નાહ્યાં. ગરાશીયે નાહિને સૂર્યને પગે લાગવા મંડયો. સ્નાનાદિકથી પરવારી પુનઃ સઘળા વૃક્ષ નીચે આવી બેઠાં. શેઠે ખાવાનું કાઢ્યું. સૌએ ઇચ્છાનુસાર ખાઇ લીધું. બાદ વિવિધ પ્રકારની વાતો ચાલવા લાગી. વાતોમાં વખત જલ્દી ખૂટી ગયો. નમતે પહોરે ગાડુ જોડવામાં આવ્યું અને ત્યાંથી પ્રયાણ શરૂ થયું. આખરે સુરત આવ્યું. અહિં કિશોરને છૂટા પડવાનું હતું. તેણે શેઠની રજા માગી. શેઠનું હૃદય ભરાઇ આવ્યું. કિશોરને છત્રીસગઢ જરૂર આવવાનું કહી શેઠે રજા આપી. કિશોર પ્રણામ કરી તેમનાથી છૂટો પડયો તે જે જગાએ ગાડામાંથી ઉતર્યો ત્યાંથી સૂરત એક ગાઉ દૂર થતું હતું. માણેકચંદ જો સુરતમાં થઇને આગળ જાય તો તેમને પાંચ ગાઉને વધુ ચકાવો ખાવો પડે, આથી કિશોર સુરતથી એક ગાઉ દૂર ઉતરી પડયો. તેના ટુંક સહવાસથી-વર્તનથી માણેકચંદ અને લલીતા ઘણ પ્રસન્ન થયાં હતાં. માણેકચંદે કિશોરને છૂટા પડતી વખતે અતી આ

ગ્રહપૂર્વક પચીસ રૂપીઆ આપ્યા. તેમનાથી છૂટા પડતાં કિશોરનું દિલ પણ ભરાઇ આવ્યું. તેમાં વળી આ પચીસ રૂપીઆ શેઠે આપવાથી કિશોર ગળગળો થઇ ગયો અને સંભાળીને જજો, હું એકાદ માસ પછી જરૂર છત્રીસગઢ આવીશ વગેરે કહી કિશોર શેઠથી છૂટો પડી ઉતાવળે પગે સુરત તરફ જવા લાગ્યો. શેઠનું ગાડું પણ દૃષ્ટિ મર્યાદામાંથી અદૃશ્ય થઇ ગયું. રાત્રિના આઠેક વાગ્યાના સુમારે કિશોરે સુરત શહેરમાં પ્રવેશ કર્યો. શહેરમાં પ્રવેશતાં જ તેના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે હવે જવું ક્યાં ? કારણકે તે કોઇને ઓળખતો નહોતો. સુરત શહેરથી તે તદ્દન અજાણ્યો હતો. અંગ્રેજ ફ્રેંચ અને વલંદાઓના નિવાસથી સુરતની શોભા મનહર થઇ રહી હતી. સુરતના લોકો આનંદી અને પૈસાપાત્ર હતા. આ વખતે સુરત નવાબના તાબામાં છે એમ કહેવાતું હતું; પણ તેની સત્તા ફક્ત નામનીજ હતી. સુરત નવાબનું એટલુંજ કહેવાતું. કારણકે સુકુશળ ગોરા સાહેબોએ નવાબ સાહેબને ક્યારનાએ એશઆરામના શરણમાં તદ્રુપ બનાવી દીધા હતા, અને સુખ ભોગવવા ઉત્પન્ન થએલા નવાબ સાહેબને આ રાજ્ય ખટપટની ઉપાધીથી વિમુક્ત કરી દર માસે મોટી રકમ આપવાનું કરી એક સુંદર મહાલયમાં નિવાસસ્થાન આપ્યું હતું. નવાબ સાહેબે પણ અતી આનંદથી પોતાને દર મહિને મળતી મોટી રકમથી નિરંતર અમોદ પ્રમોદમાં જીવન વ્યતિત કરવા માંડયું. ગોરા વેપારીઓએ ઘણા સુધારા વધારા કર્યા. પોતાનાં થાણાં સ્થાપ્યાં. આ વખતે સુરત પૂર્ણ ચડતીમાં હતું. આજની માફક તેની સુરત રડતી નહોતી. તે વખતે તો સુરત સોનાની મૂરત એમ કહેવાતું. આવા પ્રાચીન શહેરમાં પ્રવેશી કિશોર ક્યાં જવુંના વિચાર કરતો આસપાસની રમણીયતા અવલોકતો આગળ ચાલ્યો જતો હતો. તેના પેટમાં ભૂખ કકડીને લાગી હતી. રાત્રિ ગુજારવાના સ્થળની શોધમાં આગળ વધતા કિશોરે એક માણસને પૂછ્યું, " ભાઈ! અહિં આટલામાં ક્યાંઇ વીશી હશે કે ? "

"હા, જમણા હાથ તરફ સીધા રસ્તે ચાલ્યા જાવ. થોડેક દૂર જતાં

એક બ્રાહ્મણીયા વીશી આવશે." રસ્તે જનાર માણસ આટલું જણાવી ચાલતો થયો. કિશોર જમણા હાથ તરફના રસ્તે જવા લાગ્યો. થોડે દૂર જતાંજ એક સુશોભિત મકાન આવ્યું. અંદર દીપકો ઝગઝગી રહ્યા હતા. કિશોરે ઉંચે જોયું. એક પાટીયું લટકાવેલું હતું. તેની ઉપર મોટા અક્ષરે "બ્રાહ્મણીઆ વીશી" એમ લખેલું હતું. કિશોરે તે મકાનમાં પ્રવેશ કર્યો. મકાન ઘણું મોટું હતું. મકાનની અંદરના એક ઓરડામાં વીશીનો માલીક બેઠો હતો. કિશોરે તેની પાસે જઇ જમવા-રહેવાની ઇચ્છા જણાવી. વીશીના માલીકે બે વખત જમવાના અને રહેવાના રોજના બાર આના જણાવ્યા. કિશોરે નામ લખાવ્યું. આ પછી એક નોકરની સાથે કિશોરે સ્નાન કરવાની જગાએ જઇ સ્નાન કર્યું અને પછી ભોજનાલયમાં આવી ભોજન કરવા પાટલા પર બેઠો. સેવકે જળપાત્ર લાવી તેની સમિપ મૂક્યું. ક્ષુધા અત્યંત સંતાપતી હોવાથી કિશોર ઝપાટાબંધ જમવા લાગ્યો. કિશોર જે સ્થળે જમવા બેઠો હતો; તેની નજીકના ઓરડામાં ઘણા માણસોના જમવાની ધમાલ ચાલી રહી હતી. જમનારાઓ જમતાં જમતાં વિવિધ પ્રકારની વાતો કરી મોટેથી હસતા હતા. કિશોરે રસોઇ પીરસનાર મહારાજને પૂછ્યું કે ત્યાં જમનારા કોણ છે? મહારાજે જણાવ્યું કે અત્રેના એક નામાંકીત શેઠના પુત્રની આજે જન્મગાંઠ હોવાથી તેઓશ્રી પોતાના મિત્રોને લઇ અત્રે જમવાને પધાર્યા છે."

કિશોરની ઇચ્છા તે શ્રીમાનને જોવાની થઇ. તેણે જમી રહી હાથ ધોયા અને પછી ત્યાંથી જતાં જે ઓરડામાં શેઠ અને તેમનું મિત્રમંડળ જમતું હતું ત્યાં નજર કરી તો તેને જણાયું કે શેઠ અને તેના મિત્રો અતી આનંદથી જમી રહ્યા છે. પછી કિશોર વીશીના માલીક પાસે આવ્યો. વીશીવાળાએ તેને એક ઓરડા તરફ હાથ લંબાવી જણાવ્યું કે ત્યાં તમારે સૂવાનું છે. કિશોર તે વીસીવાળાની પાસે બેસી વાતો કરવા લાગ્યો. લગભગ અર્ધા કલાકે શેઠ અને તેના મિત્રો પણ જમીને તે ઓરડામાં આવ્યા. આ ઓરડો વિશાળ હતો. એક બાજુએ

ખુરશીઓ ગોઠવેલી હતી અને બીજી બાજુએ એક ગાદી અને છત્ર પલંગ બીછાવેલો હતો. શેઠના મિત્રો ખુરશીઓમાં ગોઠવાઇ ગયા. શેઠ ગાદી પર આડા થયા. કિશોરે શેઠના મુખ સામે જોયું. શેઠનું શરીર વયના પ્રમાણમાં કંઇક વિશેષ જાડુ જણાયું. શેઠની ઉમ્મર પાંત્રીસેક વર્ષની હતી. મુખ ગોળ હતું. રંગ ઘઉંવર્ણો હતો. આંખ્યો ઝીણી હતી. ગરદન ટુંકી હતી તેથી ગરદન અને ગળાંનો ભાગ એકાકાર હોય એમ જણાતું. જમવામાં જાણે ઘણોજ પરીશ્રમ પડયો હોય તેમ એ ભીમ-કાય શેઠ ગાદી પર પડયા પડયા મુખ પહોળું કરી હાંફવા લાગ્યા. નોકર પાન સોપારીનો થાળ લઇ આવ્યો. શેઠે પાન સોપારી લઇ મુખમાં મૂકી. મિત્રોએ પણ પાન સોપારી સ્વીકારી. દૂર બેઠેલા કિશો-રને પણ મુખવાસનો લાભ મળ્યો. પાન ખાઇ મિત્રોએ બીડીઓ સળગાવી. શેઠ સાહેબે વિલાયતી કાગળની બીડી ( સીગાર ) સળગાવી ફુંકવા માંડી. તે સમયમાં જે શેઠ હોય તેજ કાગળની બીડી પીતો. બીડીઓ ફુંકતું મિત્રમંડળ શેઠને સલામ કરી વેરાયું. શેઠનો એક મુખ્ય મિત્ર સૌના ગયા પછી ખુરશી પરથી ઉઠી શેઠની નજીક જઈ ગાદીપર બેઠો. વીશીવાળો તો કયારનોએ ચાલ્યો ગયો હતો. કિશોર એક ખૂણામાં બેઠો બેઠો સર્વ પ્રકાર અવલોકી રહ્યો હતો. થોડીવારે પોતાની પાસે બેઠેલા મિત્રને શેઠે પૂછ્યું, "કાં મતીલાલ ! બરાબર મઝા પડી હતીને!"

એક દિલના મિત્રો એકઠા થાય ત્યાં મઝા કેમ ન પડે ? રસોઇ પણ ઘણી મઝાની થઈ હતી." મતીલાલે કહ્યું.

"દોસ્ત મારાથી આજે બરાબર ખાઇ શકાયું નથી. પેલા હરા-મખોર તીકમાએ આજે તાડીના ત્રણ પ્યાલા પરાણે પીવરાવ્યા, અને તે પછી ઉપરથી સૂરાનો પણ એક પ્યાલો મળ્યો. કહે ભાઇ ! આવી સ્થિતિમાં મારાથી કેવી રીતે ખોરાક લઇ શકાય ? " શેઠે તેમની વાત જણાવી.

"ત્યારે તમે તો હજી નિશામાંજ હશો ?" મતીલાલે પૂછ્યું.

"હા, કંઇક એમ છે ખરૂં. મારી આંખ્યો ઘેરાય છે." શેઠે જણાવ્યું.

"જો આંખ્યો બહુ ઘેરાતી હોય અને ગભરામણ જેવું લાગતું હોય તો લ્યો આ અમલની એક કાંકરી ઉડાવી જાવ. નિસો નિસાને દબાવે છે." મૂર્ખના શિરોમણી મતીલાલે ખીસ્સામાંથી ડબ્બી કાઢી અંદરથી અફીણની ગોળી કાઢી શેઠના હાથમાં આપી. દુનીયામાંના તમામ દુર્ગુણ સંપન્ન અને સઘળા વ્યસનને આધિન શેઠ સાહેબ સોપારીના નાના કટકા જેટલું અફીણ ઉડાવી ખુંખારો કરી પેટ પર હાથ ફેરવવા લાગ્યા. વખત જતાં ભીંત પર લટકાવેલી ઘડીઆળમાં બારના ટકોરા થયા. મતીલાલ જવાને ઉભો થયો. શેઠે પૂછ્યું, "હવે ક્યારે આવીશ ?"

"કાલ સવારે." મતીલાલે કહ્યું.

"લગીર વ્હેલો આવજે, કારણકે આપણે પેલી...વાતનો નિશ્ચય કરી નાખવો છે."

"બહુ સારૂં, બીજું કાંઈ ?" મતીલાલે પૂછ્યું.

"પેલા નોકર વિશે કહ્યું હતું તેનું શું કર્યું ?"

"તે પણ બે ત્રણ દિવસમાં થઇ પડશે. લ્યો જાઉં છું." કહી મતીલાલ નિશાના જોરથી અગર તો શેઠની મૂર્ખાઇથી હસતો હસતો બહાર નીકળી રસ્તે પડ્યો. જુવાનીના મદમાં મદમસ્ત થએલો વ્યસની શેઠ પોતાના સુંદર બંગલા છોડી રાત્રિ ગુજારવા વીસીમાં પડ્યો રહ્યો. અહિં રહેવામાં તેનો ગુપ્ત ઉદ્દેશ હોય તો તે જાણે. પણ તે શેઠ અત્યારે તો અહિંજ રહ્યો. કિશોર ખૂણામાં બેસી રહી વિચાર કરતો હતો. તેનો ઇરાદો વીલીયમ સાહેબને મળવાનો હતો. વિલિયમ સાહેબને મળવા માટે ઘણો શ્રમ કરવો પડશે, નોકર ચાકરોની ખુસામદોમાં ઘણા દિવસ જશે અને પૈસા પણ જોઇશે. આને માટે કોઈની નોકરી સ્વીકારવી પડશે. નોકરીના વિચારવાળા કિશોરે શેઠના મુખમાંથી નોકર શબ્દ સાંભળ્યો. કિશોરે જાણી લીધું કે આને નોકરની જરૂર છે, તો લાવ હું તેને મારી ઇચ્છા જણાવું. કહી કિશોર ઉભો થયો અને શેઠની નજીક આવી ઉભો. શેઠ આંખ્યો બંધ કરી નીસાના જોરે ઝોકાં મારતો હતો.

કિશોરે તેમને જાગૃત કરી પર્યંકમાં સૂઈ રહેવાની સૂચના કરી. શેઠ હસ્તે વદને ઉભો થયો, પણ લથડીયું ખાધું. કિશોરે તેનો હાથ પકડી લઇ પલંગમાં સૂવાર્યો. દીપક પૂર્ણ પ્રકાશથી પ્રકાશી રહ્યો હતો. તે શેઠજીએ કિશોરના સામે થોડીકક્ષણપર્યંત નિહાળી રહી પૂછ્યું, " તું કોણ છે ? "

" માણસ. " કિશોરે જવાબ આપ્યો.

" એતો હું પણ જાણું છું કે તું માણસ છે, પશુ નથી. પણ અહિંનો રહેવાશી છે કે કોઇ બીજા ગામનો ? "

શબ્દોની મીઠાશ વીહીન જીભવાળા અને અન્ય માણસોને બોલાવવાની સભ્યતાના જ્ઞાન વિનાના અક્કલ શૂન્ય શેઠે પુનઃ પ્રશ્ન કર્યો. ચાલાક કિશોરે તેના સ્વભાવથી જાણીતા થઇ કહ્યું, " શેઠ સાહેબ ! હું પરદેશી છું. "

એક પરદેશીના મુખથી શેઠ સાહેબનું મળેલું માન સાંભળી માનના ભૂખ્યા શેઠજી ખૂબ ખૂશી થઈ બોલ્યા, " તારૂં નામ ? "

" કિશોર ? "

" ઘણુંજ મઝેનું નામ છે. વારૂં અહિં આવવું ક્યારનું થયું છે?"

" આજેજ. "

" જમ્યો કે નહિ ? "

" આપ આપના મિત્રો સાથે જમતા હતા તે વખતે હું પણ ભોજન કરતો હતો. "

તેના મિઠા શબ્દોથી આનંદ પામી શેઠે કહ્યું, " અલ્યા ! તારી બોલી તો ફક્કડ છે. તું આજે અહિં આવ્યો અને મને મળ્યો તેથી સારૂં થયું. કારણકે મને આજે પાંત્રીસમું વર્ષ ઉતરી છત્રીસમું બેઠું છે. તેની ખુશાલીમાં મ્હેં મારા મિત્રોને અહિં જમવાને નોતર્યા હતા. કિશોર ! તારા જમવાના પૈસા પણ હું આપીશ હાંકે. "

" આપનો ઉપકાર થયો. "

" આ શહેરમાં કેમ આવવું થયું છે ? "

"નોકરી ખોળવા, હું ઘણો ગરીબ માણસ છું."

"ચાલો, ઘણું સારૂં થયું કે તું મને અત્યારે જ મળી ગયો. મેં થોડીવારપરજ મારા દોસ્તને એક નોકર લાવવાનું કહેલું છે. સવારે તેને ના પાડીશ. તું સવારે મારા બંગલે આવજે."

"બહુ સારૂં, આપનો બંગલો ક્યાં આવ્યો છે?"

"બેગમપૂરામાં. ત્યાં મારો મોટો બંગલો છે અને બંગલાની બહાર એક થાંભલા પર પાટીયું મારેલું છે તેમાં મારૂં નામ મી. પ્યારેલાલ પન્નાલાલ બ્રોકર એન્ડ બ્રોથર એમ પીતળના અક્ષરોથી લખેલું હશે. તે વાંચી તું બેધડક અંદર ચાલ્યો આવજે." કિશોર નામ યાદ રાખી સલામ કરી ચાલતો થયો અને પોતાના શયનસ્થાને જઈ સૂતો. તેના ગયા પછી વીશીવાળો શેઠસાહેબ પ્યારેલાલની પાસે આવી બોલ્યો, "મહેરબાન! તબીયત સારી છેને?"

"હા! કેમ?"

"મલકાજાન સેવા માટે આવી છે."

"તેને અંદર મોકલી બારણું બંધ કરી તમે જાઓ. મલકાજાન આજે આખી રાત અહિં રહેશે."

વીશીવાળો ગયો. મલકાજાન શેઠની સેવામાં હાજર થઇ. બારણું બંધ થયું. મલકાજાને શેઠને રીઝાવી ખુશ કરવા માંડયાં. સમય જવા લાગ્યો. રંગ રાગ મચી રહ્યો. અક્કલનો અધુરો અને પૈસાથી પૂરો પ્યારેલાલ મલકાજાનના કૃત્રિમ પ્રેમમાં લુબ્ધ બની મર્કટની માફક નાચવા લાગ્યો. હવે શું? કંઇ નહિ. 'રમણી રજની બે મળે, શું ન કરે ઉત્પાત?' ચાલો આપણે પણ જતા રહીએ. મુક્તાલાલને આનંદ માણવા દયો. જુઓ દીવો પણ ગુલ થયો.



## પ્રકરણ ૪ થું.

### પ્યારેલાલ.

यः स्वभावो हि यस्तास्ते ।
स नित्यं दुरतिक्रमः ॥
श्वा यदि क्रियते राजा ।
तत्किं नाश्नात्युपानहम् ॥

અર્થાત્—સ્વભાવ જેનો પડેલ છે, તે ક્યમે કરીને જાયજ નહિ. કદાપિ આપણે શ્વાનને રાજા બનાવીએ તોપણ શું તે જોડા ચાટશે નહિ ? ચાટશેજ.

મી. પ્યારેલાલનો પિતા સુરત શહેરમાં શ્રીમાન ગણાતો હતો. તે ઘણી ગરીબી હાલતમાં એક નાના ગામડામાંથી આવી સુરતમાં આવી વસ્યો હતો. તેનું નામ પન્નાલાલ હતું. તેને ગુજરાતીનું સારૂં જ્ઞાન હતું. નામા–ઠામામાં હોંશીયાર હતો. આ સાથે બુદ્ધિવાન–કાર્યદક્ષ અને સ્વાર્થ પટુ પણ હતો. કંજુસાઇ એ તેનામાં મોટામાં મોટો ગુણ હતો. પન્નાલાલ પોતાની પત્ની સાથે સુરતમાં આવી પ્રથમ શાહપુરમાં ભાડાના ઘરમાં રહ્યો; અને લોકોની ઉઘરાણી–નામુ લખી તથા પરચુરણ કામ કરી ઉદર પોષણ કરવા લાગ્યો. આ વખતે તેની ઉમ્મર બાવીસ વર્ષની હતી. દિવસો જતાં પન્નાલાલ સુરત શહેરથી જાણીતો થયો. તે જેનું કામકાજ કરતો તેના સ્વભાવાનુસાર વર્તતો, તેના હાજી હાના વર્તનથી અને ખુસામદની ટેવથી જે લોકોનું તે કામકાજ કરતો તેઓને પન્નાલાલ પ્રીતિ પાત્ર થઇ પડયો. આવી રીતે બે વર્ષ વીતી ગયાં. પન્નાલાલ પાસે બસો ત્રણુસો રૂપીઆનો જીવ થયો. આ અરસામાં મુંબાઇનો એક વ્યાપારી સુરતમાં આવ્યો. તેની સાથે પન્નાલાલનો મેળાપ થયો. તે વ્યાપારી ઘણો બાહોશ હતો. પન્નાલાલ ચાલાક જણાયાથી તે વ્યાપારીએ તેને પોતાની નોકરીમાં રાખ્યો. વર્ષ દહાડે બસો રૂપી-

આનો પગાર ઠરાવી પન્નાલાલ મુંબાઇ ગયો અને પોતાના કામકાજથી શેઠને પ્રસન્ન રાખવા લાગ્યો. તેણે પોતાની નિપુણતાથી શેઠની અને શેઠનાં તમામ સ્નેહિજનોની કૃપા મેળવી. પન્નાલાલ કરતો કારવતો થઇ પડયો. શેઠે તેની પર પૂર્ણ વિશ્વાસ મૂકયો. પન્નાલાલ મોટા-મોટા વ્યાપાર કરી શેઠને દ્રવ્ય મેળવી આપવા લાગ્યો. તેણે પોતાને ઘણો ફાયદો કરી આપ્યો જાણી ગરીબને ઉન્નતિના રસ્તે ચઢાવી સુખી કરવાની ઇચ્છાવાળા શેઠે જતે દિવસે પોતાના વેપારમાં પન્નાલાલનો બે આની ભાગ ઠરાવી ભાગીદાર બનાવ્યો. પન્નાલાલ નોકર મટી ભાગીદાર બન્યો. તેના આનંદનો પાર રહ્યો નહિ. તે જેવો કાર્યદક્ષ અને સ્વાર્થપટુ હતો તેનાથી વળી વધારે ભયંકર કામ કરનાર પણ હતો. લોકોને ઉંધું ચતું સમજાવી માલ હજમ કરવામાં, લોકોને મોટી લાલચોથી લલચાવી વિશ્વાસઘાત કરવામાં અને ગરીબોની થાપણો હજમ કરવામાં એકકો હતો. તે દરેકને વ્યાજે નાણાં ધીરતો. અજ્ઞાન અભણ જનોની તો તે ગરદનજ કાપતો. આવાં અનેક પાપકર્મો કરી તેણે તેની ત્રીસ વર્ષની ઉમ્મર થતામાં તો પચીસ ત્રીસ હજારની પુંજી એકત્ર કરી. આ અરસ્સામાં તેને પુત્રની પ્રાપ્તિ થઇ. પન્નાલાલે સાકર વ્હેંચી. પણ તેનો એ આનંદ વધુ વખત ટકયો નહિ. પુત્ર પંદરમે દિવસે મરી ગયો. આ પછી પાંચેક વર્ષ વિતતાં તેના ભાગીદારનો પણ એકાએક દેહાંત થયો. પન્નાલાલના શિરે બધો બોજો આવી પડયો. શેઠનાં પત્ની અને બાળકને જુઠ્ઠું સમજાવી ધાપ મારવા લાગ્યો. શેઠાણીનો ભાઇ ઘણો વિચિક્ષણ હતો. તેણે પન્નાલાલની સ્વાર્થ વૃત્તિ જાણી પોતાની બ્હેનને સર્વ વાત વીદીત કરી. શેઠાણીએ પન્નાલાલને બોલાવી ભાગમાંથી છૂટો કરી રજા આપી. પન્નાલાલ ઘણો ચિડાયો. તે ઘણો દ્વેશી માણસ હતો. મનથી અપશબ્દો બોલતો તે પોતાને મકાને આવ્યો. તેને હવે નોકરી કરવાનો અથવા તો બીજો ધંધો કરવાની જરૂર રહી નહોતી. ભાગીદારીના ભાગથી અને અનેકની ધાપોથી તેની પાસે લગભગ બે ત્રણ લાખની મિલ્કત એકત્ર થઇ હતી. પન્નાલાલ

હવે ભાડાના ઘરમાં રહેતાં શરમાવા લાગ્યો. તેણે શાહપુરમાં ત્રણ અને બેગમપૂરામાં બે મળી પાંચ મકાનો ખરીદયાં. શાહપુરમાં નાના મકાનો હતાં પણ બેગમપૂરાનાં મકાનો બંગલાના ઘાટનાં હતાં. તેણે રહેવાનું શાહપુરમાં રાખ્યું હતું. મિત્રોને મળવા, પરચુરણ કામ કરવાને બેગમપૂરાનો એક બંગલો ઉપયોગમાં આવતો હતો. ભાગીદારીની જંજાળમાંથી નિવૃત્ત થઇ શેઠ કહેવાતા પન્નાલાલે ધીમે ધીમે સટ્ટાનો ધંધો કરવા માંડયો. માણસ માત્રને તેના જીવનમાં સુખનાં દસ વર્ષ આવે છે. આ દસ વર્ષમાં મનુષ્ય પુરૂષાર્થ કરે તો ભાગ્યલક્ષ્મીને વરે છે અને જે આળસ પ્રમાદમાં એ સુખનાં દસ વર્ષને ગુમાવે છે તે દુ:ખી થઇ રડે છે. પન્નાલાલ આવા સમયને ગૂમાવે એવો મૂર્ખ નહોતો. તેના દાવ સવળા પડતા હતા. રૂ અળશી–અફીણના સટ્ટામાં તેને પુષ્કળ નાણાં મળ્યાં. પાંચ વર્ષમાં તો પન્નાલાલ દસલાખનો આસામી થયો. આટલું બધું દ્રવ્ય પાસે હોવા છતાં પન્નાલાલ સુખ–સંતોષથી રહી શકતો નહોતો. ધર્મમાં એક પાઇ પણ ખર્ચતો નહોતો. ભોગજોગે કોઈ ગરીબ બ્રાહ્મણ અગર ભીખારી યાચના કરવા આવતો; તો તે દાંતીયા કરતો અને એક પાઇ પણ આપ્યા વિના ગરીબોને ધમકાવી કાઢી મૂકતો. મોટી મીલ્કતનો માલેક હતો; પણ તેને ત્યાં એક નોકર સિવાય બીજો નોકર હતો નહિ. તેની પત્નીને દરેક કામ જાતે કરવું પડતું. તે બીચારી ઘણી ભલી માણસ હતી. પન્નાલાલ તેને ત્રાસ આપતો. સ્વામીને જોતાજ તે ધ્રુજી ઉઠતી. જે એક નોકર રહેતો, તે પણ પૂરો એક માસ પન્નાલાલની નોકરી કરી શકતો નહિ. દર મહિને નવો નોકર આવતો. અને કંઇક વાંક પડતાં કરેલી મહેનતનો પગાર ગૂમાવી અરે પન્નાલાલ શેઠના ચોપડે જમે રાખી ઘર ભેગો થઈ જતો. પન્નાલાલ આવો કંજુસ હતો. તે સર્વ સુખ સાહ્યબીને ધીક્કારનારો હતો પણ તેની સાથે તેનામાં એક મહાન દુર્ગુણ રહેલો હતો. તે એકે પોતે મહા વ્યભીચારી હતો. તે પોતાની ચાતુર્યતાથી, લોભથી–લાલચથી અનેક અબળાઓને ફસાવતો. આવી રીતે પન્નાલાલ શેઠનો

સુખી સમય પસાર થતો હતો. એવામાં પન્નાલાલની પત્ની મૃત્યુ પામી. બીચારીની પાછળ કંજુસ પન્નાલાલે એક રાતી પાઇનું પણ દાન કર્યું નહિ. જેવી આવી હતી તેવીજ ગઈ. પત્નીને મરી ગએ હજી બે માસ પણ પૂર્ણ થયા નહોતા એટલામાં તો પન્નાલાલે પોતાને માટે કન્યા મેળવી લાવવાને અનેક માણસોને સૂચના આપી. પન્નાલાલની ન્યાતમાં નાતરા (પુનર્લગ્ન) નો રીવાજ હતો. પુરૂષ અનેક પત્નીઓ કરી શકતો અને સ્ત્રીયો પણ ધણીની સાથે નહિ બનતાં છેડા છૂટકો જેને અંગ્રેજીમાં ડાઇવર્સ કહે છે તે મેળવી લઇ અન્ય પતિ કરતી. વિધવાઓ અન્ય પુરૂષો સાથે લગ્ન કરી ઘર માંડતી. એક પતિની સેવા કરી જીવન વ્યતિત કરવું એવો કંઇ કાયદો તેમની ન્યાતમાં નહોતો. પન્નાલાલને માટે અનેક કન્યાઓ-વિધવાઓની વાતો આવવા લાગી. અંતે એક વિધવાને પસંદ કરી પન્નાલાલે તેને પત્નીપદ આપી પોતાના સર્વસ્વની માલીક બનાવી. પતી-પત્નીએ છમાસ આનંદમાં વ્યતિત કર્યા. સાતમે મહિને પતિના સ્વભાવથી અને વર્તનથી નવાં ગૃહિણીને કલેશ કંકાશનું કારણ સ્વીકારવું પડ્યું. પરીણામમાં સુખ સાહ્યબી ભોગવવા આવેલી બાઇને છેડા છૂટકો લઈ અન્ય પતિનું ઘર માંડવું પડ્યું. પન્નાલાલ પૈસા પાત્ર હોવાથી તેને સ્ત્રીયોની ખોટ શી ? વળી હૈયાફુટા હેવાનો અને પોતાની પુત્રીઓના ભવિષ્યના સુખની લગીર પણ દરકાર નહિ રાખનારાઓનો આપણા દેશમાં કંઇ ટોટો નહિ હોવાથી ફક્ત પૈસાને જોઇ પુત્રીઓ આપનારાં માબાપોની અનેક બાળાઓ-વિધવાઓ પન્નાલાલને માટે તૈયાર હતી. પન્નાલાલે ત્રીજી બાઇ સાથે લગ્ન કર્યું. એની સાથે બે વર્ષ સુખમાં ગયાં; પણ તેને આટલા વખતમાં કંઇ સંતાન નહિ થવાથી પન્નાલાલે તેને કાઢી મૂકવાના ઇરાદે માર ઝુડ શરૂ કરી દુઃખ દેવા માંડ્યું. ત્રાસ-જુલ્મથી કંટાળેલી બાઇએ બીજે નાતરે નહિ જવાની ઇચ્છાથી આત્મહત્યા કરી. પન્નાલાલને તેથી પણ કંઇ અસર થઈ નહિ. પત્નીના મરણના સોળમે દિવસેજ પન્નાલાલે એક કુમારી પણ વયમાં આવેલી બાળા સાથે નાતરૂં કર્યું. આ બાઇ ચાલાક અને

સ્વામીના સ્વભાવને અનુકુળ થઇ વર્તનારી હોવાથી આનંદમાં દિવસો જવા લાગ્યા. લગનના ત્રીજે વર્ષે તે કંજુસની મીલ્કતનું સ્વામીત્વ ધારણ કરનાર પુત્રનો જન્મ થયો. બાઇના માન વધ્યાં. આ પુત્રનું નામ પ્યારેલાલ રાખવામાં આવ્યું. પાંચ વર્ષની ઉમ્મર થતાં ભાઇને ભણવા મૂક્યા. પ્યારેલાલ ગાડીમાં બેસી દરરોજ નિશાળે જવા લાગ્યો. આ પછી નવમે વર્ષે તેનાં લગ્ન કરવામાં આવ્યાં. કંજુસ પન્નાલાલે પુત્રના લગ્ન વખતે છૂટા હાથે દ્રવ્યનો ઉપયોગ કરી પોતાનીપરનું કંજુસનું કલંક ટાળ્યું. બાપના ગુણ પુત્રમાં ઉતરે એ મુજબ પ્યારેલાલ પણ ઉમ્મરે વધતાં એક પછી એક દુર્ગુણોને આધિન થતો ગયો. નિશાળમાંથીજ તેને ખરાબ મિત્રોની મિત્રતા બંધાઈ. સઘળા દોસ્તો ઘેરથી નિશાળનું નામ દઇ બહાર રખડતા. પ્યારેલાલ સોળ વર્ષનો યુવાન થયો. જુવાનીમાં પગ દેતાંજ તેણે નિશાળે જવું બંધ કર્યું. પિતાની આજ્ઞાને લોપવા લાગ્યો. પન્નાલાલના કંજુસ પણાથી પ્યારેલાલ કંટાળ્યો. પન્નાલાલ તેને એક પાઈ પણ વાપરવા આપતો નહિ. પ્યારેલાલની પત્ની ઘેર આવી હતી. તે નિરંતર પતિની પાસે પૈસાની માગણી કરતી હતી. પ્યારેલાલ પિતા પાસે માગતો; પણ પિતા તરફથી નાશબ્દનો ઉચ્ચાર થતો. આથી પ્યારેલાલ ઘરમાંથી ચોરી કરતાં શીખ્યો. પન્નાલાલના જાણ-વામાં વાત આવતાં બરાબર બંદોબસ્ત રાખ્યો. પૈસા વાપરવા નહિ મળવાથી પિતા–પુત્રમાં કલહ થવા લાગ્યો. પ્યારેલાલ પીતાના સામે થતો, ગાળો દેતો અને વખતે મારવા પણ દોડી જતો. પૈસાદારના મકાનમાં આવી લીલા ચાલવા લાગી. પ્યારેલાલની માતા પતિનો સ્વભાવ જાણતી હોવાથી શાન્ત બેસી રહી જે થતું એ જોયા કરતી. તેનું બિચારીનું કંઇ પણ ચાલતું નહિ. પિતાની તરફથી કંઇ પણ પૈસા નહિ મળવાથી પ્યારેલાલ એક રૂના જીનમાં નોકરી રહ્યો. મહિને દહાડે પંદર રૂપીઆ પગાર મળવા લાગ્યો. આટલા ટુંક પગારથી પ્યારેલાલને સુખ મળ્યું નહિ. તેનો હાથ ખર્ચાળ હતો. તે પોતાને ચાલાક–વિદ્વાન માનતો પણ અંદરથી અક્કલશૂન્ય હતો. તેના મિત્રો

સ્વાર્થી હતા. તેઓ ભવિષ્યમાં લાભ મળશે ધારીને પ્યારેલાલને વળગી રહ્યા હતા. પંદર રૂપીઆ ખાનપાનમાં એક દિવસેજ ખલાસ થતા. પ્યારેલાલ નાટક-ચેટક વગેરે તમાસાનો પણ ઘણો શોખીન હતો. મિત્રોમાં અને નવા માણસોના પરીચયમાં આવતાં પોતે ઘણોજ હોંશીયાર-વિદ્વાન અને શ્રીમાન છે એમ જણાવવાને માટે મોટી મોટી વાતો કરી પોતાની બડાઇઓ હાંકતો. તેના સમાગમમાં આવનાર તેની મિથ્યાવાતોથી તરત સમજી જતા કે આતો મીથ્યાભીમાની અને દાંભીક છે. તેના પિતા પાસે વિપુલ સંપત્તિ છે. જ્યારે ત્યારે પિતાની મિલ્કતનો પ્યારેલાલ માલીક થશે આમ ધારી અનેક સ્વાર્થી મનુષ્યો તેની મિત્રાચારી કરી તેને હાજી હા વગેરે માનપ્રદ શબ્દોથી ખુશી રાખતા. પ્યારેલાલ હાજી હા કરનારને અને પોતાનાં વખાણ કરનારની પર ઘણોજ પ્રસન્ન રહેતો. પંદર રૂપીઆ પૂર્ણ થતાં મૂક્તાલાલ લોકોની પાસેથી પૈસા ઉછીતા લેતો. પૈસાદારના પુત્રને કોણ ધીરે નહિ ? પૈસા ક્યાંય જવાના નથી ધારી અનેક વ્યાજ ખાઉઓ મુક્તાલાલને પૈસા ધીરતા અને આપ્યા હોય તેનાથી બમણાં નાણાં ચોપડામાં લખાવી લેતા. વાયદો બાપ મૂવાનો થતો. પ્યારેલાલ અનેક ખાતાં પાડી રૂપીઆ ઉપાડતો અને મિત્રમંડળ સાથે આનંદ ઉડાવતો. જે મિત્રો તેના સમાગમમાં હતા તેઓ પોતાનું ખર્ચ પ્યારેલાલથી નભાવતા. કપડાંની જરૂર પડે પ્યારેલાલને કહેતા. પ્યારેલાલ કાપડીયા વેપારીને ત્યાં લઇ જઇ તેમને પોતાના નામે લખાવી કાપડ અપાવતો. આવી રીતનો કાળક્રમ ચાલી રહ્યો હતો. એવામાં પ્યારેલાલની પત્ની મરણ પામી. પિતાની પાસે સારો પૈસો હોવાથી તરત બીજી કન્યા મળી. પોતાના પિતા પન્નાલાલની માફક પ્યારેલાલ પણ વિલાસી હતો. તે કોઇ રૂપાળી સ્ત્રીને નજરે જોતાં મોહ મુગ્ધ થઇ જતો અને તેને મેળવવા અનેક પ્રયત્નો કરી દેવું કરી ઉપાડેલા પૈસાનું પાણી કરતો. તેના મિત્રો પણ નવી સ્ત્રીઓ મેળવી આપવાની લાલચ બતાવી પુષ્કળ પૈસા મારી ખાતા. પ્યારેલાલ પોતાને જેવી રીતે ચાલાક હોંશીયાર અને વિદ્વાન સમ-

જતો હતો; તેવીજ રીતે સ્ત્રીયોને પ્રેમ પત્રિકાઓ લખવામાં તથા બીજે ગામ રહેનારા મિત્રોને વિદ્વતા ભર્યા પત્રો લખી પોતે વિદ્વાન છે એમ દર્શાવવામાં અને રૂપીઆની જરૂર પડતાં ખત-પત્રોમાં તત્કાળ વગર વિલંબે કંઈ પણ વિચાર કર્યા વિના પોતાની સહી કરવામાં પણ નિપુણ હતો. પણ પછીથી ઠોકર ખાતાં પસ્તાતો હતો. કારણકે તેણે સ્ત્રીઓ પર લખેલી પ્રેમ પત્રિકાઓથી તે સ્ત્રીયોના પતિ તરફથી તેને ધમકી મળેલી અને કેટલીકવાર માર પણ ખાવો પડ્યો હતો. આવા લોકોને શાન્ત કરવાને તેઓ માગે એટલા પૈસા પ્યારેલાલને આપવા પડતા. ખત-પત્રોવાળા ઉઘરાણી કરતા. આથી પ્યારેલાલના આંતરીક સંતાપનો પાર રહેતો નહિ. પણ તેનો સંતાપ વધુ વખત ટકતો નહિ. તેનામાં જો કોઇ મોટામાં મોટો ગુણ હોય અને જેનાથી તે દરેકને ખુશ રાખતો હોય અને પૈસા માગનારાઓને પણ શાન્તવન આપતો હોય તો તે ફક્ત અસત્ય વાતોથી જ. જુઠું બોલવામાં તેના જેવો કોઈ હતો જ નહિ. આ ઉપરાંત તેના મુખમાંથી ના શબ્દ નો તો કદી ઉચ્ચાર જ થતો નહિ. જે કોઇ તેની પાસે કંઇ માગતા તે અપાવતો અને પાસે ન હોય તો તેને આપવાની હા પાડતો. તેના આવા ના નહિ પાડવાના ગુણથી અનેક જણો ધૂર્ત વિદ્યામાં ફાવી જઇ પ્યારેલાલના પૈસાનું પાણી કરતા અને કેટલીક વખતે ઉઘરાણીવાળાને નકારના કારણે ના નહિ પડાયાથી જુઠ્ઠા વાયદાના કારણે અપમાન સહેવું પડતું. નાટક-સરકસ જાદુના તમાસા વગેરેના પ્યારેલાલ ખાસ શોખીન હતા અને તેમાં પુષ્કળ પૈસાનો વ્યય કરતા. પુત્રનાં આવાં વર્તનથી પન્નાલાલ ખૂબ ચીડાતો. પુત્ર પિતા વારંવાર લઢતા. આથી પ્યારેલાલ પિતા જલ્દી મરે એમ ઇચ્છવા લાગ્યો. દિવસો જતાં પ્રથમ માતા અને પછી થોડા માસે પન્નાલાલ મરણને શરણ થયાં. પ્યારેલાલ સ્વતંત્ર થયા. આસમાન જમીનથી ફક્ત ચારજ આંગળ દૂર છે એમ સમજવા લાગ્યા. પ્યારેલાલ ગુજરાતી ભણેલો હતો. સાહેબોના ડ્રેસની તેણે નકલ કરી હતી, પણ અંગ્રેજી બોલતાં નહિ આવડતું હોવાથી

તેને ઘણું લાગી આવતું હતું. તે જેવો મિથ્યાભિમાની અને દાંભીક હતો, તેવો અનુકરણ કરવામાં પણ તત્પર રહેતો. અન્યનું શ્રેય થતું જોઇ અથવા તો અન્યની પ્રશંસા–કીર્તિ સાંભળી તે બળી મરતો. તે પોતાનું નામ કરવાને ઇચ્છતો હતો. નામ પ્રસિદ્ધ થવાના બહાને અનેક લોકો પૈસા પાણી કરી જતા. પિતાના મૃત્યુબાદ તરતજ પ્યારેલાલે પત્ની હયાત છતાં અન્ય સ્ત્રી સાથે પુનર્લગ્ન કર્યું. તેને અને પોતાને અંગ્રેજી શીખવવા એક માસ્તર રાખ્યો. આ અંગ્રેજી શીખવાડવા આવનાર માસ્તર દારૂડીયો હતો. સમય જતાં તેણે પ્યારેલાલને કંઠી બાંધી ચુસ્ત મદીરા ભક્ત બનાવ્યો. પ્યારેલાલની નવીપત્ની પણ તેમના જેવીજ હતી. તે પણ નીરંતર ટાપટીપ, નવનવાં વસ્ત્રો અને દાગીનાઓ ખરીદ કરવામાં અને પહેરવામાં સમય સાથે દ્રવ્યનો પણ અથાગ ભોગ આપતી. સાંજ પડતાં પતી પત્ની ખુલ્લી ગાડીમાં બેસી ફરવા જતાં. લોકો આંગળીઓ કરી નિંદા કરતા. કેટલાક યુવાનો તો ગાડીપર કાંકરા ફેંકવાનું પણ સાહસ કરતા, પરંતુ પ્યારેલાલને કંઇ પણ અસર થતી નહિ. તે કોઇનું સાંભળતો નહિ. શીખામણ આપવા જનારને અપમાન ખમવું પડે એમ હોવાથી તેને કોઇ પણ સારી સલાહ આપતું નહિ. તેના સહવાસી મિત્રો–સ્નેહિયો અને સગાં સંબંધીયો તેને હાજી હા કરી ખુશી રાખતાં. જે સમયે વિલીયમ સાહેબ સુરતમાં આવ્યા ત્યારે મી. પ્યારેલાલની બોલબાલા બોલાઇ રહી હતી. ગોરા સાહેબ સાથેનો સહવાસ સ્વર્ગથી પણ વધારે સુખ આપે છે અને જે મહાભાગ્યવાન હોય છે તેનેજ સાહેબ લોકોનો પરીચય થાય છે, આવું માનનારા પ્યારેલાલે વીલીયમની મિત્રતા બાંધવા તેને પાર્ટી આપી. આમાં તેણે ઘણુંજ દ્રવ્ય ખર્ચ્યું. વીલીયમ સાહેબે જાણી લીધુ કે મારો આ નવો મિત્ર અક્કલનો ખજાનો છે. ઠીક છે, આપણું શું જાય છે. વીલીયમ સાહેબની મિત્રતાથી પ્યારેલાલ પોતે જાણે રાજા હોય નહિ એમ મનથી સમજવા લાગ્યો અને ફક્કડ વસ્ત્રોથી શાંકડી દેખાતી અને હાવભાવથી પતીને

પાણી–પાણી કરી નાખનારી પત્ની સાથે આનંદથી નિવાસ કરી આ સંસારમાં જ સ્વર્ગસુખ ભોગવવા લાગ્યો.

---

## પ્રકરણ ૫ મું.

### પ્યારેલાલનું મનોરાજ્ય.

ચંચળ લક્ષ્મીના ચાળારે, જન મૂર્ખ ફુલી મરનારા,
કાળાં ધોળાં કરનારારે, ખાંતે ખત્તા ખાનારા—ચંચળ.
જળ વર્ષાની વિજળી, પળપળ કરે ચમકાર,
આજ મળ્યું ધન કાલે જાશે, આંખ ચોળી રહેનારરે—ચંચળ.
મોટા મોટા નર મરી ગયા ત્યારે ગયું ન કાંઇ સાથ,
જુઠો મદ શો જાળવો તમે, જાશો ખાલી હાથરે—ચંચળ.

**નાટ્યકાર.**

માણસનું જ્યારે ખરાબ થવાનું હોય છે ત્યારે દુર્બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને તેથી ધર્મ–કર્મ–નીતિ વગેરે સદગુણો વિસારી અધર્મી થઇ પોતાનું સર્વસ્વ નાશ કરે છે. સુરતના ગૃહસ્થ મી. પ્યારેલાલ અને તેમનાં સુધરેલાં પત્ની માસ્તરની મદદથી ભાંગ્યું–તુંટયું અંગ્રેજી બોલતા લખતાં શીખ્યાં. પ્યારેલાલ અને તેમની સહધર્મચારિણી કે જેનું નામ હિરાલક્ષ્મી હતું તે વાતચીતમાં પણ ખરા ખોટાં અંગ્રેજી વાક્યો ઉચ્ચારવાં લાગ્યાં. આ સાથે ગુજરાતી ભાષા પ્રત્યે અણગમો દર્શાવવા લાગ્યાં. અંગ્રેજી પુસ્તકો કબાટમાં ભરી દીધાં. અન્ય માણસ તેમની લાયબ્રેરી જુવે તો તરત મનમાં વિચાર ઉત્પન્ન થાય કે પ્યારેલાલ કેટલુંએ ભણ્યા હશે ? પ્યારેલાલ અને હિરાલક્ષ્મી ઘરમાં પણ અંગ્રેજી રીત રીવાજનું અનુકરણ કરવા લાગ્યાં. પોતે મહાન વિદ્વાન છે એ દર્શાવવાને તેમણે અંગ્રેજી ઉપરાંત સંસ્કૃત શબ્દોનાં પુસ્તકોનો સંગ્રહ કરવા માંડયો. ગુજરાતી પુસ્તકો જોતાં તેને ચીડ ચડતી હતી. તે ગુજરાતી લેખકોને નિંદતો. પાશ્ચમાત્ય સુધારાના શીખરે ચઢવાની આશા વાળો

પ્યારેલાલ પાર્ટીઓમાં-નાટકોમાં તેની પત્નીને સાથે લઇ જતો અને તેને આગળ પડતો ભાગ લેવરાવી પ્રકાશમાં આણવાનો અતીશય પરીશ્રમ કરતો. પોતાની પત્ની વિદ્વાન છે-સુધરેલી છે એવું જણાવવાને તે પોતાના મિત્રોને-સ્નેહિયોને વિદ્વતાભર્યું અને પોતાની પત્નીની પ્રશંસા થાય તેવું લખાણ તેની બુદ્ધિનુસાર લખતો. તેના એવા લખાણથી તેના દરેક મિત્રો હસતા અને તેની મસ્કરીયો કરતા. મી. પ્યારેલાલનું એવું તે કેવું લખાણ હશે કે જેથી દરેક માણસ એ વિદ્વાન મહાશયને હસતા હશે ? આ અંગ્રેજી ભણેલા અને સંસ્કૃત સાહિત્યના ઉપાસક માન્યવરના વિદ્વતામય પત્રોનો આગળ પર ઉલ્લેખ કર્યો છે કે જે વાંચતાં તેમની મહાન બુદ્ધિનો ખ્યાલ દરેક વાંચનારને ઉત્પન્ન થશે. મી. પ્યારેલાલ જેવા વિદ્વાન અને સંસ્કૃત સાહિત્યના શોખીન હતા, તેવાજ અરે તેનાથી પણ વધારે પોતાનું નામ લાઇટમાં-પ્રકાશમાં લાવવાને આતુર હતા. આના માટે પુષ્કળ પૈસા પાણીની માફક વાપરતા અને પોતે ઘણા દયાળુ છે એ દર્શાવવાને દેશાવરના મિત્રો અને ઓળખીતાઓને લખતા કે હું ગણો શ્રીમાન માણસ છું, ગરીબોના લાભને અર્થે એક લાખ રૂપીઆ કાઢેલા છે. કોઇ ફંડમાં કોઇ લાયબ્રેરીમાં અને કોઈ નિરાશ્રીતના શ્રયમાં આપવાની જરૂર પડે તો વિના સંકોચે મને લખજો કે જેથી હું મોકલી આપીશ. પણ આ સાથે આપને સૂચના આપવાની કે મેં મોકલેલી મદદ સાથે મારૂં મુબારક નામ કોઇ જાહેર પત્રમાં અથવા તો માસીકમાં પ્રસિદ્ધ થવું જોઇએ." તેના ઉદ્દેશથી અનેક માણસો તેને પ્રશંસામય પત્રો લખી મદદની માગણી કરી પૈસા ખાઇ જતા અને પેપરમાં પૈસા આપી તેનું નામ પ્રસિદ્ધ કરી ફુલણજીને વધારે ફુલાવતા, પરંતુ અનેક માણસો ભાઇના વર્તનથી વાકેફગાર હતા. તેમજ ઘણા જનોને પોતાની અને પોતાની પત્નીની છબીયો મોકલાવેલી હોવાથી પરીચીત પણ હતા. મી. પ્યારેલાલ આથી પણ વિશેષ ખ્યાતી મેળવવાને અંગ્રેજી પુસ્તકોમાંથી અને પંડિતોના લખેલા સંસ્કૃત સાહિત્યમાંથી ઉતારા કરી પેપરો અને માશીકોમાં લખાણ લખી મોકલતા. પોતાનું નામ થવાને માટે જે કોઈ યાચના કરવા આવે

અને પોતાના સુધારક વિચારને મળતો થાય તોજ તેને ઉદારતાથી તે મદદ આપતા. જો કોઇ સનાતની યાચના કરવા આવે તો તેનું અપમાન કરી વિદાય કરતા. આવી રીતે ભાઇનો પ્રથમ અંક ભજવાઇ રહ્યો હતો. એવામાં એક દિવસના યોગે ભાઇશ્રીને કોઇ કાર્ય પ્રસંગે નવસારી જવાનું થયું. પોતે કદી એકલા બહારગામ ગએલા નહિ હોવાથી પોતાના બંગલાની જોડે રહેતા એક સામાન્ય સ્થિતીના માણસને સાથે લઇ જવાને તૈયાર કરી નવસારી જવાને નીકળ્યા. તે વખતે આજની માફક ટ્રેઇન નહોતી. નવસારી જવાને બળદની ગાડીઓમાં બેસવું પડયું. પ્યારેલાલ અને તેમનો મિત્ર નવસારી જવાની ગાડીઓ જયાં ઉભી રહેતી ત્યાં આવ્યા. પણ લગીર મોડું થવાથી ગાડીઓ ઉપડી ગઇ હતી. ફક્ત એક ગાડી બાકી હતી. તેમાં એક બાઇ બેઠેલી હતી. ગાડીવાળો બીજા મુસાફરોની રાહ જોઇ રહ્યો હતો. એવામાંજ પ્યારેલાલે ત્યાં આવી ભાડુ ઠરાવી મિત્ર સાથે અંદર બેસી નવસારી પ્રતિ પ્રયાણ કર્યું. અંદર બેઠેલી રમણી સંકોચાઇને આઘી બેઠી. તેનું નામ સુમતી હતું. તે નવસારી જતી હતી. ગાડી થોડેક દૂર જતાં તે બાઇએ સમય ગુમાવવાને એક ગુજરાતી વાર્તાની ચોપડી પોટકીમાંથી કાઢી વાંચવા માંડી. પોતાની સામે બેઠેલી ગૌર બદન રમણીની તરફ પ્યારેલાલ આકર્ષાયો અને કંઇ વિચિત્ર દૃષ્ટે તેની તરફ જોવા લાગ્યો. ભાઇશ્રીએ પોશાક પણ ફાંકડો પરીધાન કરેલો હતો. રમણીની સામે નિહાળી રહેલો પ્યારેલાલ પ્રતિપળે ખુંખારા કરી સુવાસીત અત્તર લગાવેલો મઘમઘતો રૂમાલ જાકીટના ખીસ્સામાંથી કાઢી મુખપર ફેરવતો. વળી થોડી વાર થતાં જાકીટમાંના ખીસ્સામાંથી સોનાનું ઘડીઆળ બહાર કાઢી ટાઇમ જોતો. તેણે તેના બન્ને હાથની આંગળીઓપર જુદી જુદી ફેશનની વીંટીઓ પહેરેલી હતી અને તે રમણીની નજરે પડે તેને માટે આંગળીયો ઉંચી નીચી કરતો. ભાઇશ્રીએ આ વખતે માથાપર ટોપી પહેરેલી નહોતી. જો ટોપી પહેરે તો ફાંકડી રીતે ઓળેલા બાલને અન્ય માણસ કેવી રીતે જોઇ શકે? આથી તેમણે મુસાફરી દર્મિયાન માથું ખુલ્લું રાખવાનું ઉચીત ધાર્યું હતું. તે

પોતે મનમાં એમ સમજતો હશે કે આ ફાંકડા પોશાકથી અને કિમતી વીંટીઓ વગેરેથી હું ફાંકડો દેખાતો હોઇશ પણ તેની એ ધારણા નિષ્ફળ હતી. દરેક માણસને તેની તરફ દૃષ્ટિ કરતાંજ અણગમો ઉત્પન્ન થતો. આવા માનપ્રદ શેઠ સામે બેઠેલી રમણીને પોતાની તરફ આકર્ષવાને અર્થે અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર ચાળાઓ કરી વિકારમય નેત્રે નિહાળી રહ્યા હતા. ગાડી ચાલી જતી હતી. અંદર બેઠેલાઓમાં મૌન પ્રવર્તીએલું હતું. અંતે મૌનનો ભંગ કરી પ્યારેલાલે પોતાની જોડે બેઠેલા મિત્રને કહ્યું, " સાલ્લું નવસારી કયારે આવશે ? મારો ટાઇમ પણ વેષ્ટ થતો નથી." તેમનું બોલવું સાંભળી તેમના મિત્ર કે જેનું નામ શાન્તિલાલ હતું તેણે કહ્યું, "આપણે એકાદ પુસ્તક સાથે રાખ્યું હોત તો ઘણું સારૂં થાત. પુસ્તકના વાંચનથી ટાઇમ જલ્દી પસાર થાત." ઉપર જણાવ્યા મુજબ પ્યારેલાલ નવલકથાઓને ધીક્કારમય નજરે જોનાર હતા. પોતાના સમાગમમાં આવનારા દરેક મનુષ્યોની સાથે મોટી વિદ્વતા ભરી વાતોનાં ગપ્પાં ઠોકી પોતે મહાન્ વિદ્વાન છે એવું જણાવવાનો પ્રયત્ન કરનારા હતા. સ્વાર્થ અગર વિના સ્વાર્થમાં અસત્ય વદવાની તેને મૂળથીજ ટેવ પડેલી હતી. તે કોઇનું સારૂં જોઇને કદાપિ રાજી થતો નથી. અન્યની પ્રશંસા સાંભળી તે મનમાં બળી મરતો. તે જેની સાથે મિત્રતા રાખતો અથવા દેશ પરદેશના કોઇ મનુષ્યોના પરીચયમાં આવતો; તેને પોતાની શ્રીમંતાઇ દર્શાવવાને કહેતો કે હું લક્ષાધીપતિ છું. મારે મેસોપોટેમીઆ ઇરાન–પારીસ વગેરે સ્થળોએ મોતી–જવાહીરનો મોટો વહેપાર છે. વળી હું એક મોટો લેખક પણ છું. જનસમાજની જીભના ટેરવે મારૂં નામ રમી રહેલું છે. તેની આવી નિરંતરની ડફાંસથી ઘણા મનુષ્યો તેને ઓળખી તેની બુદ્ધિની પરીક્ષા કરી જતા. ભાઇનામાં એટલો તો અક્કલનો ખજાનો ભરેલો હતો કે જો તે નોકરી રહે તો તેમની બુદ્ધિના પ્રમાણમાં પાંચ રૂપીઆ પણ વધારે પડે. તેના પૂર્વના સંસ્કારે કહો અથવા તો ગમે એ કારણે કહો પણ તેના પિતા પાસે લાખ્ખો રૂપીઆનો જીવ

હતો. પણ તેના પિતાએ જે દ્રવ્ય મી. પ્યારેલાલને માટે મૂક્યું હતું; તે અનેકને રડાવી પાયમાલ કરીને એકત્ર કરેલું હતું. આ દ્રવ્યનો સારા ખોટા માર્ગે પ્યારેલાલ યથેચ્છ ઉપયોગ કરતો. આ ઉપરાંત તેનામાં ખાસ એક ગુણ એ પણ હતો કે કોઇ ભણેલી અગર ચાલાક સ્ત્રી જોઇ કે તરતજ પાણી પાણી થઇ જતો અને તે સ્ત્રીને પોતાની વિદ્વતા–શ્રીમંતાઈમાં આંજવાને માટે સારા સારા શબ્દો પુસ્તકોમાંથી ખોળી કાઢી પ્રેમ પત્રિકાઓ લખતો. આથી સુજ્ઞ સ્ત્રીઓ તેની મૂર્ખાઇ પરહસ્તી અને તેને ગાંડો ગણી ઉપહાસ્ય કરતી. આથી તે ક્રોધાંધ થતો અને પોતાનો સ્વાર્થ સીદ્ધ નહિ થવાથી તે સુજ્ઞ સ્ત્રીયોની ફાવે એમ નિંદા કરતો. તેને સ્ત્રીયોના પરિચયનો બહુ શોખ હતો. તેની આટલી યુવાન અવસ્થામાં પાંચ પત્નીઓ થઇ હતી. તેમાં કેટલીકને પોતાનો દુષ્ટ હવસ પૂરો થતાં સુધી રાખી અંતે કાઢી મૂકી હતી. તેની એ શીયળ ભ્રષ્ટ પત્નીઓએ પોતાની જ્ઞાતીમાં પુનર્લગ્નની છૂટ હોવાથી અન્યનાં ઘર માંડ્યાં હતાં. પોતાનું નામ જનસમાજમાં શી રીતે થાય, અંધકારમાંથી લાઇ-ટમાં એકદમ શી રીતે અવાય વગેરેના વિચારથી તે શ્રીમાને થોડુંક પર એક રસ્તો ખોળી કાઢ્યો હતો મોટા વિદ્વાનોની નવલકથાઓ વાંચી તેમાંના કેટલાક ઉતારા કરી ભારે હલકા શબ્દો મૂકી એક મોટું દળદાર પુસ્તક પ્રકટ કર્યું હતું. પુસ્તકને સર્વાંગ સુંદર બનાવવાને માટે લગભગ એક હજાર રૂપીઆનો વ્યય કર્યો હતો. પુસ્તક બહાર પડ્યું. મોટી જાહેરખબરો પેપરોમાં પ્રસિદ્ધ થઇ. પણ અફસોસ! અસત્યવાદી પ્યારેલાલને દૈવે યારી ન આપી. ગુજરાતી જાણનાર અને સામાન્ય જ્ઞાન ધરાવનાર આવું વિદ્વતાથી ભરપૂર ભરેલું પુસ્તક કેવી રીતે વાંચી–સમજી શકે? વળી પહાડ નગરોનાં આસમાની–સુલતા-નીનાં વર્ણનોથી તો પાનેપાનાં ભરેલાં હતાં. વસ્તુની મીઠાશ વિના વાંચવું કોને ગમે? ટુંક સમયમાં પુસ્તક અપ્રિય થઇ પડ્યું. બે ત્રણ નિષ્પક્ષપાતી પેપરોએ પણ પુસ્તકને વખોડી પુસ્તકમાં ખર્ચેલા દ્રવ્યને કોઈ સારી સંસ્થામાં અગર કોઇ સામાન્ય દેશસેવા કરનારા

લેખકને અગર કોઇ ગરીબને આપ્યું હોત તો તારી શુભ નામના થાત વગેરે શીખામણ દીધી. પ્યારેલાલે આવી શીખામણ લખનારને બીસ્કોલીશ કરતું ઉપનામ આપી પોતાના લેખદ્વારા ખૂબ બનાવ્યા. ઉપર મુજબ પોતાના મિત્ર શાન્તિલાલનું પુસ્તક રાખવા સંબંધી કહેવું સાંભળી પ્યારેલાલ ગંભીર મુખે કહેવા લાગ્યો, “ અલ્યા શાન્તિ ! તને નિર્માલ્ય નવલકથાઓ વાંચવાનું દીલ કેમ થાય છે ? મેં તો આજકાલના અર્ધદગ્ધ નવલકથાકારોનાં પુસ્તકના વાંચનને તિલાંજલી આપી દીધી છે અને તેના બદલે અંગ્રેજી પુસ્તકો અને વિદ્વાનના ગ્રંથો વાંચ્યા કરૂં છું. આજકાલના લખનારાઓ પોતે શું લખે છે એ સમજી શક્યા વિના લેખો લખી દુનિયાંને અવળે પંથે દોરે છે. મ્હેં હાલના લખનારાઓનાં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે. તેમાં કેટલાંક તો એવાં છે કે ભાઇ બહેન–માતા વગેરેની સમક્ષ કદાપિ વાંચી શકાય જ નહિ. તેમાંના શૃંગાર રસથી પવિત્ર માણસ પણ ક્ષણભર અપવિત્ર વિચારે ચઢે. વળી આજકાલના લખનારાઓ પોતાના સ્વતંત્ર વિચારથી લખી શક્તાજ નથી. કોઇ બંગાળીમાંથી તો કોઇ મરાઠી–હીંદી–ઇંગ્રેજીનું ભાષાન્તર કરી પ્રયોજક–અનુવાદક લેખક બને છે. આવાઓને મ્હેં તરજુમીયા લેખકોનું ઉપનામ આપેલું છે. મી. શાન્તિ ! તું પણ સમજે છે કે જ્યારે પોતાના અનુભવ–જ્ઞાનથી રચાએલાં પુસ્તકોની વૃદ્ધિ થશે; ત્યારે જ દેશનો અને જન સમાજનો ખરેખરો ઉદય થશે. બાકી આજના લેખકોના લેખથી તો પ્રભુ તોબાહ. મ્હેં તો નવલકથાઓ વાંચવાની જ પ્રતિજ્ઞા કરી છે. મને તો આત્મજ્ઞાનનાં–હુન્નરનાં પુસ્તકો વાંચવાં ઘણાં જ ગમે છે. ” પ્યારેલાલનું બોલવું ધ્યાનપૂર્વક શ્રવણ કરી શાન્તિલાલે મધુરા શબ્દે કહેવા માંડ્યું. “ મી. આપની મોટી ભૂલ થાય છે. નવલકથાઓનું વાંચન એ જ્ઞાન પ્રાપ્ત કરવાનું પ્રથમ પગથીયું છે. દાખલા દ્રષ્ટાંતો સાથેની રસમય વાર્તાઓ જન સમાજ ઘણા આનંદથી વાંચે છે, અને તેમાંથી તત્વ ગૃહણ કરી સુખમાં નિરાભીમાની–કર્તવ્ય શીલ અને દુઃખમાં શાન્તિ–ધૈર્યતા વગેરે અનુ-

પમ જ્ઞાન ગૃહણ કરે છે. પિતા પુત્રી ભાઈ બ્હેન સાથે વાંચી શકે એવી નવલકથાઓ હોવી જોઇએ એ તમારી વાત હું પણ કબુલ કરૂં છું. પણ તમે ભાષાન્તર કરનારથી જે વિરૂદ્ધ પડો છો; તેને હું સંમત થતો નથી. ભાષાન્તર કરવું એ કંઇ નાના બાળકના ખેલ નથી. મૂળ ભાષાને બદલી પોતાની ભાષા બનાવી પુસ્તક રસમય સુબોધક બનાવવું તેમાં કેટલી મહેનત પડે છે તે અનુભવી જ જાણે છે. પરભાષાનાં સુંદર ભાવ વાહક પુસ્તકોનાં ભાષાન્તર કરી જન સમાજને જ્ઞાન અર્પનાર ભાષાન્તરકારો ખરેખર ધન્યવાદને પાત્ર છે. પ્યારેલાલ ! તમારા વિચારમાં અને મારા વિચારમાં ફેર છે. કોઇને ખાંડ રૂચે તો કોઇને ગોળ રૂચે. જેમ તમને હુન્નર વગેરેનાં પુસ્તકો વાંચવાં પસંદ પડે છે; તેમ મને સુંદર ભાવવાહી નવલકથાઓ અને સુબોધક ભાષાન્તરો વાંચવાં ગમે છે."

શાન્તિ બોલતો બંધ રહ્યો. એક ગામ આવ્યું. ગાડી એક વૃક્ષ નીચે ઉભી રહી. પ્યારેલાલે નાસ્તો કાઢી થોડોક શાન્તિને આપ્યો અને પછી સુમતીને આપવા હાથ લંબાવ્યો. પણ સુમતીએ નાસ્તો સ્વિકારવાની સવિનય અનેચ્છા દર્શાવી. પ્યારેલાલ ભોંઠો પડયો. સુમતીએ ના પાડી તેથી તેને ઘણું લાગી આવ્યું.

નાસ્તાપાણી પછી બળદગાડી આગળ ચાલી. થોડેક દૂર જતાં શાન્તિએ પુસ્તક વાંચતી રમણીને પૂછયું, બહેન ! તમારા હાથમાં કયું પુસ્તક છે ?"

અત્યાર સુધી કંઇ પણ નહિ બોલેલા યુવકને પ્રશ્ન પૂછતો જાણી સુમતીએ પુસ્તક વાંચવું બંધ કરી કહ્યું, "ભાઈ! આ એક વિદ્વાને લખેલી નવલકથા છે. તેનું નામ આર્યદર્પણ પુસ્તક છે. આ પુસ્તક મને ઘણું પ્રિય થઇ પડયું છે. આમાં દેશભક્તિ, રાજ્યભક્તિ ઉપરાંત ચાલુ જમાનામાં બનતા બનાવોનો અસરકારક સુબોધક ચિતાર આપેલો છે. વળી ધર્મ—નીતિ, સત્ય વગેરેનાં સૂત્રો પણ ઘણાં અસરકારક રીતે વાર્તાની સાથે ગુંથેલાં છે. હું અંગ્રેજી અભ્યાસ કરૂં છું. મને નવલકથાઓ

વાંચવાનો પ્રથમ ઘણોજ કંટાળો હતો. હું નિરંતર ઈંગ્લીશ નવલકથાઓ વાંચતી, પણ એક દિવસે અમારી સ્કુલનાં હેડ મીસ્ટ્રેસ પાસે આ પુસ્તકના કર્તાનું બીજું પુસ્તક જોયું. સદર્હુ પુસ્તક અમારાં હેડ મીસ્ટ્રેસ પૂર્ણ આનંદથી વાંચતાં હતાં. એવી મોટી ગ્રેજ્યુએટ બાનુને આવું ગૂજરાતી પુસ્તક વાંચતી જાણી મને ઘણી નવાઇ લાગી અને કંઇક કૌતુહલ પણ ઉત્પન્ન થયું. પછી તેમણે મારા પૂછવાથી તે પુસ્તકની ઘણી પ્રશંસા કરી મને તે પુસ્તક વાંચવાની ભલામણ કરી. બાદ મ્હેં મારા પિતાજીને વાત કરી. મારા પિતાજી બજારમાં જઇ તે પુસ્તક લઇ આવ્યા અને તેની સાથે એક નવનવાં ઉમદા જ્ઞાનમય પુસ્તકોનું એક સચિત્ર પ્રાઇસલીસ્ટ પણ લેતા આવ્યા. એ પ્રાઇસલીસ્ટના પ્રકાશકે પ્રાઇસલીસ્ટમાં ઉત્તમ પુસ્તકોનીજ જાહેરખબર છાપેલી હતી. તે પ્રકાશક પોતાના સ્વાર્થને અલગ રાખી દ્રવ્યનો ભોગ આપી નવનવાં સુબોધક પુસ્તકો કે જેના વાંચનથી દેશને અને જનસમાજને જ્ઞાન પ્રાપ્ત થાય તેવાં પુસ્તકો પ્રકટ કરે છે. ઉપરાંત પુસ્તકની છપાઇ બાઇન્ડીંગ અને ચિત્રોથી પુસ્તક ઘણાં સુશોભિત બનાવે છે. આવા પ્રકાશકોની ખાસ જરૂર છે. મ્હેં સૂચીપત્રમાં જણાવેલાં તમામ પુસ્તકો તેની પાસેથી મંગાવ્યાં હતાં. મ્હેં સામટાં ખરીદેલાં હોવાથી તે પ્રકાશક મહાશયે સારૂં કમીશન પણ કાપી આપ્યું હતું.” આટલું વિવેચન કરી સુમતી મૌન રહી. પ્યારેલાલ તો તેની બોલવાની છટાથી અને શબ્દોની માધુર્યતાથી એકાગ્ર નયનોએ તે સુંદર સુંદરીના વદનકમળને નિહાળીજ રહ્યો. શાન્તિ પણ આનંદ પામ્યો. સુંદરીના શબ્દો શ્રવણ કરી પ્યારેલાલ પોતાની વિદ્વતા દર્શાવવા બોલ્યો, “ તમે બધાં ગમે એમ માનો પણ મારા હૃદયમાં હાલના કોઇ પણ પ્રકાશક યા લેખક પ્રત્યે માન નથી. બધા મોટા મોટા લખાણો લખી દુનિયાંને ઠગે છે. મોટા ઉપદેશો આપે છે; પણ પોતે કેવા છે એનો તેમને અને જનસમાજને ખ્યાલ તો છેજ નહિ. આજના લેખકો લીખના ઔર અને કરના દૂસરા એ પ્રમાણે વર્તનારા છે. પ્રકાશકો પણ અજ્ઞાત; પુસ્તકની

પરીક્ષાનું તો જેમને મુદ્દલે જ્ઞાન હોતું નથી અને લેખકોને સમજાવી ફોસલાવી ચાના કપ પીવરાવી ગાડી, નાટક વગેરેમાં મૌજ કરાવી તેમનાં લખાણો કોડીની કીંમતે સર્વ હક્ક સાથે ખરીદી પુસ્તકો બહાર પાડે છે. પ્રકાશકોનો ઉદ્દેશ જનસેવાનો નહિ પણ કેવળ દ્રવ્ય પ્રાપ્તિનો છે. વળી તે કેવા શઠ અને તાલીમબાજ હોય છે તે હું મારા જાતી અનુભવથી જાણું છું. લેખકો સદાકાળ પ્રકાશકોના નામનાં રોદણાં રડે છે. પ્રકાશકો લેખકોને નિંદી ગુલામ ગણવાનો ફાંકો રાખે છે. પરસ્પરમાં આવી રીતે ચાલે છે. કહો ભાઇ આવાઓના કાર્યમાં તો શું ભલીવાર હોય ? ”

શાન્તિ બોલ્યો, “ તમારૂં કહેવું જો કે કંઇક અંશે વ્યાજબી છે. પણ હું અત્યારે એવી નિર્માલ્ય બાબતોમાં ઉતરવા નથી માગતો. ભેંસનાં શીંગડાં ભેંસને ભારે. કરશે એ ભરશે; વાવશે એવું લણશે તેમાં આપણે શું ? વળી આપ અત્યારે લેખકો અને પ્રકાશકોની નિંદા કરો છો, તે આપનામાં રહેલા રત્નદ્વેશીપણાથીજ. કારણ કે તમારા પુસ્તકના કોઇ પણ લેખકે ગુણ ગાયા નથી અને પ્રકાશકે પ્રચાર પણ કર્યો નથી. પણ એમાં એમનો દોષ મુદ્દલે છેજ નહિ. આપનું પુસ્તક કેવું છે એ દરેકની જાણમાં છે. વળી પ્રસિદ્ધ પેપરોમાં આપના પુસ્તકની યથાર્થ સમાલોચનાઓ થયેલી છે. એ સત્ય બીનાને અસત્ય બનાવવા કયો લેખક પ્રયત્ન કરે ? વળી અત્યંત સ્પષ્ટ ચાનક લાગે એવી સમાલોચના વાંચી કોઇ પણ પ્રકાશક આપના પુસ્તકો વેચવાની હિંમત કરી શકેજ નહિ. પણ જે બુકસેલર પ્રકાશક પાસેથી જાંગડ વેચવા રાખવાનું કહી લઇ જાય, ઉધેઇ ખાય જાય તો અમે જોખમદાર નથી એવું લખી આપ્યા પછી રાખે; તે વર્ષોનાં અંતે આપના પુસ્તકનો પ્રચાર કરી આપનાં ગએલાં નાણાં કદાચ એકત્ર કરી આપે ખરો. ”

સ્પષ્ટવક્તા શાન્તિનું કહેવું સાંભળી પ્યારેલાલ રાતો પીળો થઇ ગયો. તેના હૃદયમાં શાન્તિને બે ચાર થપ્પડો પણ લગાવવાનો વિચાર

થઈ આવ્યો હોય એમ જણાયું. સુમતી સમક્ષ તેણે ભોપાળું ખુલ્લું કરવાથી તેને ઘણું લાગી આવ્યું. તે નસકોરાં ફુલાવી કંઇક બોલવા જાય એ પહેલાંજ સુમતીએ તેના સામે જોઇ શાન્તિને પૂછ્યું, "ભાઇ ! આ આપની સાથેના માન્યવર કોણ છે?"

લલીતાનું આ પૂછવું મી. પ્યારેલાલને ઘણુંજ ગમ્યું. તે પોતે પોતાનો પરીચય આપવા ઉત્સુક થયો; પણ તરત શાન્તિલાલે તેનો પરીચય કરાવ્યો. સુમતી મર્મમાં હસી. આ હાસ્યને પ્યારેલાલે પોતાને માન મળવા બરોબર માન્યું; અને પછી તે રમણી રત્નની સાથે વાત કરવાના ઇરાદે તેમણે મલકાતા મુખે પૂછ્યું, "બાનુ ! આપ કઇ જ્ઞાતિનાં છો ?"

"બ્રાહ્મણ." સુમતીએ ટુંક પ્રત્યુત્તર વાળ્યો.

"નિવાસસ્થાન ?"

"પાલનપુર."

"હાલ કઇ તરફ સિધાવો છો ?"

"નવસારી થઇ મુંબાઇ જાવું છે."

"મુંબાઇ શા માટે જનાર છો ?"

"હું ત્યાં અભ્યાસ કરૂં છું."

"ત્યારે તો ઘણા વખતથી મુંબાઇમાંજ રહેતાં હશો ?"

"હા."

"કયે સ્થળે ?"

"કાલબાદેવી પર."

"બહુ સારૂં. તમારા પરિચયથી હું કૃતાર્થ થયો છું. લ્યો આ મારૂં એડ્રેસ. મારા સરખું કંઇ કામકાજ પડે તો સુખેથી લખજો. સુરત શહેરમાં હું એક નામાંકિત માણુસ છું. મને બધા ઓળખે છે." કહી પ્યારેલાલે ખીસ્સામાંથી એક વીઝીટીંગ કાર્ડ કાઢી સુમતીને આપ્યું. આખરે નવસારી આવ્યું. સુમતી તેના સગાને ઘેર ચાલી ગઇ. પ્યારેલાલ અને શાન્તિલાલ એક મિત્રને ત્યાં જઇ ઉતર્યા, ને કામથી

પરવારી બીજે દિવસે સુરત પાછા આવ્યા. ત્યાર બાદ દુનિયાંના વિચીત્ર રંગમાં ગુલતાન થએલા પ્યારેલાલે પોતાની વર્ષગાંઠના નિમીત્તે મિત્રોને પાર્ટી આપી અને કીશોરને બંગલે આવવાનું કહી મલકાજાન સાથે રાત ગુજારી.

---

## પ્રકરણ ૬ ઠું.

### શ્રીમાનના વેશમાં શયતાન.

પ્રાતઃકાળ થયો. જગત પ્રવૃત્તિમય થયું. સુરતના રાજમાર્ગપર પાણીના છંટકાવ થવા લાગ્યા. સહેલાણીઓ સવારની તાજી હવા ખાવાને નીકળી પડયા. શોખીન સુરતીલાલાઓ શાકભાજી ખરીદવાને બજાર તરફ જવા લાગ્યા. યુવતીઓ–બાલીકાઓ કુવેથી જળ ભરી ચકચકીત તામ્ર–પિતળના ઘડાઓ શીરપર ધારણ કરી મધુરી ચાલથી પોતપોતાના ગૃહ પ્રતિ ગમન કરતી દૃષ્ટિગોચર થવા લાગી. વીસીમાં સુતેલો કિશોર ક્યારનોએ જાગૃત થયો હતો. તેણે દાતણ પાણી કરી પ્યારેલાલના શયનસ્થાનમાં જોયું તો જણાયું કે પ્યારેલાલ અંદર નથી. આખી રાત્રિ જાગરણ કરનાર વ્હેલો ઉઠી કયાં ગયો હશે ? કિશોરે એક સેવકને પૂછ્યું. સેવકે જણાવ્યું કે શેઠ તો ક્યારનાએ તેમને બંગલે પધારી ગયા છે. કિશોર વીસીના માલીક પાસે ગયો અને પોતાના રહેવા જમવાના પૈસા આપવા માંડયાં પણ માલીકે તે લેવાની ના પાડતાં જણાવ્યું કે પ્યારેલાલ શેઠજીએ તમારૂ તમામ બીલ ચૂકાવી આપ્યું છે, તમારે જવું હોય તો જાવ. કિશોરે ત્યાંથી બહાર નીકળી બેગમપૂરાની માહિતી મેળવી એ તરફ ચાલવા માંડયું. અર્ધો કલાકે બેગમપૂરામાં આવી કિશોરે શેઠના બંગલા વિશે એક રાહદારીને પૂછ્યું. તે માણસે બંગલો બતાવ્યો. બંગલાના ઝાંપા આગળની દિવાલે એક પાટીયું જડેલું હતું. તેમાં પીતળના મોટા ટાઇપથી 'પ્યારેલાલ પનાલાલ બ્રોકર એન્ડ ઓથર'ના અક્ષરો ગોઠવેલા હતા

પ્રાતઃ સૂર્યનાં કિરણો પાટીયાપર પડવાથી પીતળના અક્ષરો ચકચકીત જણાઇ જોનારને કંઇક આનંદ ઉપજાવતા હતા. કિશોર ઝાંપા નજીક ગયો. એક મુસલમાન ઝાંપા પાસેની કોટડી આગળ બેસી ચલમ પીતો હતો. કિશોરે અંદર જવા માંડયું કે તરત એ મીયાંભાઇએ ચલમ નીચે મૂકી ઉભા થઇને પૂછયું, " અબે કિધર જાતા હય ? "

" શેઠજીકી પાસ. " કિશોરે જવાબ આપ્યો.

" અબી બડી ફજરમેં શેઠજીકી પાસે જાનેકા કયા સબબહે ? "

" શેઠજીએ મુજકું એ બડી ફજરમેં બુલાયા હય."

" મય નહિ માની શકતા હું કે શેઠ તેરેકું બડી ફજરમેં ઉનકી પાસ બુલાવે. મેરેકું તો તું કોઇ ગરીબ આદમી માલૂમ પડતા હય. ગરીબ આદમીયો કે લીએ મેરેકુ શેઠજીને સખ્ત હુકમ દીયા હય કે કોઇ ગરીબકું અંદર મત આનેદો. અબી થોડીડેર પે એક કોઇ બમન જૈસા જુવાન આયાથા. મય ઉનસે પૂછા કે શેઠકા કયા કામ હય ? તબ ઉસીને કીયા કે મે બહાર ગામકા રહેનેવાલા એક ઉપદેશક હું અને શેઠજીકી પાસ ગરીબોકે લીએ કુછ મદદ લેને જાતા હું. અયસા સુનકર મયને ઉસકું અંદર જાનેકી મના કરકે તુર્ત ત્યાંસે નીકલ જાનેકા ફરમાયા, પણ વો બડા બદમાસથા. બહાર નીકલજાને બદલ વો મેરે કેનેકી કુછ પરવા નકરકે શેઠકી પાસ ચલા ગયા. મય બૂમ પાડતા રહા ! ખુદાજાનેકે અબ કયા હોયગા. શેઠજીકા ખૌફ મેરેપે જરૂર ઉતરેગા. ઇસલીએ મય તુઝકો અંદર જાનેકી મના કરતા હું."

ખાં સાહેબનું કહેવું સાંભળી કિશોરે પ્યારેલાલ સાથેની મુલાકાતની સઘળી વાત તેને વિદીત કરી શેઠના નામનું કાર્ડ બતાવ્યું. કિશોર નોકર રહેવા આવ્યો છે ધારી મીયાં સાહેબે તેને વધુ કાંઇ નહિ કહેતાં અંદર જવાની પરવાનગી આપી. કિશોર બગીચામાં થઇ અંદરના એક સુંદર ઓરડામાં આવ્યો. ત્યારે પ્યારેલાલ એક નરમ ગાદી પર પડયા પડયા હુક્કો પીતા હતા. તેમનો પ્રિય મિત્ર મતીલાલ તેમની નજીકમાં બેસી કંઇક વાત કરી રહ્યો હતો. પ્યારેલાલ હુક્કાની

સાથે જોડેલી રબ્બરની નળી વાટે મુખમાં આવતા ધુમાડાને ધીમે ધીમે બહાર કાઢી મિત્રની વાતને ટેકો આપવા માથુ હલાવતા હતા. આ બન્નેની વાતો દર્મીયાન એક ત્રીજો યુવક શેઠથી થોડેક દૂર ઉભો રહ્યો હતો. તેણે સાદાં હાથનાં ધોએલાં કપડાં પહેરેલાં હતાં. માથાપર સફેત ફેંટા બાંધેલો હતો. તેના કપાળમાં રામાનંદી તિલક કરેલું હતું. દેખાવે શાન્ત અને ગંભીર લાગતો હતો. કિશોરે જાણી લીધું કે પેલા મીયાં ભાઇએ જણાવલો યુવક આજ છે. શેઠ તેમના મિત્ર સાથે વાતોમાં રોકાએલા હોવાથી તે યુવક ઉભો રહ્યો હતો. પ્યારેલાલે તેને જોયો હતો પણ તેની સાથે એક પણ શબ્દનો ઉચ્ચાર હજી સુધી કર્યો નહોતો. કિશોરે શેઠની નજીક જઇ સલામ કરી. પ્યારેલાલે તેના સામે જોઈ તેને બેસવાની ઇસારત કરી. કિશોર થોડેક દૂર ખસી બેઠો. જ્યારે શેઠ અને તેમનો મિત્ર વાતો કરી રહ્યા હતા, ત્યારે નજીકના એક ઓરડામાં સુધારાના શીખરે ચઢેલાં પ્યારેલાલનાં પત્ની એક સંગીત શિક્ષકની મદદથી સંગીત શીખતાં હતાં. તેમના કંઠમાંથી નીકળતું ગાન સર્વત્ર સંભળાતું હતું. પ્યારેલાલ અને મતીલાલની વાતો લગભગ અર્ધા કલાક સુધી ચાલી. છેવટે પ્યારેલાલે કહ્યું, " જો એ નવયૌવના સાથે મારાં લગ્ન થાય, તો આખી જીંદગી આનંદમાં જાય. હું હિરાલક્ષ્મીથી કંઇક કંટાળ્યો છું. મનુષ્ય માત્રને નવી–નવી વસ્તુઓની ઈચ્છા થાય તો મારા જેવા પૈસાપાત્રને કેમ ન થાય? હિરા-લક્ષ્મી જુની થઈ, હવે કોઇ નવું બુલબુલ જોઇએ."

" એ ખરૂં, પણ હિરાલક્ષ્મી કલેશ કરશે તો ? " મતી-લાલે પૂછ્યું.

" કદાપિ નહિ. કારણકે તેને હવે કપડાં–લતાં અને ફરવા હર-વાનો જ શોખ બાકી રહ્યો છે. તે મારાથી કંટાળી છે અને મને વારંવાર એમ પણ કહ્યા કરે છે કે તમે હવે મારા લાયક રહ્યા નથી. આથી હું ધારૂં છું કે તે કંઇપણ બોલશે નહિ. તેમ છતાં તું તેને પુછી જોજે. તે તારી સાથે સારી રીતે દિલ ખોલીને વાત કરશે. કારણકે તે તને વખાણનારી અને ચાલાક સમજનારી છે." પ્યારેલાલે જણાવ્યું.

" પણ કદાપિ ના કહેશે તો ? " મતીલાલે હસીને પૂછ્યું.

" તે પછી જોઇ લેવાશે. અમારી ન્યાતમાં છેડા છૂટકાનો અસલથી રીવાજ છે. તે તેનું સુઝતું કરી લેશે. " પ્યારેલાલે કહ્યું.

" અરે આવી સુધરેલી, ભણેલી–ગણેલી અને તમે જન સમાજમાં આગળ પાડેલી તમારી પત્નીને છેડા છૂટકો અપાય કે? શેઠ! તમારૂં નાક કપાઇ જાય. આના કરતાં તો તે ભલે આપણા ઘરમાં જ રહે. આપની પાસે પૈસાની કયાં ખોટ છે ? મારા મહેરબાન !

વળી ભલેને તે પણ સ્વતંત્રતાથી રહી ફાવે એમ વર્તે ? એમાં તમારૂં જવાનું શું છે ? જો તેને ડાઇવોર્સ આપી કાઢી મૂકો અને તે બીજાનું ઘર માંડે, તો તે બીજો લઈ જનાર મુછોપર હાથ નાખી સર્વત્ર કહેતો ફરશે કે જુઓ, લખપતીની બાયડી હું લાવ્યો છું. વળી તમારી હિરાલક્ષ્મી પણ તમારા ગુણ દોષથી વાકેફગાર હોવાથી સર્વત્ર તમારી નિંદા કરશે. મારી તો તમને એજ સલાહ છે કે ભલેને તે અહિંજ રહે. તમારે તેના કહેવા મુજબ ચાલવું, દરેક બાર તેને માથે રાખવો અને તે તમારા સર્વસ્વની માલીક છે એમ તેને દેખાડવું. આથી તે તમારીપર પ્રસન્ન રહેશે." સ્વાર્થપટુ મતીલાલે સલાહ આપી. પ્યારેલાલે તેની સલાહને અનુમોદન આપતાં કહ્યું

" તારી સલાહ વ્યાજબી છે. પણ તું ખાત્રીથી કહે છે કે માણેકચંદની છોકરીનું લગ્ન કરવાનું છે ? "

" હા, ભાઇ હા, મેં ખાત્રી કરીનેજ જણાવ્યું છે. તે કન્યા ઉમર લાયક થઇ ગઇ છે એટલે આ વર્ષમાં તેને પરણાવવીજ પડશે. "

" ત્યારે તું મારા માટે તેનું માગું કર. આપણા ઘર જેવું ઘર તેને આખી ન્યાતમાં કયાં મળવાનું છે ? આપણી વાત જાણતાજ માણેકચંદ શેઠ તરતજ હા પાડશે. પણ આપણે જાન લઈ ઘણે દૂર જવું પડશે. છત્રીસગઢ અહિંથી ઘણુંજ દૂર છે. "

છત્રીસગઢ અને માણેકચંદનું નામ સાંભળી કિશોર વિચારવા લાગ્યો કે, જે ગૃહસ્થની સાથે ગાડામાં બેસી મેં મુસાફરી કરી હતી

તેનીજ આ વાત થાય છે. તેમની ગુણવાન પુત્રીને પરણવાની આ પ્યારેલાલ ઇચ્છા રાખે છે; પણ તેની આશા ફળીભૂત થાય એમ જણાતું નથી. તે વિદ્વાન બાલીકા આગળ આ પ્યારેલાલ ગમાર જેવો છે. તેને લાયક આ છેજ નહિ. જોયા કરવું કે શું થાય છે. વળી મારે તેને એમ ન જણાવવું કે હું તે શેઠને અને તેમની પુત્રીને ઓળખું છું. હા ! પ્રભુ ! તમારી અકળીત કળાનો પાર નથી. તમે અદ્‌ભૂત ઘટનાઓ બતાવો છો. જગતમાં પ્રતિપળે નવ નવા રંગ જણાય છે. કિશોર મૌન ઉભો. મતીલાલ આડી અવળી વાતો કરી ચાલતો થયો. શેઠ એકલા પડયા. આ પછી હુક્કાની નળીમાંથી બેચાર ઘુંટડા ધૂમાડાના ગળી પ્યારેલાલે પેલા શાન્ત વદને ઉભેલા યુવાન પ્રતિ દૃષ્ટિ કરી પૂછયું, " અલ્યા તું કોણ છે ? "

" બ્રાહ્મણ. "

" કયાંનો રહીશ છે ? "

" સિદ્ધપુરનો. "

" તારૂં નામ ? "

" ત્રિભુવન. "

" અહિં કેમ આવ્યો છે ? "

" પારકાના ભલાને માટે. "

" તારા ભલાને માટે નહિ ? "

" નહિ, પારકાના ભલામાંજ મારૂં ભલું સમાએલું છે. "

" સ્પષ્ટ જણાવ કે તું શું કહેવા માગે છે ? તારે કહેવાનું હોય તે ટુંકામાં જ કહી દેજે, કારણકે માણસના જીવનમાં જે એક પળ જાય છે તે અમુલ્ય ગણાય છે. હું મારી અમૂલ્ય પળોને નકામી જવા દેતો નથી. સમજ્યો ? " પ્યારેલાલ મૂછોપર હાથ ફેરવી ત્રીભુવન સામે દૃષ્ટિ કરી રહ્યો.

આવનાર માણસ કે જેનું નામ ત્રિભુવન હતું અને તે સિદ્ધપુરમાં એક સ્થપાએલા આશ્રમનો મોટો ઉપદેશક હતો; તે આશ્રમમાં

કંઇ મદદ મળે એ હેતુથી પ્યારેલાલ પાસે આવ્યો હતો; તેણે હેવા માંડ્યું,

"હું આપને એક વિજ્ઞપ્તિ કરવા આવ્યો છું."

"તારે જે કહેવું હોય તે જલ્દીથી કહી નાંખ કારણ કે મને વધુ ટાઇમ નથી." પુનઃ પ્યારેલાલે કહ્યું.

ત્રિભુવનઃ—શેઠજી, હું આપનો વધુ વખત વ્યર્થ કરવાને ઇચ્છતો નથી. મારી આપ પ્રત્યેજ એટલીજ વિનંતિ છે કે આપ અમારા આશ્રમને યથાશક્તિ મદદ કરો. અમારો ઉદ્દેશ દ્રવ્ય એકત્ર કરી નિરાશ્રિતોને પાળવાનો રાત્રીશાળાઓ સ્થાપી અજ્ઞાન ગરીબજનોને જ્ઞાનવાન બનાવવાનો છે. વળી કેટલાંક ઉંચ વર્ણનાં એવાં કુટુંબો છે કે જેમની સ્થિતિ ઘણીજ દયાજનક થઈ પડી છે. તેઓ પોતાની આબરૂને ખાતર પોતાનું દુઃખ કોઇની આગળ જણાવી શકતાં નથી. કુટુંબોમાં કેટલાકોને દ્રવ્યના અભાવે ઉપવાસ કરવા પડે છે અને કેટલાંકને ન કરવાનાં કાર્ય કરવાં પડે છે. તેમાં જો સ્ત્રીઓ સદ્ગુણશાળી હોય છે તો દળવાનું—ખાંડવાનું શીવવા વગેરેનું કામ કરી નિર્વાહ ચલાવે છે. ત્યારે અજ્ઞાન અબળાઓ દ્રવ્ય વિહિન ભર્તારને ક્લેશ કંકાશમાં ડૂબાવી આખરે ભ્રષ્ટ થાય છે. આપણા પવિત્ર દેશમાં આવું બનવું એ શોકપ્રદ છે. અને તેથીજ આપ જેવા શેઠીઆઓ પાસેથી દ્રવ્ય મેળવી અમે સામાન્ય કુટુંબોમાં ગુપ્ત દાન મોકલવાની ઇચ્છા ધરાવીએ છીએ. આ ઉપરાંત અમે સ્વયંસેવકોને ગામે ગામ મોકલી અજ્ઞાન જનોને ઉપદેશ આપી બાળલગ્ન કન્યાવિક્રય ખોટાં ખર્ચ અને ધર્મને નામે ચાલતી અંધ શ્રદ્ધા વગેરે અહિત કરતા રીવાજોને દુર કરાવી સત્ય માર્ગનું અવલંબન કરાવવાની ઇચ્છા ધરાવીએ છીએ. આવા શુભકાર્યોમાં અનેક શ્રીમંતોએ મદદ આપી છે, તો આપ પણ આપની શક્તિ મુજબ આપશો એવી સંપુર્ણ આશા છે."

પ્યારેલાલ તેનું લંબાણુ વિવેચન સાંભળી ગંભીર મુખે કહેવા લાગ્યો. "ભાઇ! તમારો ઉદ્દેશ જોકે મઝાનો છે, પરંતુ આપણી હિન્દુ

કોમ પ્રતિ મને તો ઘણો તિરસ્કાર છે. કારણ કે હિંદુઓ હજી ઘણા પછાત છે. તેઓ સાચા સુધારકોના કટ્ટા દુશ્મનો છે. તેમના અવગુણોમાં પ્રથમ તો વહેમી પણું, ઢીંગલા ઢીંગલીઓની માફક નાનાં નાનાં છોકરાંઓને પરણાવવાં, પથરાઓની મુર્તિઓ પ્રત્યે અંધ શ્રદ્ધા અજ્ઞાન સાધુઓને માલ તાલ ખવરાવી માતેલા સાંઢ જેવા બનાવવા અને સુકોમળ સ્ત્રીઓ પ્રત્યે કસાઇનું વર્તન ચલાવવું. આવા અનેક દુર્ગુણો તેમની અધોગતિ સુચવે છે. જો તમે તે જંગલીઓને સુધારવા ઇચ્છતા હો તો મેં કહ્યા તે દુર્ગુણોનો પ્રથમ નાશ કરવો. હું તો ચાલુ જમાનાના સુધારાને માન આપે છે તેનેજ મદદ કરૂં છું. તમારા ઉદ્દેશમાં એવું કાંઇ જણાતું નથી માટે મદદ કરવાને દીલગીરી સાથે સ્પષ્ટ ના પાડું છું." આટલું કહી પ્યારેલાલે હુક્કો પીવાનો પુનઃ આરંભ કર્યો.

"શેઠજી જ્ઞાન પામતાં સૌ કોઇ સુધરશે. પણ મારે તમને કહેવું પડશે કે આપ સ્વદેશી થઇને સ્વાત્મ બંધુઓ પ્રત્યે તિરસ્કારની લાગણી દર્શાવો છો અરે એટલુંજ નહી પણ અસત્ય સુધારામાં પુષ્કળ દ્રવ્યની પાયમાલી કરો છો. તમારા જેવા શ્રીમંતોની ખાસ ફરજ તો દેશી બંધુઓની ઉન્નતિ કરવાની છે. લક્ષ્મી તો આજે છે અને કાલે નથી. ખરો શ્રીમાન તો એજ કહેવાય છે કે જેની સંપત્તિનો વ્યય દેશ બંધુઓના ઉદ્ધારના અર્થે ઉદારતાથી થાય છે. બાકીના તો પૈસાના પુજારી અને દોલતના દાસ લેખાય છે. શેઠ! ચડતી પડતી સૌની થયાજ કરે છે." ત્રીભુવને વિશેષ સંભળાવ્યું.

પ્યારેલાલ હુક્કાની નળી નીચે મૂકતાં બોલ્યો, "એ સઘળું અમે સારી પેઠે સમજીએ છીએ, માટે તમે વધુ ડાહ્યા થયા વિના હવે અહિંથી સિધાવી જાઓ. તમારા જેવાએ જ દેશનું ઉંધુ માર્યું છે. હરામનું મેળવી પોતાનું ભરવું એવા અનેક દાખલા મેં જોયા છે. તમારા જેવા બગ ઉપદેશકોનો હિંદુસ્થાનમાં પારજ નથી. તમારા બાહ્ય દેખાવથી બૈરીઓ અને ભોળા જનો ઠગાશે; પણ આ પ્યારેલાલ લગીર પણ ઠગાશે નહિ. તમને તો ભીખ માગીને ખાવાની ટેવ પડેલી છે. જાઓ; કોઇ નોકરી કરી અગર મહેનત મજુરી કરી પૈસા

રળી ખાવ. મોટા દેશહિતૈશી ના જોયા હોય તો ? જા, ચાલ્યો જા. સ્વદેશી થઇશ તો સાહેબ લોકના કોપને પાત્ર થઇશ.”

પ્યારેલાલના શબ્દો સાંભળી ત્રીભુવનનું મુખ ગુસ્સાથી લાલચોળ બની ગયું, પણ તેણે ગુસ્સાને દબાવી રક્ત નેત્રે કહેવા માંડ્યું. “ શેઠ, મને લાગે છે કે તમારી બુદ્ધિ બ્હેર મારી ગઇ છે ? પોતાની જન્મભુમિ પ્રત્યે પ્રેમ–માનવૃતિ દરેક દેશના મનુષ્યોમાં સ્વાભાવિક રીતેજ ઉત્પન્ન થયલી હોય છે. આ વૃત્તિ નૈસર્ગિક છે. તેને દબાવવી અને જડ મુળથી ઉખેડી નાખવી એ એક જાતનું ખૂન છે, મહા પાપ છે. માતૃભૂમિ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન ધરાવી તેની સેવા કરવાને યોગ્ય દરેક ઉછરતાં સંતાનોને બનાવવાં એ પ્રત્યેક માબાપ–રાજા શ્રીમંતો અને શિક્ષકોનું મુખ કર્તવ્ય છે. મહોલ્લાના એક શ્વાનને પણ પોતાના મહોલ્લાનું અભિમાન હોય છે. તો મનુષ્યોને પોતાની જન્મભૂમિ માટે અભિમાન શા માટે ન હોવું જોઇએ ? પરમાત્મા સર્વને શુભ બુદ્ધિ આપો એવી અમારી નિરંતર પ્રાર્થના છે.” તેનાં લંબાણ વિવેચનથી પ્યારેલાલ કંટાળીને નશકોરાં ફૂલાવતો બોલી ઉઠ્યો. “ ઓ સ્વદેશના હિમાયતી ! તું હવે એકદમ અહીંથી પસાર થઇ જા. તારા ભાષણે મારૂં માથુ ફેરવી નાંખ્યું છે. કેમ જાય છે કે નહી.” શાન્ત ઉભેલો ત્રિભુવન પુનઃ બોલ્યો, “ શેઠજી, આવી રીતે અકળાઇ જવું આપને યોગ્ય નથી. આપે તો સઘળા ઉપર દયા રાખવી જોઇએ. ભગવાન તમારૂં ભલું કરશે.”

“ ભલે તારો ભગવાન મારૂં ભલુ ના કરે, તું હવે અહીંથી જાય છે કે નહી ? ” પ્યારેલાલે પૂછ્યું.

ત્રિભુવનઃ–“ હા ! તમારા જેવા પિશાચ વૃત્તિના શ્રીમંતોથીજ આ આર્યાવર્તની અધોગતિ થઇ રહી છે.

નહી અન્ય વસ્તુને કદાપિ કોઇ પણ કાપી શકે,
પણ કાચની હિરાકણી પોતા તણું પોતે હણે;
નહિ અન્ય ધાતુ કાષ્ટ કે પાષાણ કાપે લોહને,
પણ લોહની ઝીણી છરી પોતા તણું પોતે હણે.

આ સિદ્ધાંત સર્વથા તમારા જેવાને યોગ્યજ છે.”

“ ઓ ઉદ્ધત ! ત્હેં આજે મારૂં સખ્ત અપમાન કર્યું છે. ઉભો રહે હું તેનો બદલો આ ક્ષણેજ અપાવું છું.” પ્યારેલાલ ગર્જી ઉઠયો.

આ પિશાચ સદનમાંથી જલ્દી ચાલ્યા જવાના ઇરાદે ત્રિભુવને ચાલવા માંડયું કે તરત પ્યારેલાલે તેને જતો અટકાવી કહ્યું, “ એ હરામખોર ! ઉભો રહે. હવે જાય છે કયાં ? ” કહી તેણે જોરથી બૂમ પાડી. “ અલ્યા ! નીચે પહેરાપર કોણુ છે ? ”

“ જી સાહેબ, આ સેવક હાજર છે, શો હુકમ છે ! ” એક નોકરે દોડી આવી પૂછયું.

“ તું આ ઉદ્ધત છોકરાને એકદમ પોલીસગેટ પર લઇ જા અને ત્યાં આપણા સ્નેહિ મહમદખાન પોલીસ ઇન્સપેક્ટર સાહેબ હાજર હશે તેમને મારૂં નામ દઇ સલામ કરી હું લખી આપું તે ચિઠ્ઠી આપજે.” એમ કહી તેણે ચીઠ્ઠી લખવા માંડી. એવામાં હિરાલક્ષ્મી પતીના શબ્દો સાંભળી અંદરના ઓરડામાંથી ત્યાં આવી બોલી.

“ ડીયર ! કોને પોલીસ ગેટ પર મોકલાવો છો ? ”

“ આ ઇડીઅન છોકરાને. એણે મારૂં આજે સખ્ત અપમાન કર્યું છે. તેને જેલમાં પુરાવી અપમાનનો બદલો લઇશ.” પ્યારેલાલે તપી જઇને જણાવ્યું.

“ વ્હાલા ! ક્રોધ શત્રુને તમારા હૃદયમાંથી દૂર કરી મારી વાત સાંભળો. તમારા જેવા પ્રતિષ્ઠિત જનને આવા ગરિબો પ્રત્યે બદલો લેવાનો વિચાર કદાપિ કાળે પણ ઉત્પન્ન થવો જોઇએ નહિ. તેને બદલે યથાશક્તિ દ્રવ્યનો બદલો આપવો એમાંજ શ્રીમંતોનું ભૂષણુ છે. મેં તેનું બોલવું પૂરેપૂરૂં સાંભળ્યું છે. તેમાં તેણે અપમાનકારક એક પણ શબ્દ આપને કહ્યો નથી. એટલું ખચીત યાદ રાખવાનું છે કે દેશના સુધારા અર્થે જે પોતાનું સર્વસ્વ અર્પણુ કરે છે અને ગરિબો પ્રત્યે અપૂર્વ પ્રેમ ધરાવે છે તેજ ખરેખરો શ્રીમંત છે–દેવ છે. બાકીના દેશના દુષ્મન, અનાથોના અરી દૈત્ય સ્વરૂપ ગણાય છે. આવું સમજીને

તમે આ આવનાર ભાઇને તમારાથી બનીશક્તિ મદદ કરી તેમની ઇચ્છા પરીપૂર્ણ કરો. પ્રાણેશ! મારા હૃદયની પણ એજ ઇચ્છા છે."

પ્યારેલાલ પત્નીના સામે જોઇ કહેવા લાગ્યો, "હું મારી ફરજ સારી પેઠે સમજું છું. આ છોકરાએ મારૂં ઇન્સલ્ટ કર્યું છે માટે પ્રાણ ગયે પણ એક રાતીપાઇ આપનાર નથી. હું પૈસાદાર છું જાણી તે મારી અદેખાઇ કરે છે પણ તેની મને બીલકુલ દરકાર નથી.

ત્રીભુવન તત્કાળ બોલી ઉઠયો, "શેઠજી આપના ઐશ્વર્યની અદેખાઇ કરવાની કે અપમાન કરવાની મારી કોઇપણ રીતે ઇચ્છા નથી પણ મેં તો મારી ફરજ પ્રમાણે મદદ કરવાની વિનંતિ કરી છે? શેઠ!

જુવાની તો જશે ચાલી જશે વૈભવ અને માયા,
પડશે માટી માંહી કોઇ દિન તમારી આ કનક કાયા;
નથી વિશ્વાસ ભાજન વસ્તુઓ એ કોઇએ ધારી,
નથી થઇ કોઇની ને કોઇની છે એ ન થાનારી."

આથી પ્યારેલાલ વધુ ગર્જી ઉઠયો "સિપાહી! ચલાવ. આને એકદમ ગેટ પર લઇ જા."

ત્રીભુવનના શબ્દોથી હિરાલક્ષ્મી પણ સ્તબ્ધ બની. તેણે પતિના કાનમાં ધીરેથી કંઇક વાત કરી, કે જેથી પ્યારેલાલ પહેરાવાળાને આગળ વધતો અટકાવી ત્રીભુવનને કહ્યું, "ભાઇ! તું મહેરબાની કરીને ચાલ્યો જા. મારે તને એક પાઇ પણ આપવાની ઇચ્છા નથી. મારે દાન કરવું હશે તો હું આશ્રમના નામે બારોબાર મોકલાવીશ." પ્યારેલાલ ઉભો થઇ ત્યાંથી જવા લાગ્યો. તેને જતો જોઇ ત્રીભુવન બોલ્યો, "શેઠ! હું જાઉં છું અને જતાં પહેલાં ચેતાવું છું કે, તમારો આ વૈભવ પાણીના પૂરની માફક ચાલ્યો જશે. તમે હાલ જે સુખ જોઇ રહ્યા છો, તે તમારા કર્મથી પરીણામે ઝેર થઈ પડશે.

અહિં ફાવશો કો દાવમાં, પણ ત્યાં કદી ના માફ છે,
અહિંયાં ભલે અન્યાય છે, પણ સાફ ત્યાં ઇન્સાફ છે;

કળીયુગમાં કળથી કરેલાં, પાપ પૂન્યો અહિં ભરો,
મળશે નભજો કર્મનો નિડર રહો ચાહે ભરો."

આટલું બોલી ત્રીભુવન વધુતવેગે ત્યાંથી પસાર થઈ ગયો.
"સાલ્લો, ભામટો–ચોર–વગેરે શબ્દોનો ઉચ્ચાર કરતો પ્યારેલાલ ત્યાં નજીકની ખુરશીમાં બેઠો. હિરાલક્ષ્મી તેને માટે ચા લેવા ગઇ. કિશોરે શાન્તિ આપવા માંડી. હિરાલક્ષ્મીએ ચ્હા લાવી પતિદેવને પાઇ. ચ્હા પીવાથી પ્યારેલાલનું ઉકળેલું ભેજું શાન્ત થયું. તેણે પત્નીને કહ્યું, "હિરા ! એક ફક્કડ પાન બનાવી લાવ."

હિરા ચાલતી થઈ. પ્યારેલાલે કિશોરને પૂછ્યું. "બોલો તમારી શી મરજી છે ? "

" આપની ઇચ્છાને આધિન છું. શેઠની મરજી એજ મારી મરજી. " કિશોરે કહ્યું.

" તારે અહિં નોકરી રહેવું છે ? "

" તે માટે તો અત્યારમાં આપ શેઠજીની પાસે આવ્યો છું."

" નામું–ઠામું લખતાં આવડે છે ? "

" ઘણી સારી રીતે. "

" શું પગાર લેવો છે ? "

" આપની મરજી હોય તે ? "

" તું કહેતો ખરો ? "

" મારા કહેવા કરતાં આપ જ વિચારી જુઓ. આપ શેઠજી સર્વ ગુણ સંપન્ન છો અને વળી માણસની પરીક્ષામાં તો પૂરેપૂરા પ્રવિણ છો. શેઠ ! આપને ફાવે તે આપજો. " કિશોરે શેઠનાં વખાણ કરી કહ્યું.

"ઠીક ત્યારે, તું અત્રે રહે. હું તને માસીક બારં રૂપીઆ આપીશ. તારે ઘર ખર્ચનો હિસાબ રાખવો અને જોઇતી વસ્તુઓ લાવવી. જો તું નોકરીમાં ચાલાક અને લાયક નીકળીશ તો હું તારો પગાર વધારીશ. નોકરોની કદર કરવામાં મારા સમાન શેઠ આખા ગુજરાત પ્રાંતમાં પણ મળી આવશે નહિ. મારી પાસે રહેલા નોકરોને

નોકરી છોડયા પછી બીજા કોઇની સેવા સ્વીકારવી ગમતીજ નથી. કિશોર! આ સાથે એટલું પણ સ્મરણમાં રાખજે કે આપણી કોઇ ખાનગી વાત બહાર જાય નહિ. આજકાલના લોકો અન્યનું સારૂં જોઇ બળી જાય છે, હું પૈસાપાત્ર છું એથી અનેક લોકો મારી પ્રત્યે દ્વેષભાવથી જુએ છે અને જગતમાં મને હલકો પાડવાને મુર્ખ સુધારક-અર્ધદગ્ધ અને ગાંડો કહી નિંદાઓ કરે છે. તારા સમાગમમાં આવનાર દરેક માણસની પાસે તારે મારી પ્રશંસા કરવી. મારી પ્રશંસાનું ઇનામ તને જુદું મળશે." પ્યારેલાલે તેની મૂર્ખતાની સીમા બતાવતાં કહ્યું. કિશોર તેના સ્વભાવથી પૂર્ણ વાકેફગાર થઇ આત્મગત વિચારવા લાગ્યો કે, "આ પ્યારેલાલ દાંભીક અને મિથ્યાભિમાની હોય એમ જણાય છે. અક્કલને અને તેને આધ વૈર હોય એમ અનુમાન થાય છે. તે જેવો છે તેવું જ અગાઉથી સ્વમુખેજ જણાવી દે છે. આવા ગાંડા મૂર્ખની નોકરીમાં મારાથી વધુ ટકાશે કે કેમ તેનો વિચાર થાય છે. ચાલાક-બુદ્ધિવાન શેઠની સેવા અંતે સુખ આપે છે અને આવા અર્ધદગ્ધ દોલત ભકતોની નોકરી આખરે કષ્ટકારક થઇ પડે છે. ઠીક છે; આગળપર જોઇ લેવાશે. મારે કયાં સદાય નોકરી કરવી છે? મારૂં કામ પૂર્ણ થયા સુધી ઉદર પોષવાના અર્થે નોકરીની જરૂર છે. હું તેટલો સમય સહન કરી લઇશ. ધર્મી અને અધર્મીને બને જ નહિ; તેમ આ કુલણજીની સાથે મારે લાંબા સમય સુધી બનશે જ નહિ." આવી રીતે વિચારતા કિશોરને પુનઃ પ્યારેલાલે પૂછ્યું, "કેમ? શું વિચાર કરે છે?"

"કંઇ નહિ, આપના જેવા ખાનદાન ગૃહસ્થની નોકરી મળવાથી મેં મનમાં પ્રભુની પ્રાર્થના કરી."

"અરે ગાંડા! આ સુધરેલા જમાનામાં તો પ્રભુ ઢેમ-હમ્બગ મનાય છે. આપણો આત્મા છે તેજ પરમાત્મા છે. તેને દુભાવવો જોઇએ નહિ. આપણી જે ઇચ્છા થાય, પછી તે સારી હોય યા ખોટી હોય પણ તેને તત્કાળ પોષવી જોઇએ. આત્મા અને દેહને દુઃખ આપનાર ગૂન્હેગાર ગણાય છે, કિશોર! તારે અહિં રહી ઘણું શીખવું પડશે.

મારી પાસે રહેવાથી તને સાચું જ્ઞાન પ્રાપ્ત થશે. વળી તારે આ પણ યાદ રાખવાનું છે કે તારે અમારા વિચારને અનુકૂળ થઇ વર્તવું. ગમે તેવાં ખાણાં–પિણાં પ્રત્યે નારાજ થવું નહિ. અને મારા કરતાં તારી શેઠાણી હિરાલક્ષ્મીની મરજી વિશેષ સાચવવી. તે જો તારીપર ખુશ રહેશે તોજ તું લાંબા વખત સુધી અમારી નોકરીમાં રહી શકીશે. પણ જો તેને જરાકે નારાજ થવાનું કારણ આપીશ તો સમજજે કે અત્રેથી તત્કાળ ખડખડીયું મળશે. સમજ્યો કે ? ”

“ શેઠજી ! હું સૌ કાંઇ સમજું છું. મારા મહેરબાન શેઠ શેઠાણીને કેમ ખુશ રાખવાં તેની વિદ્યા હું સારી રીતે ભણ્યો છું. મહેરબાન હું આપના વિચારને પણ પૂરેપૂરો મળતો છું. પ્રભુની પૂર્ણ કૃપાથીજ તમારા જેવા ગુણજ્ઞ શેઠની નોકરી મળી આવી છે.” કિશોરે કહ્યું.

“ કિશોર ! પેલા કબાટમાંથી એક બાટલી કાઢી લાવ. ” શેઠે કામ બતાવ્યું.

કિશોરે કબાટ ઉઘાડી એક બાટલી કાઢી. ઇંગ્રેજી દારૂની એ બોટલ હતી. કિશોરે અજાણ્યા બની બાટલી પ્યારેલાલના હાથમાં મૂકી. બાદ પ્યારેલાલે ગ્લાસ મંગાવવાથી કિશોરે હાજર કર્યો. તે ગ્લાસમાં સૂરા રેડતાં શેઠજી બોલ્યા, “ હું આ સરબત પી સ્નાન કરી બહાર ફરવા જવાનો છું. માટે તું નીચેના રૂમમાં જઇ મારા માટે ન્હાવાની તૈયારી કરાવ. ”

કિશોર ચાલ્યો ગયો. પ્યારેલાલે મદિરાથી છલાછલ પ્યાલો ભરી કંઠસ્થ કર્યો; અને પછી પ્યાલો અને શીસો ઠેકાણે મૂકી શેઠાણી પાસે આવ્યો. હિરાલક્ષ્મી આરામચેરપર પડી એક અંગ્રેજી પુસ્તક વાંચતી હતી. તેની પાસે એક નોકર ઉભો રહી તેનું માથું દબાવતો હતો. પ્યારેલાલે તેની છેક નજીક જઇ પૂછ્યું, “ ડીયર ! શું થાય છે ? આમ સુસ્ત કેમ જણાય છે ? ”

“ મારૂં માથું દુઃખે છે. તમે વધારે ન બોલશો. મને થોડીવાર શાન્તિથી સુવા દયો. જાવ, જલ્દી આ રૂમ છોડી જાવ. ” હિરાલક્ષ્મીએ રૂવાબથી કહ્યું.

પ્યારેલાલ બે કદમ પાછળ ખસી જાણે ભય પામતો હોય એવી રીતના દેખાવથી ધીમે સાદે બોલ્યો, "ડીયર! તમે જરાક સ્ટ્રોંગ ચ્હા પી લ્યો, કે જેથી તરત માથું ઉતરી જશે."

"તમારી સલાહની મને બિલ્કુલ જરૂર નથી. થોડા વખત પરજ આપણા પેલા પ્રિય ડાક્ટર આવ્યા હતા અને તેમણે મારી પાસે આવી મને સ્નેહભાવે બોલાવી એક સ્ટીમ્યુલન્ટ ડોઝ પીવરાવ્યો છે. તેમણે જતી વખતે પણ મને સુચના કરી છે કે કોઈની સાથે વાત કરવી નહિ. માટે મહેરબાની કરી તમે હવે એક પણ હર્ફ બોલ્યા વિના મારાથી દૂર ચાલ્યા જાવ."

આ પછી પ્યારેલાલ કંઈ પણ નહિ બોલતાં ચાલ્યો ગયો અને નીચે જઈ સ્નાન કરી કપડાં પહેરી ગાડીમાં બેસી બહાર ફરવા નીકળી પડયો. આવાં માન્યવર અને સુધારાના શીખરે પહોંચી ચૂકેલાં શેઠ શેઠાણીની નોકરીમાં કિશોર રહ્યો અને સર્વ લીલા અવલોકતો કાળ-ક્ષેપ કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૭ મું.

### નવું દૃશ્ય.

પ્યારેલાલનું બાલ્યકાળનું નામ મુક્તાલાલ હતું; પણ તે પસંદ નહિ આવવાથી તેના પિતા પન્નાલાલે પ્યારેલાલ નામ રાખ્યું હતું. આવા બે નામધારી શેઠની સેવામાં રહે કિશોરને બે મહિના પૂરા થવા આવ્યા. આટલા વખતમાં કિશોરે જાણી લીધું કે જે સ્થળે પોતે નોકર રહ્યો છે તે પ્યારેલાલનું મકાન બદકામ કરવાનું સ્થાન છે. નીતિ-ધર્મનો એક અંશ પણ ત્યાં જોવામાં આવતો નહિ. પવિત્રતા શું ચીજ છે તેનું શેઠ કે શેઠાણીને મુદ્દલે ભાન નહોતું. દિવસ રાત્રિનો સમય આમોદ-પ્રમોદમાં પસાર થતો. શેઠ-શેઠાણી આ દુનિયામાંજ સ્વર્ગસુખ છે એમ સમજી વિવિધ પ્રકારનાં વસ્ત્રો-વ્યસનો અને વિષ-યમાં સમય વ્યતિત કરતાં. મદિરાનો છૂટે હાથે ઉપયોગ થતો. બિચારા કિશોરને દારૂના ગ્લાસ ભરી આપવા પડતા. તે પોતે કંટાળતો; પણ

શું કરે ? પ્યારેલાલે તેને એક વખતે મદ્ય પ્રાસન કરવાનો પુષ્કળ આગ્રહ કર્યો હતો પણ કિશોર તેના નિશ્ચયથી ડગ્યો નહોતો. પોતાનું અપમાન કર્યું કહી તેને શેઠે ધમકી પણ આપી છતાં કિશોર ભ્રષ્ટ થયો નહિ. આવા અપવિત્ર સ્થાનમાં કિશોર વ્યાકુળતાથી દિવસો નિર્ગમન કરતો હતો. આજે સાંજનો સમય છે. ચાર દિવસથી શેઠાણી તેમના પીએર ગયાં છે. પ્યારેલાલ શેઠ ગાડી જોડાવીને હવા ખાવા નીકળી પડયા છે. બંગલાના બે નોકરો વૃક્ષોને જળ સીંચન કરી રહ્યા છે. કિશોર શેઠના દિવાનખાનામાં એક ખુરસીપર બેસી રહી કંઇક વિચારમાં તદ્રુપ બનેલો જણાય છે. તે શું વિચાર કરતો હશે ? ગરીબ માણસ તેના દુઃખના જ વિચાર કરતો હોય. કિશોર પોતાની દુર્દશાના વિચાર કરતો હતો. વિચારને અંતે તેના વ્યાકુળ મને તેની આંખ્યોમાં અશ્રુ આણ્યાં. તે રડતા હૃદયે બોલવા લાગ્યો, "કમળા ! હતભાગ્ય બાળા ! તું ક્યાં હોઇશ ? શું તું હજી જીવતી હોઇશ ? અરેરે તારેને મારે બહુ છેટું પડયું. આપણને છૂટા પડે ઘણા દિવસ વિત્યા. તારૂં અને મારૂં મિલન હવે ભાગ્યાધિન છે. પવિત્ર પ્રેમદા ! તારૂં જીવન રદ કરનાર હુંજ છું. મારા પનારે પડી તું લગીર પણ સુખી થઇ નથી. પ્રિયે ! લગ્ન સમયની પવિત્ર પ્રતિજ્ઞાઓનું પાલન હું કરી શક્યો નથી. દેવી ! હું શું કરૂં ? તને ક્યાં ખોળું ? ક્યાં આવી મળું ? બે પત્નીના પતીની દશા દુઃખદાયક થઈ પડે છે. મને અનુભવ થયો. પાપણી કપટકળા ! પિશાચ સ્વરૂપી પ્રેમદા ! અરે ભડ ભડાટ સળગતી પાવક જ્વાળા ! તારો નર્કમાં વાસ થજો. દુષ્ટા ! તારા કારણેજ મારી આવી દુર્દશા થઇ રહી છે. કિશોર એક અધમ માણસનો ગુલામ બન્યો છે. રંડા ! તેં મારો ખીલેલો બગીચો સ્મશાનવત્ બનાવ્યો છે. દેવી સ્વરૂપ બાળાને તેં આ દુનિયામાં હતી ન હતી કરી નાખી છે. પિશાચિની ! તારે અને મારે ક્યા જન્મનું વૈર હશે કે જેથી તું અમારી ભયંકર વૈરી થઇ પડી ? પતિને પાયમાલ કરનારી પાપીણી ! તું ભુંડા હાલે રીબાઈ રીબાઇને મરજે. હા ! કમળા ! દેવી ! તારા વિચાર ઉત્પન્ન થતાં મારૂં જીગર ભમ્મી-

ભૂત થઈ જાય છે. સુરતમાં આવે બે માસ પૂરા થઇ ગયા છે પણ હું તારા બચાવ અર્થે કંઇ પણ કરી શક્યો નથી. ચોથા દિવસ પર વિલીયમ સાહેબના બંગલે જઇ તપાસ કરતાં સમાચાર મળ્યા કે સાહેબ એક ખૂનના કેસની તપાસને અર્થે બહાર ગામ ગયા છે. નશીબ બે ડગલાં આગળનું આગળ-દુઃખમાં દુઃખ અને સુખમાં સુખ આવી મળે છે. પરમાત્મન્! હવે હદ થઈ. કયા જન્મનાં પાપના કારણે મારી પર કષ્ટના ડુંગર ટૂટી પડયા છે? દયાળુ! દયા કરો. હવે સહન થતું નથી. પ્રભુ! મને મારા માટે નથી લાગી આવતું. હું દુઃખના ડુંગર તળે દટાવા-કચડાવા તૈયાર છું, પણ કમળા! મારી હૃદય દેવી પિશાચના પંજામાં છે. તેની પર ગુજરતો ત્રાસ-જુલમ જાણી મારૂં હૃદય ચિરાઇ જાય છે, દેવ! તેની પર દયા કરો. પાપીના પંજામાંથી તેનો ઉદ્ધાર કરો. દુઃખીયાંને વધુ ના રીબાવો."

આમ શોક કરતો કિશોર કમળાને યાદ કરી ચોધાર અશ્રુએ રડવા લાગ્યો. તેના અશ્રુ લ્હોનાર અને તેને રડતો જોનાર આ વખતે ઉપર કોઇ હતું નહિ. એકાન્ત વાસમાં કિશોર હૃદય ફાટ કલ્પાંત કરી હૃદય હલકું કરવા લાગ્યો. આ સમયે પ્યારેલાલના બંગલા આગળ એક ઘોડા ગાડી આવીને ઉભી રહી અને તેમાંથી હિરાલક્ષ્મી શેઠાણી નીચે ઉતરી. હિરાલક્ષ્મી ચાર દિવસ પીએર રોકાઇ આજે સાંજના સમયે પાછી આવી હતી. અપટુ ડેટ ફેશનમાં ફાંકડી બનેલી શેઠાણી હાથમાં છત્રી પકડી રૂવાબ બંધ બંગલાના કંપાઉન્ડમાં દાખલ થઇ અને વૃક્ષોને પાણી સીંચતા માળી મજુરોને ધમકાવતી અંદર પ્રવેશી દાદર પર ચઢવા લાગી. તેના પગમાં બુટ પહેરેલા હતા. તેના ચાલવાનો અવાજ સાંભળી ઉપર બેઠેલો કિશોર સાવધ થયો. તત્કાળ તેણે ખુરશી પરથી ઉભા થઇ આંખ્યો લ્હોઈ નાખી. રડવાથી તેની આંખ્યો લાલ થએલી હતી. હિરાલક્ષ્મી ઉપર આવી ઉભી રહી. કિશોરે તેની નજીક જઇ તેના હાથમાંથી છત્રી લઇ લીધી. શેઠાણી પગમાંથી સ્લીપર કાઢી એક આરામ ખુરશી પર પડી. મદમસ્ત

વાધણ પડી રહી હોય એવો તેનો દેખાવ થઇ રહ્યો. થોડીવાર શાન્ત વદને પડી રહી તેણે નજીકમાં ઉભેલા કિશોર પ્રતિ કહ્યું,

" કિશોર ? "

" જી. " કિશોરે પ્રત્યુત્તર આપ્યો.

" ગરમી બહુ લાગે છે, એક પંખો લાવ. "

કિશોર અંદરના ભાગમાં જઇ પંખો લઇ આવ્યો, અને શેઠાણીના હાથમાં મૂકી દૂર ઉભો રહ્યો. સુકોમળ નાજુક હાથથી પંખો હલાવતી હિરાલક્ષ્મી કિશોર સામે જોઇ રહી. કિશોરની આંખ્યો રક્ત જણાવાથી તેણે પૂછ્યું, " કિશોર! તારી આંખ્યો આજે લાલ કેમ દેખાય છે ? "

કિશોર શું જવાબ આપવો તેના વિચારમાં પડયો. કિશોર કદાપિ અસત્ય ઉચ્ચાર કરતો નહિ. તે મૌન રહ્યો. પુનઃ શેઠાણીએ પૂછ્યું, "બોલને ? કેમ જવાબ આપતો નથી ? ધાસ્લેટ બાસ્લેટ પીધું તો નથી ને ? "

" નાજી, એવું કાંઇ નથી. હું કદી દારૂ પીતોજ નથી. " કિશોરે નમ્રતાથી જણાવ્યું.

" ત્યારે તારી આંખ્યો રાતી થવાનું કારણ ? શું ઉજાગરો કર્યો હતો ? શેઠ સાથે કંઇ ગયો હતો ? "

" નારે ના, હું તો ક્યાંઇ પણ ગયો નથી. આંખ્યોમાં પાણી આવવાથી આંખ્યોને મેં હાથવતી ચોળી હતી તેથી તમને રાતી જણાતી હશે. "

" ઠીક, વારૂ શેઠ કયાં ગયા છે ? " શેઠાણીએ પૂછ્યું.

" હવા ખાવા. " કિશોરે જણાવ્યું.

" ક્યારના ગયા છે ? "

" પાંચ વાગે. "

" ગાડીમાં કે ચાલતા ? "

" ગાડીમાં. "

" સાથે કોણ ગયું છે ? "

" કોઇ નહિ; તેઓશ્રી એકલાજ ગયા છે."

" પાછા ફરવાનો ટાઇમ કહી ગયા છે કે ?"

" ના, પણ તેઓ આજે અહિં આવનાર નથી."

" કેમ ?"

" તેઓ શાહપુરના બંગલે રહેનાર છે."

શાહપુરના બંગલે રહેનાર છે સાંભળી હિરાલક્ષ્મી કંઇક ગુસ્સે થઇ હોય એમ જણાયું. શેઠ શાહપુરના બંગલે રાત્રે કેમ રહે છે તે શેઠાણી સારી રીતે જાણતી હતી. તે આત્મગત્ બબડવા લાગી, "નક્કી, કોઇક નવી રાંડ આવવાની હશે ? મારા કયાં ભોગ લાગ્યા કે મારા જેવી સુંદર સુંદરીનાં પાનાં આવા ગમાર જોડે પડયાં. ખરેખર આ દુનિયામાં સરખું જોડું કયાંઇ પણ જોવામાં આવતું નથી. કહ્યું છે કે,

નારી સુંદર જ્યાં મળે, ત્યાં મુરખ ભર્તાર,
રંગીલા નરને મળે, નારી ગુણ ગમાર.

મારા સંબંધમાં પણ એમ જ બન્યુ છે. હું ફક્કડ ફાંકડી, રંગીલી જુવાન છું, ત્યારે એ મૂર્ખ તદ્દન ગમાર છે. પોતાની પ્રીયાને કેમ ખુશ રાખવી તેથી તો તે તદ્દન અજાણ છે. જુવાની ચાર દિવસની છે. જુવાનીમાં સુખ નહિ માણનાર ના લાયક મૂર્ખ છે. જ્યારે હું સુખ ભોગવવા તલસું છું. ત્યારે તે નવી રાંડોને માટે મરી મથે છે. અક્કલનો ઇસ્કોતરો ! જ્યારે મને લાવ્યો ત્યારે તે મારા ગુલામ જેવો જણાતો. મારી હા એ હા ભણતો અને મને પૂર્ણ માનથી બોલાવતો. વળી તે તેના મિત્રો પર પત્ર લખતો, તેમાં પણ મારાં વખાણ કરતો. તેનો એવો એક પણ પત્ર નહિ હોય કે જેમાં તેણે તેના મિત્રોને પ્રિય સહચરી હિરાલક્ષ્મીના પ્રણામ નહિ લખ્યા હોય ? વળી તેણે તેના એક પત્રમાં પણ એમ લખ્યું છે કે, હું પહેલાં મૂર્ખ કામીની ભક્ત–અક્કલનો ખજાનો અને આખલા શંકર હતો, પણ હિરાલક્ષ્મીએ આવતાંજ મને સુધાર્યો છે અને આખલાનો મનુષ્ય બનાવ્યો છે. ખરેખર ! આવું લખનાર વળી પાછો આખલો બની ગયો છે. મૂઓ, મારે શું ?

અમારી ન્યાતમાં ક્યાં ધણીની ખોટ છે ? એક મૂઓ કે બીજો ઉભો. મારે બે ધણી થયા છે અને વળી ત્રીજો. એમાં જવાનું છે શું ? તે બીજીની સાથે આનંદ કરશે તો હું પણ બીજાની સાથે લહેર કરીશ. હું કંઇ મૂર્ખ નથી કે મારી જુવાની એમને એમ જવા દઉં." આમ આત્મગત બોલતી હિરાલક્ષ્મીએ કિશોર તરફ દ્રષ્ટિ કરી પૂછ્યું,

"અલ્યા તેં પેલા મતીલાલનું ઘર જોયું છે કે ?"

"કયા મતીલાલ ?"

"શેઠના મિત્ર."

"ના, તેમનું ઘર મેં જોયું નથી."

"તે ભાગા તળાવપર રહે છે."

"ઠીક."

"તું ત્યાં જા અને તેમનું મકાન ખોળી કાઢી તેમને મારૂં નામ લઇ અહિં બોલાવી લાવ."

"આ રાત્રિના સમયે તેમનું અહિં શું કામ પડ્યું છે ?"

"તે જાણવાની અને પૂછવાની તારે કંઈપણ જરૂર નથી. તારે તો હું કહું તેજ કરવાનું છે. સમજ્યો ?"

"પણ મારે નવ વાગે શેઠની પાસે જવાનું છે." કિશોરે જણાવ્યું.

દિવાલપર લટકાવેલી ઘડીઆળ તરફ નજર કરી હિરાલક્ષ્મી બોલી, "હજી તો આઠ વાગ્યા છે. તું આપણી ગાડી લઇને જા."

"બહુ સારૂં." કહી કિશોર નીચે આવ્યો અને ગાડી જોડાવી મતીલાલને ત્યાં ચાલ્યો. ભાગાતળાવપર આવી કિશોરે તેનું મકાન ખોળી કાઢ્યું. આ વખતે મતીલાલ તેના ઘરમાં તેના મિત્રોની સાથે બેસી જુગાર રમતો હતો. દારૂના પ્યાલા ઉડી રહ્યા હતા. કિશોરે ત્યાં આવી સઘળું દૃશ્ય અવલોક્યું. સર્વ દેખાવ અવલોકતાં તેનું પવિત્ર મન બોલી ઉઠ્યું કે, "જેવા શેઠ છે એવાજ તેમના મિત્ર પણ છે. આ જગતમાં જેને જોઇએ તેવુંજ મળી આવે છે. પાપીઓને

પાપીજ મળે છે. શું શ્રીમાનોના મિત્રો આવાજ હશે ? ખરેખર દિવાની પાછળ અંધારૂં જ હોય છે. જ્યારે શેઠ વ્યભીચારી વ્યસની છે ત્યારે શેઠાણી પણ તેનાથી ચઢે એવી છે. શેઠે અનેક પત્નીવ્રત ધારણ કર્યું છે, ત્યારે શેઠાણીએ અનેક પતી કરવાનું આરંભ્યું છે. શ્રીમાનોના ઘરમાં આમજ બને છે એ હું હવે પ્રત્યક્ષ જોઉં છું. ઉપરથી સ્વચ્છતા અને અંદરથી મલીનતા. સફેત શાહુકારોનાં અંદરથી કેવાં ભયાનક કુકર્મો. તેમના ઉપરથી દેદીપ્યમાન દેખાતા સ્વર્ગીય સ્થાનો અંદરનાં કુકર્મોથી નર્કસ્થાનો સમાન છે. શ્રીમાન પાપીઓની પાપમય લીલાથી દિવાનખાનાં દોજખખાનાં બની રહે છે. ” આમ બોલતા કિશોરે મતીલાલને સલામ કરી. કિશોરને જોઇ તે જુગાર રમતો બંધ થયો. તેણે દારૂના નીશાથી ચળકતી આંખ્યો વડે કિશોર સામે જોઈ રોષથી પૂછ્યું. “ કેમ આવ્યો છે ? ”

“ આપને બોલાવવા. ”

“ કયાં ? ”

“ પ્યારેલાલ શેઠના બંગલે. ”

“ કોણે બોલાવવા મોકલ્યો છે ? ”

“ શેઠાણીએ ? ”

“ હા. ”

“ ઉભો રહે આવું છું. ” કહી મતીલાલે મિત્રોને વિદાય કરી ઘરને તાળુ મારી કિશોર સાથે પ્રયાણ કર્યું. બન્ને જણા ગાડીમાં બેસી બંગલે આવી પહોંચ્યા. હિરાલક્ષ્મી બારીમાં ઉભી રહી રાહ જોઇ રહી હતી. ગાડી આવતાં તેના આનંદનો પાર રહ્યો નહિ.

મતીલાલ અને કિશોર ગાડીમાંથી ઉતરી ઉપરના દિવાનખાનામાં આવ્યા. હિરાલક્ષ્મી મતીલાલની નજીક દોડી આવી અને સસ્નેહે તેની સાથે હાથ મીલાવી તેને ખુરશીપર બેસાડયો. કિશોરે પરસ્પરનું હસ્ત મીલન જોયું. બન્નેએ એક બીજાનો હાથ જોરથી દબાવી મનેચ્છા જણાવી. કિશોર વિસ્મય પામ્યો. કળીકાળની

લીલા અવલોકી. જે પ્રેમદાઓ પારકા પુરૂષને મુખ દેખાડતાં પણ શરમાતી જે અબળાઓ પર પુરૂષના અજાણે સ્પર્શ માત્રથીજ અપવિત્ર થએલી માનતી અને શુદ્ધિને અર્થે સ્નાન કરી ઉપવાસ કરતી તેને બદલે આજે કળીકાળની અબળાઓ પર પુરૂષના સ્પર્શને સૌભાગ્ય માને છે. એક બીજાની સાથે હાથ મેળવવાથી પરમ માન સમજે છે. વાહ કળીકાળ વાહ. તારી તો ખૂબી નીરાળીજ છે. કિશોર દૂર જઇ ઉભો રહ્યો. ઘડીઆળમાં સાડા આઠ વાગ્યા હતા. રજનીએ મોહક સ્વરૂપ ધારણ કર્યું હતું. બંગલાના દિવાનખાનામાં દીપકો ઝગઝગી રહ્યા હતા. હિરાલક્ષ્મી પણ અલબેલી બની રહી હતી. મતીલાલ અને તે સામ સામે ખુરશીઓમાં બેઠાં હતાં. બન્ને વચ્ચે આરસનું એક ગોળ ટેબલ આવેલું હતું. ટેબલ પર મદિરાની બોટલ અને બે પ્યાલા પડેલા હતા. બન્ને જણાં એક બીજાના વદન સામે નિહાળી આંખ્યોના ઇસારા કરતાં હતાં. કિશોરને શેઠની પાસે જવાનો ટાઇમ થવા આવ્યો હતો. તેને સાડા નવે ત્યાં હાજર થવાનું હતું. પોણા કલાકની વાર હતી. કિશોર શેઠાણીની લીલા અવલોકવાની ઇચ્છાથી ઉભો રહ્યો હતો. પોતાનો નોકર દિવાનખાનામાં હાજર છે એવું ભાન શેઠાણીને નહોતું. તેણે બોટલમાંના મદ્યથી બે ગ્લાસ પરીપૂર્ણ ભર્યા. એક પ્યાલો મતીલાલે અને બીજો તેણે ઉપાડી એક બીજાને પાવા—પીવરાવવા લાગ્યાં. પરસ્પર પાન કરતી વખતે અનેક પ્રકારની નિર્લજ્જ ચેષ્ટાઓ કરવા લાગ્યાં. કિશોર કંપ્યો. તે મન સાથે બોલી ઉઠ્યો, " અરે ! આતે દોસ્ત કે દુષ્મન ! આ મતીલાલ શેઠનો પ્રિય મિત્ર છે. શેઠ તેનેજ જુએ છે અને પોતાનો સર્વ વિશ્વાસ તેની પર મૂકે છે. શેઠના પ્રતાપે મતીલાલ સુખમાં રહે છે. શેઠનું અન્ન તેના પેટમાં છે. હા! તેજ મતીલાલ શેઠને દગો દે છે. શેઠાણી સાથે આનંદ કરે છે. હા! ધિક્કાર છે આવા મિત્રોને. મારા ધારવા મુજબ આ મતીલાલે સ્વાર્થના લીધેજ શેઠની મિત્રતા બાંધી છે. શેઠ કાનનો કાચો અને અક્કલનો અધુરો છે. શેઠાણી સુંદર પણ ભોળી છે; પણ કળીકાળના સમ-

યના રંગમાં રંગાએલી છે. આવાં જોડાંમાં મતીલાલ જેવા બદમાસો ફાવી જાય એમાં શું આશ્ચર્ય." કિશોર શાન્ત થઇ જોઇ રહ્યો. યથેચ્છ મધ પાન કરી બન્ને જણાં વિવિધ પ્રકારની શૃંગારીક વાતો કરવા લાગ્યાં અને વાતોમાં પ્યારેલાલ શેઠને મૂર્ખ ગમાર વગેરે અપ-શબ્દો સંભળાવવા લાગ્યાં. કિશોરને ઘણું લાગી આવ્યું, પણ તે પરા-ધિન શું કરે ? તે મૌનતા ધરી રહ્યો. એવામાંજ મતીલાલે મધથી ચળકતાં ચક્ષુ નચાવતાં પૂછ્યું, "દિલારામ ! આજે તે અક્કલનો ખજાનો અહિં આવવાનો નથી ને ?"

"ના, તે આજે શાહપુરના બંગલે રહેવાનો છે." હિરાલક્ષ્મી-એ મંદ હાસ્યથી જણાવ્યું.

"ત્યાં કોઇ નવીન નવ યૌવના આવી હશે ?" મતીલાલે પૂછ્યું.

"હા, પૈસાની ભૂખી કોઈ આવી હશે. તે ત્યાં લહેર કરશે; અને આપણે અહિં આનંદ કરશું. આનંદને માટે તો મેં તમને બોલાવ્યા છે."

"સેવક તૈયાર છે. તમારા જેવી સુંદર સુંદરીઓની સેવા કર-વાને માટેજ મેં જીવન ધારણ કર્યું છે. સુંદરીઓ પ્રસન્ન થાય તો ભગવાન પ્રસન્ન થયા સમજું છું. સુકોમળ કામનીઓને સંતાપનાર શયતાન છે. પ્રિયા ! બોલો શું ઇચ્છા છે ?"

"મદન પીડીતાની ઇચ્છા આપથી અજાણી નથી. મધના પાનથી મદનનો તાપ સહન થતો નથી. તે પરીતાપ પરહરવા શૃંગાર ભુવનમાં પધારો. આપણે આપણી જુવાનીનું સાર્થક કરીએ."

હિરાલક્ષ્મી મતીલાલનો હાથ પકડી અંદરના ભાગમાં ચાલી ગઇ. થોડીવારે શૃંગારભુવનનાં દ્વાર બંધ થવાનો અવાજ સંભળાયો. કિશોર નિઃશ્વાસ નાખી શેઠની પાસે જવા બંગલાની બહાર નીકળ્યો.



## પ્રકરણ ૮ સું.

### અબળા પર અત્યાચાર.

सीदन्ति सन्तो विलसन्त्य सन्तः।
पुत्राम्रियन्ते जनकश्चिरायुः॥
परेषु मैत्री स्वजनेषु वैरं।
पश्यन्तु लोकाः कलि कौतुकानि॥

સત્યપુરૂષો દુઃખી થાય છે, દુર્જન પુરૂષો વિલાસ કરે છે. પુત્રો મૃત્યુ પામે છે, પિતા દીર્ઘાયુષ્ય ભોગવે છે. શત્રુઓમાં મિત્રતા થાય છે, અને સ્વજનોમાં વૈર ઉત્પન્ન થાય છે. હે ! લોકો આવાં કલીયુગનાં કૌતક તો જુવો.

રાત્રિના નવ વાગવાનો સમય થયો હતો. રાજમાર્ગો પર ઝાંખાં ફાનસો પ્રકાશી રહ્યાં હતાં. સુરતના સહેલાણીઓ રજનીની રમ્યતા નિહાળવાને નીકળી પડયા હતા. શ્રીમંતોના ગાડી ઘોડાના ખડખડાટથી રાજમાર્ગો ગાજી રહ્યા હતા. રાત્રિના નવનવા રંગ નજરે પડતા હતા. કોઇ સ્થળે સંગીતના ધ્વની સંભળાતા હતા. કોઈ સ્થળે વાજીંત્રોના નાદ શ્રવણ થતા હતા. કોઇ સ્થળે મેળાવડા તો કોઇ સ્થળે મિજ-લસો ચાલી રહી હતી. લંપટ સ્ત્રી-પુરૂષો પરસ્પરને મળવાની ઇચ્છાથી અને તેમની કુટીલ વાસનાઓ પરીતૃપ્ત કરવાને સારાં વસ્ત્રોથી નાશવંત શરીરને શોભાવી ઝડપથી ગમન કરી રહ્યાં હતાં. સુરતમાં નિવાસ કરતી વેશ્યાઓ પણ તેમના મલીન શરીરને કૃત્રિમ સુંદરતાથી શૃંગારી પોત પોતાના મકાનના ઓટલા પર બેસી રસ્તે આવતા જતા જનોને ભ્રષ્ટ કરવા અને પૈસા પડાવવા બોલાવતી હતી. આ કુલટા-ઓના જેવા કુટિલો તન-મન અને ધનનો નાશ કરવા વેશ્યાની પાસે જતા અને કૃત્રિમ રૂપ પર મોહાંધ થઇ પૈસાનું પાણી કરી નર્કમાં પડતા. રાત્રિના સમયે સુરત શહેરમાં આવી લીલા ચાલી રહી હતી. કિશોર ઉતાવળા પગે શાહપુર તરફ જતો હતો. રસ્તે

ચાલતાં તે વિચાર વશ હોય એમ જણાતું હતું. શેઠાણી અને મતી-લાલનો પ્રસંગ નિહાળી કિશોર સ્તબ્ધ આશ્ચર્ય પામ્યો હતો. તેણે તેના જીવનમાં આવો અધમ પ્રસંગ કદી પણ જોયો નહોતો. કિશોરના મનમાં એ દેખાવ તરવરી રહ્યો હતો. તે મનથી શેઠાણી અને મતીલાલ પર ધિક્કારનો વર્સાદ વરસાવતો ચાલ્યો જતો હતો. પ્યારેલાલ શેઠને પણ શીખામણ સ્વરૂપે કંઇક દોષ દેતો હોય તેમ મનમાં બબડતો હતો. આવી રીતે ચાલતો–ચાલતો કિશોર બરાબર સવાનવ વાગે બંગલા આગળ આવી ઉભો. ઝાંપો વાસેલો હતો. કિશોરે ઝાંપા નજીક જઈ ત્યાંના ભૈયાને ઝાંપો ઉઘાડવાનું કહ્યું. ભૈયાએ ઝાંપો ઉઘાડયો. કિશોરે પૂછ્યું, " નવ બજેમેં ઝાંપા કયોં બંધ કીયા હૈ ? "

" સાલે કુત્તે પેઠ જાકે હયરાન કરતા હૈ, ઉસ લીયે મય દરવાજા બંધ કર બયઠા થા. "

" શેઠ આયે હય ? " કિશોરે પૂછ્યું.

" નહિ. "

" કિતકે બજે આનેકી વરધી હય ? "

" દસ બજે. "

" ઉપર કૌન હય ? "

" કોઇ નહિ. "

" દૂસરા કોઇ નોકર હય યા નહિ ? "

" દો માલી અને એક પટાવાલા હાજર હય. "

" કહાં હય ? કયા કરતા હય ? "

" રોટી બનાતે હય. "

" ઓફિસમાં બત્તી રકખી હય ? "

" હાં, દો લાઇટ જલરહા હૈ ? "

કિશોર અંદર ચાલતો થયો. ભૈયો ઝાંપા આગળ પડેલી પાટલી પર બેસી ચલમ ભરવા લાગ્યો. કિશોર ઉપરના ભાગમાં આવેલા એક સુંદર ઓરડામાં આવ્યો, કે જયાંનું ફરનીચર અને દિવાલપર

લટકાવેલી શૃંગારીક અસભ્ય છબીયો નિહાળતાં જ નજર ઠરી જતી. કિશોર આ ઓરડામાં પ્રથમ જ આવ્યો હતો. પલંગ-ખુરશીઓ, નરમ બીછાનાં, ટેબલો વગેરેથી ઓરડો આકર્ષક જણાતો હતો. કિશોર એક ગાદીપર પડી ભીંત પરની છબીયો નીહાળવા લાગ્યો. અંગ્રેજ, ફ્રેંચ અને વલંદાઓના આગમનથી નવી નવી વસ્તુઓ વિદેશમાંથી આવી ભારતનો ધન ભંડાર ખાલી કરતી હતી. નજીવી પણ આકર્ષક વસ્તુઓની ચાર ઘણી કીંમત વિદેશીઓ પડાવતા હતા. રૂવાબમાં રહેનારા, દમામમાં આંજનારા અને ગંભીર પણ થોડા બોલા શ્વેતાંગ વિદેશીઓથી આકર્ષાઇ હિંદના ભોળા લોકો તેમનામાં પૂર્ણ વિશ્વાસ મૂકી તેઓનું અનુકરણ કરતા અને ઉપરથી ચકચકીત, નેત્રરંજન વસ્તુઓને માગે તેટલી કીમત આપી ખરીદતા. ભારતનાં ભોળાં સંતાનોને ખુશ કરી વિદેશી વેપારીઓ તેમનો ધંધો ધમધોકાર ચલાવી પુસ્કળ પૈસા પેદા કરવા લાગ્યા હતા. પ્યારેલાલે ઘણું જ દ્રવ્ય ખર્ચી પોતાનાં તમામ મકાનો વિદેશી વસ્તુઓથી શોભાવ્યાં હતાં. જાત જાતનાં ખુરશી-ટેબલો-કબાટો-લાઇટો-છબીયો વગેરેથી પ્યારેલાલનાં મકાનનાં દિવાનખાનાં મનોરંજક જણાતાં હતાં. વસ્તુઓ જોનારને અને ઉપયોગમાં લેનારને ઘણો આનંદ થતો. ગરીબ કિશોર પ્યારેલાલનો વૈભવ જોઇ આશ્ચર્ય પામ્યો. નહિ જોએલી વસ્તુઓ જોવાથી એક ગરીબ માણસ નવાઇ પામે એ સ્વાભાવિક જ. ગરીબ કિશોર ત્યાંની તમામ વસ્તુઓ આનંદથી નિહાળવા લાગ્યો. આવી રીતે લગભગ અર્ધો કલાક પસાર થઈ ગયો. ભીંતે ટાંગેલા ઘડીયાળમાં દસના ટકોરા થયા. દસપર પાંચ મીનીટ થતાં એક ખુલ્લી ઘોડાગાડી બંગલા આગળ આવીને ઉભી રહી. અંદરથી પ્યારેલાલશેઠ નીચે ઉતર્યા. ઝાંપા આગળ ઉભેલા ભૈયાએ ઉભા થઇ સલામ કરી. પ્યારેલાલે રૂવાબથી પૂછ્યું, કોઈ આયા હય ?"

"હાં, મહેતાજી આ ગયે હય." ભૈયાએ કિશોરના આગમનના સમાચાર શેઠને આપ્યા. પ્યારેલાલે થોડીકવાર કંઇક વિચાર કરી

ભૈયાને પૂછ્યું, "શીવલા માલી અભી કહાં હય ?"

"કોટડીમેં."

"ક્યા કરતા હય ?"

"ખાનેકા પકાતા હય."

"અચ્છા. ખાને બાદ ઉનકુ મેરી પાસ ભેજના." કહી શેઠ અંદર પધાર્યા અને જ્યાં કિશોર હતો ત્યાં આવી ઉભા. આ વખતે કિશોર એક સુંદર સુંદરીની છબીને ધ્યાનપૂર્વક જોઇ રહ્યો હતો. ચિત્રકારે તે છબીને ઘણી જ મનહર બનાવી હતી. કિશોરને જોઇ રહેલો જોઈ પ્યારેલાલ હશી મનમાં બોલ્યો કે, "બિચારાએ આવી છબી ક્યાંઈ પણ જોઇ હશે નહિ." છબી તરફ જોઇ રહેલા કિશોરને શેઠના આગમનની ખબર પડી નહિ. થોડીવારે પ્યારેલાલ બોલ્યો, "કિશોર !

શેઠનો અવાજ સાંભળી કિશોર ચમક્યો, મનમાં પસ્તાયો; તેણે શેઠના સામે જોયું. પ્યારેલાલે હસ્તા વદને પૂછ્યું, "છબી કેવી સુંદર છે ?"

"ઘણી જ સરસ. ચિત્રકારે ઉત્તમ કામ કર્યું છે." કિશોરે કહ્યું.

"તને એવી બૈરી મળી હોય તો ?" પ્યારેલાલે પૂછ્યું.

કિશોર મૌન્ન રહ્યો. પ્યારેલાલની મૂર્ખતા પર હસ્યો. પુનઃ પ્યારેલાલે પૂછ્યું. "કેમ બોલ્યો નહિ ? શું એવી બૈરી તને પસંદ નથી ?"

કિશોરે માથું ધુણાવ્યું. પ્યારેલાલે વળી પૂછ્યું, "અલ્યા ! તું પરણેલો છે કે ?"

"હા."

"તારી બૈરી હાલ ક્યાં છે ?"

કિશોર બોલી શક્યો નહિ. તેણે જવાબ આપવાને બદલે ઉંચે આંગળી કરી. મૂર્ખ પ્યારેલાલ તેના અંતરનો ભાવાર્થ નહિ સમજતાં ખડખડાટ હશીને બોલ્યો, "મને લાગે છે કે તું છબીને જોઇ આજે ચકરમ બની ગયો છે. અલ્યા ! તારે આવી રીતે તારૂં ભેજું ખોવું

જોઇએ નહિ. અહિં તો ઘણી જાતની કિંમતી વસ્તુઓ ભરેલી છે. તમે ગરીબ માણસો શ્રીમંતોના વૈભવને ક્યાંથી જુઓ—જાણો. ચાલ હવે સાવધ થા અને મારો આ કોટ કબાટમાં મૂકી શરબતની સીરોહી અને એક પ્યાલો લઇ આવ." પ્યારેલાલે બદનપરથી કોટ કાઢી કિશોરના હાથમાં આપ્યો. કિશોર અંદરના ભાગમાં ગયો. પ્યારેલાલ ગાદીપર પડી મૂછો આમળતાં બોલ્યો કે, "ગરીબ એતો ગરીબ જ. સાલાઓ પાપ કરવાથી જ ગરીબ જન્મ્યા. કિશોર સરબત શું છે તે જાણતો નથી. ઇંગ્રેજી દારૂને તે બીચારો ક્યાંથી જાણે. તેણે તેના બાપ જન્મારામાં પણ તેનો ટેસ નહિ કર્યો હોય." આમ બોલતો તે હસવા લાગ્યો. કિશોર દારૂની ભરેલી શીરોહી અને કાચનો પ્યાલો લઇ હાજર થયો. પ્યારેલાલે તેના હાથમાંથી સીરોહી અને પ્યાલો લીધો અને પછી દારૂથી પ્યાલાને સંપૂર્ણ ભરી કંઠસ્થ કર્યો. બીજો પણ ઉદરમાં સમાવ્યો. પ્યારેલાલે કિશોરને પિવાનું સૂચવ્યું. કિશોરે સવિનય ના પાડી તેના હાથમાંથી શીરોહી અને પ્યાલો લઇ યથાસ્થાને મૂકી દીધાં. આ પછી તેણે શેઠને પાન બનાવી આપી હુક્કો ભરી આપ્યો. પ્યારેલાલ ગાદી પર આડો પડી નિશ્ચિંત મને હુક્કો ગગડાવા લાગ્યો. સમય જતાં તેની આંખ્યોમાં નિશાનું જોર જણાવા લાગ્યું. તેની ચક્ષુઓ લાલચોળ બની. કિશોર તેની સામે બેસી રહ્યો હતો. આ અરસ્સામાં શીવલો માળી ત્યાં આવ્યો. તેણે ઝુકીને પ્યારેલાલ શેઠને સલામ કરી. પ્યારેલાલે તેની તરફ દૃષ્ટિ કરી કહ્યું, "જા, પડોશના મકાનમાંથી કાન્તાને બોલાવી લાવ."

"તે અત્યારે અહિં આવશે ?" શીવલાએ પૂછ્યું.

"કેમ નહિ ?"

"અગીઆર વાગવા આવ્યા છે ને ?"

"ફીકર નહિ. તેને જણાવજે કે શેઠને બહુ ચુંક આવે છે. તેમની પાસે કોઈ છે નહિ."

"તે ઉંઘી ગઈ હશે તો ?"

" ના, તેનો ધણી બહારગામ ગયો છે, એટલે તે હમેશાં મોડી રાત સૂધી કપડાં શીવે છે. જા, જલ્દી તેને તેડી લાવ." શેઠનો હુકમ બજાવવા શીવલો માળી ચાલતો થયો. તેના ગયા પછી તુર્તજ પ્યારેલાલ શેઠે કિશોર પ્રત્યે કહ્યું, " તું પણ હવે જા અને નીચેના ભાગમાં જઇ સૂઇ જા. "

" મારૂં કામ પડશે તો ? "

" હું બોલાવીશ. "

કિશોર નીચે ચાલ્યો ગયો; અને નીચે પડેલી એક પાટ પર આડો થઇ વિચાર કરવા લાગ્યો કે શેઠે કાન્તા નામની બાઇને અત્યારે રાત્રિના અગીઆર વાગે બોલાવી, તેનું શું કારણ હશે ? કાન્તા કોણ હશે ? શું તેમની રખાત હશે ? જો રખાત હોય તો તેને મોડી રાત સૂધી કપડાં સીવવાનું શું કારણ ? શું દરજી હશે ? કિશોરના હૃદય સમૂહમાં આવા પ્રશ્નો ઉત્પન્ન થયા. તેણે ઘણી અટકળો કરી જોઈ પણ કંઇ જાણી શક્યો નહિ. બરાબર બારના ટકોરે—મધ્યરાત્રે શીવલો માળી એક યુવતીની સાથે આવતો જણાયો. કિશોરે તે તરફ જોયું. શીવલા માળીની પાછળ એક સત્તર—અરાઢ વર્ષના આશરાની ખુબસુરત રમણી ધીમા કદમે ચાલી આવતી હતી. રાત્રિ વિતેલી હોવાથી તે સુંદર સુંદરી કંઈક ભય પામતી હોય એવું તેના ચાલવા ઉપરથી અનુમાન થતું હતું. કિશોરે ઝાંપાપર પ્રકાશતા ફાનસના અજવાળે તેના મુખનું નિરીક્ષણ કરતાં ધારી લીધું કે આ કોઇ ઉચ્ચ વર્ણની રમણી હોય એમ જણાય છે. આ કોણ હશે ? તેની શું ઇચ્છા હશે ? તે કેમ આવી હશે ? આ દૃશ્ય આજે હું બરાબર જોઈશ. આવા પૈસાદારોને ત્યાં રહેવાથી કંઇક નવું જાણવાનું અને જોવાનું મળી આવે છે. અહા ! ઉપરથી સ્વચ્છ કપડામાં ફરતા ખુબસુરત શ્રીમાનો ! તમે અંદરથી કેવાં ભયંકર કાળાં કામો કરો છો તે આજ હું મારી નજરે અવલોકું છું. ખરેખર દિવાની પાછળ અંધારૂં જ હોય છે. આ ખૂબસુરત બલા દેખાવમાં જેવી સુંદર જણાય છે તેવી અંદરથી નહિ હોય. તે તેની

નીચ વાસનાની પરીતૃપ્તિને અર્થેજ અત્યારે શેઠ પાસે આવી હશે." કિશોર વિચાર વમળે ચઢયો. શીવલો માળી અને તેની સાથેની સુંદરી તેની નજીકમાં થઇને ઉપરના ભાગમાં ગયાં. કિશોર પણ તરત ઉભો થયો; અને ધીમા કદમે ઉપર જઇ શેઠના શૃંગારેલા ઓરડાની બાજુમાં આવેલી એક નાની કોટડીમાં છૂપાઈ ઉભો. આ કોટડીમાં શેઠના કપડાં રહેતાં. આ કોટડી નજીકમાં હોવાથી અંદરનો તમામ દેખાવ દેખાતો અને અંદરની તમામ વાતો સ્પષ્ટ સંભળાતી. કિશોર ત્યાં છૂપાઇ રહી ધ્યાનપૂર્વક જોઇ રહ્યો. શીવો અને સુંદરી શેઠની સમક્ષ આવી ઉભાં. શેઠે ટટાર બેસી શીવાને દારૂની શીશોહી અને પ્યાલો લાવવાનું કહ્યું. રમણી નજીકની એક ખુરશીપર બેઠી. પ્યારેલાલ તેની તરફ જોતો હુક્કો પીવા લાગ્યો. ખુરશીમાં બેઠેલી રમણીની આંખ્યો આ વખતે તીવ્ર જણાતી હતી. તેની આંખ્યોમાં તીવ્રતા સાથે શંકા અને રોશનો ભાવ પણ પ્રદર્શિત થતો હતો. તે પ્યારેલાલના મુખ સામે જોઇ વિચારમાં પડતી; અને વળી કંઇક નિશ્ચય પર આવી નીચું જોતી. શીવાએ દારૂની શિશોહી અને પ્યાલો શેઠની પાસે પડેલા એક નાના ટેબલપર મૂકી શેઠ સામે જોયું. શેઠે તેને ચાલ્યા જવાની ઇસારત કરી. શીવો ચાલતો થયો. પ્યારેલાલ ખુશ થયો. રમણીના હૃદયમાં અનુકંપ થયો. પોતાને રાત્રિના સમયે પરપુરૂષની પાસે એકાન્તમાં બેઠેલી જાણી તેના મનમાં કંઇક ભય પણ ઉત્પન્ન થયો. તેણે પ્યારેલાલ તરફ નજર કરી. પ્યારેલાલની આંખ્યો વિચિત્ર જણાતી હતી. નીસો તેના રગે રગે વ્યાપ્યો હતો. રમણી કે જેનું નામ કાન્તા હતું તેને પ્યારેલાલની આજની સ્થિતિ કંઇક ભયકારક જણાઇ. તેણે હિંમત રાખી ધીમેથી પ્રશ્ન કર્યો, "મોટાભાઇ ! મને અત્યારે કેમ બોલાવી છે ?"

મોટાભાઇ શબ્દ સાંભળી કિશોર ચમક્યો, પણ પુનઃ શાન્ત થઇ જોઇ રહ્યો. પ્યારેલાલના મુખપર પણ મોટાભાઇ શબ્દે કંઇક શરમના શેરડા પાડયા; પણ એ ભાવ તરતજ દૂર થઇ ગયો. તેણે નીસાથી લાલ થએલી આંખ્યો નચાવતાં કહ્યું, "કાન્તા ! અત્યારે

તને એક અગત્યના પણ આનંદના કામ માટે બોલાવી છે."

"ત્યારે શીવાએ મને એમ કેમ કહ્યું કે શેઠને બહુ ચુંક આવે છે?"

"તું જલ્દીથી આવે તે માટે. કહે કાન્તા! હું તને અને તારા પતિને કેટલા પ્રેમથી ચાહું છું?"

"એક પિતા તેનાં બાળકોને જેવા પ્રેમથી ચાહે એવા પ્રેમથી તમે અમને ચાહો છો. મોટાભાઈ! તમારો ઉપકાર અમે જન્મભર વિસરનાર નથી. અનાથ બ્રાહ્મણ બાળકો તમારી કૃપાએ સુખી થયાં છે. અમારી આશિષ છે કે સદા તમારો જય થાવ." કાન્તાએ આશિષ આપી. કિશોરને કાન્તાની કંઇક ઓળખાણ પડી. તે ગુંચવાડા ભર્યો મામલો સમજવા લાગ્યો. પ્યારેલાલ કાન્તાના શબ્દોથી વિચારમાં પડ્યો; પણ કંઇક નિશ્ચય કરી હુકકાનો ઘુંટડો ખેંચી બોલ્યો, "કાન્તા! મેં તમને સુખી કર્યાં તેના બદલામાં ફક્ત આશિષજ આપીશ કે?"

"ગરીબ બ્રાહ્મણ બાળકો પાસે આશિષ સિવાય અન્ય શું હોઇ શકે?" કાન્તાએ કહ્યું.

"કાન્તા! તારી પાસે અમુલ્ય વસ્તુ છે; અને તેનાથીજ તારા નશીબની ચઢતી થવાની છે." પ્યારેલાલે મર્મમાં કહ્યું. કાન્તા ક્ષોભ પામી વિચારમાં પડી. કિશોર પ્યારેલાલનું ઝેરી હૃદય પારખી ગયો. કાન્તાએ કંઈ જવાબ આપ્યો નહિ જાણી પ્યારેલાલ બોલ્યો, "કાન્તા! કેમ ચૂપ થઇ ગઇ?"

"તમારા બોલવામાં મને સમજ પડી નથી."

"તું ઘણી શાણી છે."

"કાન્તાને તેના આ શબ્દો નિરાળા જણાયા. તેણે સલજ્જ ભાવે કહ્યું, "મોટાભાઇ! આજે કંઇ નિસો કર્યો છે કે?"

"તેના વિના તે કંઈ ચાલે કે? તે તો અમારૂં આનંદનું ધામ છે, તારે તેનો ટેસ કરવો છે?"

કાન્તા સ્તબ્ધ બની. પ્યારેલાલ દારૂડીયો છે એ કાન્તા જાણતી

હતી; પણ હજી કોઈ દિવસ તેણે તેને પીવા સંબંધી કહ્યું નહોતું. આજે તેનું એવું બોલવું સાંભળી કાન્તા સ્તબ્ધ બની. તેણે ત્યાંથી જલ્દી જતા રહેવાને વિચાર્યું. પ્યારેલાલ વિકારમય નેત્રે તેની તરફ જોઇ રહ્યો. કાન્તા બોલી, " મોટાભાઇ! આજે તમારા શરીરનું ઠેકાણું નથી. માટે તમે નિરાંતથી નિદ્રા લ્યો. મારૂં જે કામ હોય તે સવારમાં કહેજો. હું સવારમાં આપની પાસે આવીશ." કહી કાન્તા ત્યાંથી જવાને ઉભી થઇ. તત્કાળ પ્યારેલાલ બોલી ઉઠયો, " થોડીકવાર બેસ. હું નિશામાં નથી. મારે તારી સાથે અગત્યનું કામ છે. તું જતી રહીશ તો મને આખી રાત ઉંઘ આવશે નહિ."

કાન્તાએ કહ્યું, " તમારે જે કામ હોય તે મને કહી દયો. હું મારૂં ઘર ઉઘાડું મુકીને આવી છું."

પ્યારેલાલે સ્પષ્ટ જણાવી દેવાનો નિશ્ચય કરી કાન્તા પ્રત્યે કહ્યું, " કાન્તા! તું મારી વાત ધ્યાનપૂર્વક શ્રવણ કરીશ એમ હું ઇચ્છું છું. એકદમ અકળાઇ જઇશ નહિ. મારી વાત માનવામાંજ તારૂં શ્રેય સમાએલું છે. કાન્તા! મારે તને જે કહેવાનું છે તે એજ કે આજ-કાલ કરતાં ઘણા દિવસોથી તારા સૌન્દર્યપર હું મોહાંધ થયો છું. તું સ્વર્ગની અપ્સરા છે, મારી પ્રેમ પ્રતિમા છે. હું તને..."

કાન્તા કંપી અને પ્યારેલાલને અધવચ બોલતો અટકાવી એકદમ બોલી ઉઠી, " અરે! હું આજે આ શું સાંભળું છું? શું પ્રલયકાળ નજીક આવ્યો હશે? શું ધરતીકંપ થવાની તૈયારી તો નહિ હોય? પ્યારેલાલ! મોટાભાઈ! તમે આ શું બોલો છો? તમારા પવિત્ર મુખ-માંથી આજે આવા અધમ-ઝેરી શબ્દો કેમ નીકળે છે? વિચાર કરો; બોલતાં શરમાવ; તમે મારા પાળક પીતા છો. હું તમારી પુત્રી છું."

" કાન્તા! હું જે કહું છું યા બોલું છું તે સઘળું સત્ય સમજજે. હું નિસામાં બોલું છું એમ તું સમજીશ નહિ. તારી સાથે આનંદ કરવાના ઇરાદાથી જ મેં તને અને તારા ધણીને આશ્રય આપી મારી પાસે રાખ્યાં છે. દુનિયાંમાં એવો એક પણ માણસ

નહિ હોય કે જેનો સ્વાર્થ કશામાં રહ્યો નહિ હોય ? મૃગનયની ! તારી આશાએ મેં તમને સુખી કરવામાં ઘણુંજ ખર્ચ કર્યું છે. હું આશા રાખું છું કે મારા તે તમામ ખર્ચનો બદલો આજે પૂરેપૂરો વળી જશે. પ્રિયે ! તારાં દિવ્ય દર્શનથી મારા મનમાં અત્યારે જે તાલાવેલી લાગી રહી છે; તે મારો આત્માજ જાણે છે. ઇશ્કના અંગારથી હું જીવતાંજ બળી મરૂં છું. દયાકર. આ જલતા જીગરના આશકને ગાઢ આલીંગન આપી તારા મીઠા અધરોષ્ઠનું પાન કરાવી તૃપ્ત કર. " પ્યારેલાલ ઉભો થઇ ફાવે એમ બકવા લાગ્યો. આશ્રયદાતા શેઠને આવી રીતે બોલતો સાંભળી કાન્તાની અંતર વેદનાનો પાર રહ્યો નહિ. તેની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. આશ્રયદાતા દુષ્મન બન્યો; ભ્રષ્ટ થવાનો સમય આવ્યો. ગરીબ દુઃખી જનોનો સ્હાયક કોણ થશે ? હરી ! પરમાત્મા ! અમારી લજ્જા તારે હાથ છે. " આમ આત્મગત બોલતી કાન્તા થરથર ધ્રુજતી રૂદન કરવા લાગી. તેની આંખ્યોમાં અશ્રુ જોઇ પ્યારેલાલ બોલ્યો, "તું આ આનંદ કરવાના સમયે શામાટે રડે છે ? હા, સમજ્યો. તારો પતિ તારાથી નાનો છે, તેનાથી તને પૂરતું સુખ મળતું નથી એ હું જાણું છું. આજે તને પૂર્ણ સુખ મળશે. એ આશાએજ તારી કમળસમાન ચક્ષુઓ આજે સ્નેહાશ્રુ વહાવી રહી છે. સુંદરી ! હું મૂર્ખ માણસ નથી. હું કોકશાસ્ત્ર શીખેલો છું. કામીનીઓનાં મન કોમળ અને શરમાળ હોય છે. તે પોતાના મનની વાત કોઇની આગળ જાહેર કરી શકતી નથી. પણ મારા જેવા ચતુર વિદ્વાન પુરૂષો અબળાના મનની વાત પલકવારમાં સમજી જાય છે અને શરમાળ સુંદરીઓની શરમ—લજ્જા દૂર કરાવી તેને આનંદના સાગરમાં સ્નાન કરાવી પોતે પણ સુખી થાય છે, અને તેને પણ સુખી કરે છે. દિલદાર ! ગભરાઇશ નહિ. હું આ પળેજ તારી શરમને દૂર કરૂં છું અને તારાં અશ્રુઓને સેન્ટથી મઘમઘતા રૂમાલ વડે લુછું છું. " કહી મોહાંધ પ્યારેલાલ હાથમાં રેશમી રૂમાલ પકડી કાન્તાની નજીક જવા લાગ્યો. તરતજ કાન્તા દૂર ખશી બોલી ઉઠી,

"શેઠ ! મારી નજીક આવતાં વિચાર કરજો. આ ઘણું ભયંકર કાર્ય તમારાથી થાય છે, તમારે માટે નર્કની બારી ખુલ્લી થાય છે. તમારો કાળ તમારા શિરે ચક્કર મારી રહ્યો છે. મારી પ્રાર્થના છે કે હજી સમજો. હાથે કરી વિનાશના કુંડ તરફ ન ધસો. અંતે પસ્તાવું પડશે. માટે શાન્ત થાવ અને આ બ્રાહ્મણબાળાને અહિંથી જવા દયો–ભગવંત તમારૂં ભલું કરશે." કહી કાન્તા નીચે જવાના દ્વાર તરફ જવા ઉત્સુક થઇ પણ તરતજ પ્યારેલાલ તેના જવાના માર્ગ વચ્ચે ઉભો રહી બોલ્યો, "કાન્તા ! મારી મન કામના પૂર્ણ કર્યા વિના તારાથી જઇ શકાશે નહિ. સુંદરી ! જે કામ એક બીજાની રાજીખુશીથી થાય છે તેમાં પરમ આનંદ રહેલો છે. તું તારા પતિથી દુઃખી છે. તો શા માટે રાજીખુસીથી મારી સાથે આનંદ કરતી નથી? શું હું તારે લાયક નથી ? કાન્તા ! આપણે બન્ને સમાન છીએ. રૂપ ગુણ સંપન્ન છીએ. માટે ભોગવાય એટલું સુખ ભોગવવું જોઇએ. જો તું રાજી ખુશીથી નહિ માને તો મારે તને જોર જુલમથી મનાવવી પડશે. આજે હું તને છોડનાર નથી. તને જોઇ છે ત્યારથી જ હું મોહાંધ થયો છું."

"પ્યારેલાલ ! તમે કેવા ભયંકર માણસ છો એ હું આજે બરાબર જાણી ગઇ છું. તમે અમને આશ્રય આપી જે ઉદારતા દર્શાવી છે તેનુ મુખ્ય કારણ આજે સ્પષ્ટ જણાયું છે. હા ! ધિક્કાર છે તમને કે તમે સારા માણસ થઈ પોતાની પુત્રી જેવી બ્રાહ્મણ બાળાપર કુદષ્ટિ કરી નર્કમાં પડવાને તૈયાર થયા છો. ઓ સફેત પોશાકમાં છૂપાએલા શાહુકાર ! તારાથી આ ઘણું ભયંકર કામ થાય છે. તારા પગ તને મૃત્યુના મુખમાં પરાણે ખેંચી જાય છે. સમજ, ઓ પોતાને વિદ્વાન અને ડાહ્યા સમજતા શેઠ ! વિચાર કર, જુવાની જતી રહેશે; પાછળથી પસ્તાવું પડશે." કાન્તાએ ગભરાટથી કહી નાખ્યું.

"પ્રિયતમા ! હું વિદ્વાન છું. વળી એક પુસ્તક લખનાર લેખક પણ છું. એટલે તારા ઉપદેશાત્મક શબ્દો મારા મગજને કંઇપણ અસર

કરી શકનાર નથી. આ દુનિયામાં જે સુખ ભોગવ્યું તેજ જીવનનું સાર્થક છે. બાકી પાપ–પુણ્ય સઘળું હમ્બગ છે. માટે માન મુકી માની જાવ અને મારા હૃદય સાથે દબાઇ જાવ. સુંદરી ! તું તો મારૂં જીગર છે. આવ પ્યારી ! હું તને મારા ભૂજ પિંજરમાં દબાવી મારા તપેલા મનને શીતળ કરૂં. " કહી પ્યારેલાલ હાથ પહોળા કરી કાન્તાને આલીંગન આપવા દોડયો. તત્કાળ કાન્તા આઘી ખશી ગઇ. તે આખા શરીરે ધ્રુજવા લાગી અને ધર્મ જવાનો સમય નજીક આવેલો જાણી ગભરાટથી બોલી ઉઠી, " પાપાત્મા ! દૂર રહેજે. જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તારી આશા વ્યર્થ છે. તું મને તારા જેવી પાપીણી સમજીશ નહિ. ઓ કર્મચંડાળ ! આવાં દુષ્ટ કર્મ કરવાથી તું ભવિષ્યમાં દુઃખી થઇશ, મારા અંતરનો પણ શ્રાપ એજ છે."

વિકારમય નેત્રે જોઈ રહેલો પ્યારેલાલ બોલી ઉઠયો, " હું શ્રાપને માનતોજ નથી. કળીયુગમાં શ્રાપ—નશીબ સઘળું ઢોંગ છે."

" ખરેખર તું એક ભયંકર દુષ્મન છે. " કાન્તા બોલી ઉઠી.

" આ દુષ્મન તને જીગરથી ચાહી સુખી કરવા ઇચ્છે છે. "

" હું તારા સુખની પરવાહ કરતી નથી."

" કાન્તા ! મને નિરાશ કરતાં તારે ઘણું દુઃખી થવું પડશે. ઘરબાર વિનાના થઈ એક ભીખારીની હાલતે ભટકવું પડશે. "

" એટલે ? "

"તું સારી રીતે જાણે છે કે ગઇ સાલમાં જે વખતે તારો પતિ બીમારી થયો હતો ત્યારે તેની સારવારમાં અને દવાદારૂમાં રૂપિઆ બારસોનું ખર્ચ થયું હતું. જો મેં તે વખતે બારસો રૂપીઆ ખરચ્યાં નહોત તો આજે તારો પતિ કદાપિ જીવતો હોતજ નહિ. તારા પતિનું જીવન મારા પ્રતાપેજ બચ્યું છે. એ ખર્ચેલા બારસો રૂપીઆનું ખાતુ મેં તારા પતિ પાસેથી પડાવી લીધું છે. જો કે ખાતું પડાવેલું છે; પણ રૂપીઆ લેવાની મારી ઇચ્છા નથી. પણ જ્યારે તું મારી ઇચ્છાનો અનાદર કરે છે ત્યારે મારે પણ નિરૂપાયે તે રૂપીઆ વસુલ કરવા

પડશે અને પરિણામમાં તમે રહો છો તે મકાન લેણા રૂપિઆમાં વસુલ કરી બાકીના રૂપીઆને માટે તારા પતિને જેલમાં બેસાડવો પડશે."

"હા પ્રભુ નહોતી જાણતી કે શ્રીમાનના વેશમાં છૂપાએલો રાક્ષસ અમને આવી રીતે હેરાન કરશે? પ્યારેલાલ! તારાં અગાઉનાં મીઠાં વચનો. આશાઓ વગેરે ક્યાં ગયાં? શું તે શબ્દો આવા પાપકર્મની ઇચ્છાથીજ ઉચ્ચારેલા હતા? હાય! જે વખતે મારા પતિ માંદગીના બિછાને પડયા હતા; તે વખતે હું મારાં સૌભાગ્ય ભુષણો વેચી મારાથી બની શકતી તેમની સારવાર કરતી હતી; પણ તારા અતી આગ્રહથીજ અરે તારી પૂર્ણ ઇચ્છાથીજ ત્હેં મારા પતિના અર્થે એટલું ખર્ચ કર્યું હતું. તે વખતે તેં સોગન ખાઇને જણાવ્યું હતું કે આ ખર્ચ હું પુણ્યાર્થે કરૂં છું. છતાં ત્હેં મારા પતિને સમજાવી મારાથી ખાનગી રીતે ચોપડામાં ખાતું પડાવી લીધું. ખાતા વિશે મેં તને પૂછ્યું ત્યારે તેં કેવા હડહડતા સોગન ખાધા હતા તે કંઇ યાદ છે કે? પ્યારેલાલ! તું હડહડતો જુઠ્ઠો છે. જા, પાપાત્મા તારાથી થાય એ કરીલે. ઘરબાર, દ્રવ્ય—દાગીના લઇલે; મારા પતિને જેલમાં મોકલી દે અને મારી પર પણ જેટલું થાય એટલું કરી લે; અમે સઘળું સહન કરવાને તૈયાર છીએ. નરાધમ! સત્ય—ધર્મથી આખું જગત ચાલી રહ્યું છે. ધર્મથીજ જીવન ઉજ્વળ છે. ધર્મજતાં માણસનું જીવન વ્યર્થ છે. ધર્મહિન જનો જગતમાં પિશાચ સ્વરૂપે ઓળખાય છે. મારા પ્રાણ કરતાં હું મારા ધર્મને શ્રેષ્ટ સમજું છું." કાન્તાએ તિવ્રસ્વરે કહ્યું. તેનો ગભરાટ ઓછો થયો. તે હિંમતથી પ્યારેલાલની સમક્ષ ઉભી રહી. પ્યારેલાલ આ વખતે અંધ બન્યો હતો. તેના હૃદયમાંથી સારાસારનું વિસ્મરણ થયું હતું. કામાંધજન છતી આંખ્યોએ અંધ હોય છે એ પ્રમાણે પ્યારેલાલ પણ સર્વત્ર અંધકાર નિહાળી રહ્યો હતો. પોતાની ઇચ્છામાં અંતરાય આવતાં તેનો મોહ ક્રોધના સ્વરૂપમાં બદલાઇ ગયો. કામોન્મત્ત પશુએ નિર્દોષ કાન્તા પર બળ અજમાવવાનો નિશ્ચય કર્યો. તેણે મોટે અવાજે રક્ત નેત્રે પૂછ્યું, "કાન્તા! માનવું છે કે જોર જુલમથી તાબે થવું છે?"

"મને જોર જુલ્મ તાબે કરનાર પિશાચ કોણ છે?" કાન્તાએ ક્રોધ મિશ્રીત સ્વરે પૂછ્યું.

"તારો આશક આ પ્યારેલાલ."

"ચૂપ થા શયતાન! નજીક આવતાંજ તને આ કાન્તાના બળની ખાત્રી થશે. તું મને કોમળ કાન્તા માનીશ નહિ; પણ આ કાન્તા તારો કાળ છે."

"શું તું મને મારીશ? તું મારો મુકાબલો કરી શકીશ?"

"તને મારનાર પ્રભુ છે; પણ પ્રાણ છે ત્યાં સુધી મારૂં શીયળ સંભાળીશ"

"એમ? ચાલ ત્યારે સંભાળ તારૂં શિયળ." કહી પ્યારેલાલ કાન્તા તરફ દોડયો. પાપીથી બચવાને કાન્તા દ્વાર તરફ દોડી; પણ તત્કાળ પ્યારેલાલે તેને પાછળથી પકડી. કાન્તા તેની બાથમાંથી છૂટવાને બૂમો પાડી ખેંચતાણ કરવા લાગી. પ્યારેલાલ હસવા લાગ્યો, અને પોતાના પ્રચંડ હાથમાં પકડેલી પવિત્ર બાળાના અધરોષ્ટનું પાન કરવાને તેનું પાપી મુખ નજીક લઇ જવા લાગ્યો. બ્રાહ્મણ બાળાના ધર્મનો ભંગ થવાનો સમય નિકટ આવ્યો. પણ પ્રભુ દયાળુ છે. તે તેનામાં પૂર્ણ શ્રદ્ધા ધરાવનાર ભક્તને આખરે સ્હાય કરે છે. ભગવાન ભીડ–ભય ભંજન કહેવાય છે. ભક્તની કસોટી કરી અંતે સ્હાયક થાય છે. પાપી પ્યારેલાલના મોટા મહાલયમાં પવિત્ર કાન્તાને બચાવે એવું કોઇ નહોતું. મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો. પાપીના કામમાં મદદ રૂપ થઇ પડનારા નોકરો નીચે બેઠા હતા. કાન્તાની કર્ણભેદક બૂમો તેમને સંભળાતી હતી; પણ કોઇનામાં તેનો બચાવ કરવાનો વિચાર ઉત્પન્ન થતો નહિ. શેઠ સુંદરીની સાથે રંગ માણે છે. એમ સમજી તે પશુઓ બેસી રહ્યા હતા. વળી મહિનામાં આવા બળાત્કારના બનાવ પણ બે ત્રણ વખત બનતા, એટલે તે નરાધમ નોકરોને પણ કંઇ અસર ઉત્પન્ન થાય એમ નહોતું. જે સ્થળે પ્યારેલાલ તેની કુટિલ વાસનાની પરી તૃપ્તિને માટે પ્રયાસ કરી રહ્યો હતો

અને કાન્તા તેના મજબૂત હાથમાં પકડાઇ બૂમો પાડતી હતી; તે સ્થળે નજીકની કોટડીમાં છૂપાઇ ઉભેલા કિશોરથી એવો ભયંકર દેખાવ જોઇ શકાયો નહિ. પારકાના દુઃખે દુઃખી થનાર કિશોરને પાપી પ્યારેલાલ પર ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો. નોકરીની પરવાહ નહિ કરતાં તે તત્કાળ ત્યાં દોડી આવ્યો અને ક્રોધ મિશ્રીત સ્વરે બોલ્યો, " શેઠ! આ શું કરો છો? આ શો ગજબ?"

પ્યારેલાલ ચમક્યો. કિશોરને એકાએક ત્યાં આવેલો જોઈ સ્તબ્ધ બન્યો. તેના હાથ ઢીલા થયા. તરત કાન્તા તેની બાથમાંથી છૂટી કિશોર તરફ દોડી અને તેના પગ પકડી આર્તનાદે બોલી, " ભાઇ! મારૂં રક્ષણ કરો. આ પાપી મને ભ્રષ્ટ કરે છે." કહી તેણે કારમું કલ્પાંત કરી મૂક્યું. કિશોરે તેને સ્વહસ્તે ઉભી કરતાં કહ્યું, " બ્હેન! ઉઠ, ઉભી થા અને મારી પાસે ઉભી રહે. હું પ્રાણાંત સૂધી તારૂં રક્ષણ કરીશ." આમ કહી કિશોરે સ્તબ્ધ બનેલા પ્યારેલાલ પ્રત્યે કહેવા માંડ્યું, " ઉપરથી ધર્મીષ્ટનો ઢોંગ કરનાર એક નામાંકિત પૈસાપાત્રના પુત્રને આવું ભયંકર કામ કરતો જોઇ હું આશ્ચર્ય પામુ છું. શેઠ! આવું કરવું તે આપને યોગ્ય નથી."

" કિશોર! તું અહિંથી જતો રહે. આ સ્ત્રી મારા ઘણા પૈસા ખાઇ ગઇ છે. હું આજે તેને છોડનાર નથી." આમ બોલતો પ્યારેલાલ કાન્તાની નજીક જવા લાગ્યો. કે તરત કિશોરે કહ્યું, " શેઠ! નજીક આવતાં વિચાર કરજો. તમે આ બ્રહ્મબાળાને તમારી દુષ્ટ ઇચ્છા તૃપ્ત કરવાને માટે આશ્રય આપ્યો હતો; તે મારી અજાણની બહાર નથી. તમે અત્યારે જુઠું બોલી આ ગરીબ બાઇ પર અસત્ય આળ મૂકો છો."

" તેમાં તારે શું? તારે મારી વચ્ચે આવવાની શી જરૂર છે?" પ્યારેલાલે પૂછ્યું.

" મારા ધર્મની ફરજ છે. હું તમને પાપકર્મમાં પડતાં અટકાવીશ અને આ બ્રાહ્મણ બાળાને બચાવીશ. આમ કરવામા મારી બન્ને ફરજો સંભાળાશે." કિશોરે કહ્યું.

" અલ્યા મૂર્ખા ! એમ કરવા જતાં તારે કદાચ તારી નોકરી ગુમાવવી પડશે."

" દિલ સાફ હશે તો નોકરી અનેક મળશે. આ કિશોર ધર્મનો દાસ છે. પારકાના કલ્યાણને અર્થે તે પોતાના પ્રાણનું પણ વિસર્જન કરવાને તૈયાર છે. શેઠ ! તમે પોતાને ડાહ્યા, વિદ્વાન માનો છો, પણ તેમાં તમારૂં દાંભીક પણું સ્પષ્ટ જણાઇ આવે છે. જે ડાહ્યા અને વિદ્વાન હોય છે; તેના મુખમાંથી પોતાના શત્રુ પ્રત્યે પણ કદાપિ અપશબ્દ નીકળેજ નહિ. પરંતુ તમારા મુખમાંથી વારંવાર હલકા શબ્દો નીકળે છે અને તેથીજ સાબીત થાય છે કે તમે ખરેખરા દાંભીક છો. વળી તમે કેવા ભયંકર બદમાસ–લુચ્ચા–લફંગા છો તે અત્યારે આ ગરીબ અબળા પરના અત્યાચારથી સાબીત થાય છે. આ કર્મનો જવાબ આપવો તમને ભારે થઇ પડશે. જતા દિવસે તમારી આબરૂ કોડીની થઇ જશે માટે હવે કરેલાં કર્મનો મન સાથે પશ્ચાતાપ કરો."

" કોણ હું પશ્ચાતાપ કરૂં ? છટ્." પ્યારેલાલ બોલ્યો.

" તમારે આખર વખતે અવશ્ય પશ્ચાતાપના કુંડમાં પડી બળીને ખાક થાવું પડશે."

" જોઇ લેવાશે; પણ અત્યારે તું એકદમ અહિંથી ચાલ્યો જા. હું તને આ પળેજ નોકરીમાં રજા આપું છું.

" હું પણ તમારા જેવા શેઠની નોકરી કરવા રાજી નથી." કહી કિશોરે કાન્તા પ્રત્યે કહ્યું, " ચાલ બ્હેન ! આપણે આ પિશાચભુવનમાંથી નીકળી જઇએ."

કાન્તા આગળ થઇ. પુનઃ પ્યારેલાલ તેની નજીક ધસ્યો અને જેવો કાન્તાનો હાથ પકડવા જાય છે કે તરતજ કિશોરે પોતાના મજબુત હાથથી તેને ધક્કો માર્યો કે જેથી પાડા જેવો પ્યારેલાલ પૃથ્વી પર પટકાયો. એક નોકરે પોતાનું અપમાન કરેલું જાણી તે ઉશ્કેરાયો. તેણે બૂમ મારી નોકરોને ઉપર બોલાવ્યા. બે માળી અને દ્વારરક્ષક ભૈયો મળી ત્રણ સેવકો ઉપર આવ્યા તેમણે સર્વ રંગ અવલોકયો. પ્યારેલાલ શીવલા માળીના કાનમાં કંઇક ગુપ્ત વાત કરી ત્યાંથી વિદાય કર્યો અને પછી બાકીના બે નોકરોને

કિશોર તથા કાન્તાને પકડવાની આજ્ઞા કરી. ભૈયો અને માળી કિશોરને પકડવા નજીક ગયા; પણ બળવાન બાંધાના કિશોરે હાથના સ્પર્શ માત્રથીજ બન્નેને જમીનપર સૂવાડયા. પ્યારેલાલ અને તેના સેવકો કિશોરનું બળ જાણી વિસ્મય પામ્યા. આવી રીતે રકઝકમાં અર્ધો કલાક વીતી ગયો. કિશોરે નીચે જવાનું દ્વાર ઉઘાડ્યું. તે અને કાન્તા નીચે જવા દાદરના પગથીઆમાં જેવાં પગ મૂકે એવામાંજ શીવલો માળી તેની સાથે કાળા પોશાકમાં યમદૂત જેવા ભાસતા ત્રણ સિપાહીઓને લઇ ઉપર આવ્યો. હવેજ કિશોરની ખાત્રી થઇ કે અમને પકડાવવાના વિચારથીજ પ્યારેલાલે શીવલા માળીને પોલીસની મદદ લેવા મોકલ્યો હતો. આખા શહેરના પોલીસો પ્યારેલાલને માન આપતા. કિશોર અને કાન્તા પ્રભુપર વિશ્વાસ રાખી ઉભાં અને જે થાય એ સહેવા તપ્તર થયાં. ત્રણ સિપાહીઓમાં એક જમાદાર હતો. તેણે ઉપર આવી શેઠને સલામ કરી. પ્યારેલાલે કિશોર અને કાન્તાની પર ચોરી કરવાનું ત્હોમત મુકી તેમને પકડી જવાનું સૂચવ્યું. જમાદારે કિશોરને હાથકડી નાખવાની સિપાહીઓને આજ્ઞા કરી. કિશોરે પકડવાનું કારણ પૂછ્યું. પણ પ્યારેલાલના પૈસાથી પરિતૃપ્ત થએ જમાદારે કંઇપણ કારણ જણાવ્યું નહિ. વધારામાં કિશોરને તેણે ઘણા અપશબ્દો સંભળાવ્યા. કિશોર શાન્તિથી સહુ સહન કરી રહ્યો. કાન્તા રડવા લાગી. કિશોરે તેને હિંમત ધરવાનું સૂચન કર્યું. સિપાહીએ કિશોરને હાથકડી પહેરાવી. જમાદારે તેમને લઇ જવાનો હુકમ કર્યો. કાન્તાને હાથકડી નાખવામાં આવી નહિ. બન્નેને લઇ સિપાહીઓ ત્યાંથી ચાલતા થયા. બાદ જમાદારે શેઠની સાથે કેટલીક ખાનગી વાતો કરી. શેઠે પણ તેને કંઇક ગુપ્ત સૂચનાઓ આપી. બાદ જમાદાર જવાને તૈયાર થયો. પ્યારેલાલે તેના હાથમાં દસ મહોરો મુકી. જમાદાર હસ્તો–હસ્તો ચાલતો થયો અને થાણા પર આવી કિશોર–કાન્તાને એક કોટડીમાં પૂરાવી નિદ્રાવશ થવા ખાટલામાં પડ્યો.

## પ્રકરણ ૯ સું.

### કાન્તાની કષ્ટકથા.

પ્યારેલાલના કુટિલ કારસ્થાનથી કિશોર અને કાન્તા એક કોટડીમાં કેદ પૂરાયાં. બન્નેની દિલગીરીનો પાર રહ્યો નહિ. રાત્રિ પડી હતી. સર્વત્ર શાન્તિ પથરાએલી હતી. કિશોર કાન્તા પોલીસ થાણામાં આવેલી એક નાની કોટડીમાં બેસી રહ્યાં હતાં. થાણાનો જમાદાર તે કોટડીથી થોડેક દૂર એક ખાટલા પર સૂઈ રહ્યો હતો. ચારેક સિપાહીઓ થાણાના ચોગાનમાં બેસી ગપ્પાં મારતા હતા. રાત્રિના દસ વાગ્યા હતા. કિશોર અને કાન્તા જાગૃતાવસ્થામાં બેસી રહી કર્મનો ખેલ જોઇ રહ્યાં હતાં. તેમને જે કોટડીમાં પૂર્યા હતાં, તે કોટડી નાની હતી. અંદર દીવો નહિ હોવાથી અંધારૂં વ્યાપેલું હતું. કોટડીની આગળ લોખંડની જાળીવાળું બારણું આવેલું હતું. કિશોર વારંવાર એ જાળીમાંથી બહાર દૃષ્ટિ કરતો હતો. તેના મનમાં અનેક વિચાર તરંગો ઉછળતા હતા. પ્યારેલાલ જેવા દુષ્ટ શ્રીમાન પ્રત્યે તેના હૃદયમાં તિરસ્કાર ઉત્પન્ન થયો. તે આત્મગત્ બોલતો હતો કે, "જગતમાં ગરીબ જનોના સંકટની સીમા નથી. પૈસાદારો ઉપરથી સારા દયાવાન અને પરોપકારી તરીકે ઓળખાય છે; પણ અંદરથી તેઓ કેવા ભયંકર પાપી હોય છે એતો અનુભવીનેજ ખબર પડે છે. પ્યારેલાલ સુરત શહેરમાં માનપ્રદ ગણાય છે; પણ અંદરખાનેથી તેનાં કામ કેવાં ભયંકર છે તે અન્યજનો શી રીતે જાણી શકે? તે દુષ્ટના પ્રતાપે અમે ભૂખ્યાં–તરસ્યાં આ અંધારી કોટડીમાં પૂરાયાં છીએ. અરેરે! આ બ્રાહ્મણ બાળા પ્રત્યે તેણે અસીમ અત્યાચાર ગુજાર્યો છે; વિશ્વાસઘાત કર્યો છે. તેને તેનાં આ અધમ કર્મનો જવાબ જરૂર એક દિવસે આપવો પડશે. હા! પરમાત્મા! આ જગતમાં, આ નાશવંત સંસારમાં કેવાં કુટિલ કર્મો ચાલી રહ્યાં છે? આવા અલ્પાયુષ જીવાત્માઓ કુકર્મો કરી તેમનો અમૂલ્ય માનવ જન્મ વૃથા કરી રહ્યા છે. દેવ!

દયા કરો અને સર્વના હૃદયમાં સુબુદ્ધિ પ્રકટાવો." કિશોર બોલતો બંધ રહ્યો. કાન્તા તેનાથી થોડેક દૂર બેઠી હતી. તેના આંતરિક દુ:ખનો પાર નહોતો. થોડો સમય શાન્તિમાં પસાર થવા દઇ કિશોર બોલ્યો, "કાન્તા! જાગો છો કે ઉંઘો છો?"

"આ ભયાનક સ્થાનમાં મારા જેવી દુ:ખીયારીને નિદ્રા ક્યાંથી આવી શકે? અરેરે! આપણું શું થશે? મારા પતિ જ્યારે બહાર ગામથી ઘરે આવશે અને મને ઘરમાં નહિ જોવાથી તેમને અપાર દુ:ખ ઉત્પન્ન થશે." કાન્તા રડવા લાગી. કિશોરે તેને કહેવા માંડ્યું, "બ્હેન! દુ:ખમાં નાહિંમત થવું નહિ. આપણું જે થવાનું હશે તે થશે. દયાળુ પ્રભુ આપણો સ્હાયક થશે."

"અરેરે! આ જગતમાં અમારૂં કોઈ નથી." કાન્તાએ ગાઢ નિ:શ્વાસ નાખ્યો.

"જેનું જગતમાં કોઇ નથી, તેનો પરમાત્મા છે. તેણે અવતાર આપ્યો છે, તો તેજ નિભાવશે. કીડીને કણ અને હાથીને મણ એ અનુસાર તેનાથીજ સઘળાંનું પાલન થયા કરે છે. કાન્તા! જેવી તારી સ્થિતિ છે એવીજ મારી છે. આપણે સમાન છીએ. હું..."

કિશોર આગળ બોલતાં અટક્યો. કારણ કે જમાદાર સાહેબ હાથમાં ફાનસ પકડી એ તરફ ચાલ્યા આવતા જણાયા. કિશોર કાન્તા તેની તરફ જોઇ રહ્યાં. જમાદારે જાળી નજીક આવી કિશોરને પૂછ્યું, "તમારે કંઇ ખાવું છે?"

"ના."

"કેમ વારૂ? શું તમને ભૂખ નથી લાગી?" પુન: જમાદારે પૂછ્યું.

"ભૂખ તો લાગી છે; પણ અમે જ્યાં સુધી આ કેદખાનામાં પૂરાયાં છીએ, ત્યાં સુધી કંઇ પણ નહિ ખાવાનો નિશ્ચય કર્યો છે. જમાદાર સાહેબ! અમને આ કેદખાનામાં શા કારણથી પૂરવામાં આવ્યાં છે એતો મહેરબાની કરીને જણાવો?" કિશોરે પૂછ્યું.

"પ્યારેલાલ શેઠના મકાનમાંથી ચોરી કરવાનો તમારી પર આરોપ છે. આ આરોપને માટે તને અને તારી સાથેની બાઇને સવારમાં મોટા અમલદાર આગળ ઉભાં કરવામાં આવશે. તમને અપરાધી ઠરાવવાને માટે અમે સઘળા પૂરાવા સુદામાલ સાથે તૈયાર કરી રાખ્યા છે, આથી જરૂર તમે ત્રણ—ચાર વર્ષની જેલ જાત્રા કરશો.

"જમાદાર સાહેબ ! અમે તદ્દન નિર્દોષ છીએ." કાન્તા બોલી ઉઠી.

"હું જાણું છું, પણ આ જમાનામાં પૈસા વાળાના પોબાર પડે છે એ જાણો છોને ?" જમાદારે કહ્યું.

"હા, પણ તમે અમારો બચાવ નહિ કરો? અમે નિર્દોષ છીએ એમ તમે નહિ જણાવો ?" કિશોરે પૂછ્યું.

"અમારાથી એમ કદી કહી શકાયજ નહિ. અમારી નોકરીમાં જો સત્યને સ્થાન આપીએ તો અમારે તરતજ ઘેર બેસવું પડે. વળી પ્યારેલાલ પૈસા વાળો છે અને તમામ અમલદારો તેના જીગર જાન દોસ્તો છે; એટલે તે ધારે તે કરવાને સમર્થ છે. સુરત શહેરનો રાજા પણ તેજ છે. માટે જો તમને મારી સલાહ જોઇતી હોય તો તમે બન્ને જણાં પ્યારેલાલની ક્ષમા યાચો અને તે કહે એ પ્રમાણે વર્તવાને તૈયાર થાવ. મારા ધારવા મુજબ પ્યારેલાલશેઠ તારી સાથેની આ બાઈપર આશક છે અને તે કારણથીજ આ સઘળો ઉત્પાત્ થયો છે. જો તે બાઈ પ્યારેલાલની મરજીને આધીન થશે; તો તું અને તે ઘણાંજ સુખી થશો. બોલો; તમારી શી મરજી છે ? પ્યારેલાલ પાસે જવું છે ?" જમાદારે પૂછ્યું.

"પ્યારેલાલ પાસે જઇ ધર્મ ભ્રષ્ટ થવા કરતાં અમારા પ્રાણ ભલે કેદખાનામાંજ જાય. અમે મરીશું પણ અમારા ધર્મનું પ્રતિપાલન કરીશું. પ્યારેલાલ અધર્મનો અવતાર છે; દુષ્કર્મોનો ભંડાર છે." કિશોરે જણાવ્યું.

"અલ્યા મૂર્ખા! આ જમાનામાં ધર્મ ધોવાઇ ગયો છે, તારા જેવા ધર્મની પૂંછડીઓ હાલ હવાલ થઇ મરી ગયા છે. આ જમાનામાં તો સૌની સાથે હળીમળીને ચાલવામાંજ મઝા છે. પાપ પુણ્યનો વિચાર કરનાર મહા દુઃખી થાય છે. માટે મારૂં માનો. મને તમારી દયા આવવાથીજ આટલું કહું છું. બાકી મારે કંઈ તમારી ગરજ નથી. બોલો શું જવાબ આપો છો ?"

"અમારી ચોખ્ખી ના છે; આપ આપના સ્થાને પધારી જાવ. અમને જે ઇન્સાફ મળશે તે અમે કબુલ કરીશું." કિશોરે જણાવ્યું. જમાદાર સાહેબ કંઇક ગુસ્સે થઇ ચાલતા થયા. તેના ગયા પછી કાન્તાએ પૂછ્યું, "ભાઇ! આપણું શું થશે ?"

"થનાર હશે તે થશે; પણ સત્ય અંતે અવશ્ય ફાવશે." કિશોરે કહ્યું.

"જગત આપણને જરૂર અપરાધી ધારશે—માનશે." કાન્તાએ કહ્યું.

"આપણને જગતની પરવાહ નથી. પ્રભુ આપણો રક્ષક છે."

"જગતમાં હું નિરાધાર છું." કાન્તાએ કરૂણ સ્વરે કહ્યું.

"નિરાધારનો આધાર પરમાત્મા સર્વત્ર છે. કાન્તા! હું તને મારી ધર્મની બ્હેન ગણીશ અને જીવીશ ત્યાં સુધી તને અને તારા પતિને સુખી કરવાના પ્રયત્નો કરીશ. બ્હેન! આ સંસારમાં જન્મ ધારણ કરી હું જેટલો દુઃખી થયો છું એટલો બીજો કોઇ પણ મનુષ્ય દુઃખી થયો હશે નહિ. કાન્તા! આ કોટડીમાં આપણને ઉંઘ આવશે નહિ. હું તને ટુંકમાં મારી કષ્ટ કથા કહી સંભળાવું છું; આ પછી તું પણ તારી કર્મકથા કહેજે. વાતોમાં વ્હાણું વ્હાશે અને પછી જે થનાર હશે તે જોઇ લેવાશે." કહી કિશોરે તેની તમામ વાર્તા કાન્તાને કહી સંભળાવી. કમળાનું નામ આવતાં કિશોર વારંવાર નિઃશ્વાસ નાખતો. કમળાનું કષ્ટ સાંભળી કાન્તાનું હૃદય પીંગળ્યું. તેની આંખ્યોમાં ઝળ ઝળીયાં ભરાયાં. કિશોરની વાત પૂરી થતાં તેણે કમળાના સુખને માટે

પ્રભુની પ્રાર્થના કરી. પોતાની તમામ વાત જણાવવાથી કિશોરનું હૃદય પણ કંઇક હલકું થયું. આ પછી કિશોરે કાન્તાને તેની વાત કહેવાને કહ્યું. કાન્તાએ ધીમે અવાજે તેની કષ્ટ કથા કહેવી શરૂ કરી. "મારૂં અને મારા પતિનું મૂળ વતન અમદાવાદ છે. અમે જ્ઞાતિએ બ્રાહ્મણ છીએ. અમારામાં કોઇ-કોઇ કન્યા વિક્રય પણ કરે છે; બાળ લગ્નની પ્રથાતો દૂર થવાનીજ નથી. વળી કુળની મોટાઇમાં અનેક કન્યાઓનાં જીવન રદ થાય છે. મારા પિતા કન્યાવિક્રય કરનારને ધિક્કારનારા હતા; પણ કુળની મોટાઇમાં મરી પડતા. એ કુળની મોટાઇના કારણેજ અમે પતિ-પત્ની આજે કંગાલ દશા ભોગવીએ છીએ. મારાં માબાપને હું એકની એક કન્યા હતી. કન્યાઓને શિક્ષણની જરૂર નથી એવું સમજનારાં મારાં માતાપિતાએ મને વિદ્યા વિહીન રાખી. મારી માતાએ ઘરનું કામ શીખવાડવા માંડયું. મારી ઉમ્મર પાંચ વર્ષની હતી. હુ બની શકતું કાર્ય કરતી. પુત્રી અળખામણી લેખાતી હોવાથી મારાં માતા-પિતા મારીપર ઓછો પ્રેમ રાખતાં. તારે પારકે ઘેર જવાનું છે કહી મારી માતા કામકાજમાં ભૂલ આવવાથી ઠપકો આપતી અને વખતે મારતી. મારૂં મન કામ કરવાને બદલે રમતમાં ઘણું રખડતું. આથી મારે માર પણ ખાવો પડતો હતો. મારી પાંચ વર્ષની ઉમ્મર પૂર્ણ નહિ થતામાં તો મારા બાપે મારા માટે લગ્નનું નક્કી કર્યું. મારા પિતાના ઘરથી થોડેક દુર અમારી ન્યાતનું એક ઘર આવેલું હતું. તે ઘરમાં ગણપતભટ્ટ નામક બ્રહ્મદેવ રહેતા હતા. ગણપતભટ્ટ આખી ન્યાતમાં વિશેષ કુળવાન ગણાતા. પોતાનું કુળ ડાઘ વિનાનું હોવાથી ગણુપતભટ્ટ અભિમાન રાખતા. તેમની પાસે દ્રવ્ય નહોતું. ગણુપતભટ્ટના પિતાએ સારી સંપત્તિ પેદા કરેલી હતી. પણ તેમના મરણ પછી ગણુપતભટ્ટે દુરાચરણમાં તમામ સંપતિ પાયમાલ કરી હતી. દ્રવ્યના અભાવે તેમણે થોડાક માસ કષ્ટ સહન કર્યું હતું. તેમના મિત્રો તેમને શીખામણ આપતા કે કોઇ સારા સ્થળે ગુમાસ્તી બેસો કે જેથી બે પૈસા પેદા કરી શકો.

મિત્રોની આ શિખામણ તેમના ધ્યાનમાં ઉતરતી નહિ. જવાબમાં તે જણાવતા કે "અમે ખાનદાન છીએ, કુળવાન છીએ, અમારા કુળમાં કોઈએ નોકરી કરી નથી, તો હું શામાટે કરૂં." તેમના આવા જવાબથી સઘળા પોતાના મનમાં હસતા અને તે મિથ્યાભિમાનીને પાછળ નિંદતા. ગણપતરામની પત્ની ઘણી સારા સ્વભાવની હતી. કુળવાન પતિના પાને પડી તેણે તેનાં જીવનનાં પાંચ વર્ષમાં માર–ત્રાસ વિના કંઈપણ સુખ ભોગવ્યું નહોતું. આ પછી તે કુળવાનની પત્ની મરણ પામી. ગણપતભટને આનંદ થયો. ન્યાતવાળા સાથે પત્નીને બાળવા સ્મશાનમાં ગયા. પત્નીના શબને ચિતામાં સુવાડી અગ્નિ સંસ્કાર કર્યો. ચિતા ભડભડાટ સળગવા લાગી. ચિતાથી દૂર બેસી ન્યાતવાળાઓ અને ગણપતભટ્ટ વિવિધ પ્રકારની વાતો કરવા લાગ્યા. એ વાતોમાં એક માણસે વિવાહની વાત કાઢી અને પોતાની આઠ વર્ષની પુત્રીને ગણપતરામ સાથે પરણાવવાની ઇચ્છા દર્શાવી. ગણપતભટ્ટે પોતાના કરતાં તે માણસનું કુળ નીચું હોવાનું જણાવી ના પાડી; પરંતુ કુળવાનની પર પ્રાણ પાથરનાર તે માણસે પોતાની કન્યાનો સ્વીકાર કરવાને ગણપતભટ્ટને અનેક કાલાવાલા કર્યા અને પહેરામણીમાં પાંચ હજાર આપવાના જણાવ્યા ગણપતભટ્ટને પૈસાની ઘણી જરૂર હતી. તેમણે હા પાડી. તરત સ્મશાનમાં રૂપીઆ અપાયો અને પછી પત્નીના તેરમાના દિવસના બીજે દિવસેજ મોટી ધામધુમથી ગણપતભટ્ટનું લગ્ન થયું. પત્ની પહેરામણીના પાંચહજાર રૂપીયા સાથે પતીના ઘરે આવી. આ લગ્નને ચાર વર્ષ વીતી ગયાં. દુરાચારી ગણપતભટ્ટ ફાંકડા થઇ ફરતા અને દુર્વ્યસનોમાં, જુગાર ઇત્યાદી દુરાચરણમાં પૈસાને પાણીની માફક ખર્ચતા. છ વર્ષ પૂરાં થતાંમાં તો પાંચ હજાર પૂરા થયા અને ઉપર એક હજારનું કરજ પણ થયું. આમ થતાં ઘરમાં પણ કલેશ કંકાશનો આરંભ થયો. ઘરમાં અમૂક ચીજ નથી, ફલાણું લાવો, આજે પેલા શેઠ ઉઘરાણી આવ્યા હતા અને ગાળો દેઇ ગયા વગેરે પત્નીનું કહેવું સાંભળી ગણપતભટ્ટ ગુસ્સે થતા અને પારકાનીપરનો ક્રોધ પત્નીને માર મારી શાન્ત કરતા. આવા જુલ્મથી

તેમની પત્ની જતે દિવસે તેનું રૂપ સૌન્દર્ય ગુમાવી કાષ્ટવત્ બની ગઇ. ગરીબ ગાય જેવી અબળાએ પોતાના દુઃખની ફરીયાદ માતાપિતાને જાહેર કરી, પણ માતાપિતા શું કરે ? તેપણ પાંચહજાર પહેરામણી આપી પૈસેટકે પરવારી ઘરબાર ગુમાવી ભાડે રહેતાં હતાં. કુળવાનને દિકરી આપવાથી જે પરીણામ આવ્યું તે જોઇ કન્યાનાં માબાપ દુઃખી થયાં. ગણુપતભટે છેવટે પોતાની ગરીબડી પત્નીને મારમારી તેના પિએર કાઢી મૂકી. કન્યાના માબાપે પોતાની પુત્રીને પાળવા ગણુપત-ભટ આગળ ખોળા પાથર્યા, પરંતુ કસાઇ દિલના ગણુપતને કંઇપણ અસર થઇ નહિ. તેણે બરાડાપાડી પોતાનાં સાસુ–સસરાને અનેક કુવચનો સંભળાવ્યાં. કુળની મોટાઇમાં કન્યા આપી પોતાનું સારૂં કહેવ-રાવા ઇચ્છનારા માતાપિતા ચોધાર અશ્રુએ રડતાં ઘરે આવ્યાં અને મહેનત મજુરી કરી પોતાની પુત્રીનું પાલન કરવા લાગ્યાં. આ પછી એકાદ વર્ષેજ ગણુપતભટની વિવાહની વાત ચર્ચાવા લાગી. ગણુપતભટ કુળવાન હોવાથી તેમને મોટી પહેરામણી સાથે કન્યા મળેજ. ગણુપતભટ્ટે કન્યા ખોળી લાવનાર ન્યાતના દલાલોને પોતાને માટે કન્યા ખોળી લાવવાનું જણાવ્યું અને સારી પહેરામણી મળશે તો તમને પણ ખુશ કરીશ કહી વિદાય કર્યા. એ દલાલોએ ગણુપતભટના કુળની સ્વભાવની અને ખાનદાનીની મોટી–મોટી વાતો કરવા માંડી. ગણુપતભટ કુળવાન છે પણ તે કેવો રૂષ્ટ માણસ છે અને તેની પત્ની કેવી જીંદગી ગુજારે છે વગેરે બાબતોથી જ્ઞાતીજનો જાણીતાં હતાં. પણ કુળની મોટાઇમાં મરી પડનારાંની પણ ખોટ નહોતી. પોતાની પુત્રીનું ગમે એમ થાવ, પણ અમારે તો કુળવાન જોઇએ. કુળવાનને છોકરી આપવાથી અમારૂં કુળપણ ઉંચું ગણાશે અને અમારા પુત્રોને જલ્દીથી કન્યા મળશે, આવું માનનારાં જ્ઞાતિજનોમાંના એક માણુસે પોતાની પંદર વર્ષની કન્યા ગણુપતભટને આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી. ગણુપતભટ્ટ તરફથી કન્યાની ખોળ કરતા કાંધીઆ દલાલો તે માણુસને મળ્યા અને ચાર હજાર રૂપીઆ પહેરામણી

અપાવવાનું નક્કી કરી ગણુપતભટના વિવાહ કર્યા. કન્યાનો બાપ સાધારણ પૈસાપાત્ર હતો. તેણે મોટી ધામધુમથી કન્યાનું લગ્ન કર્યું. ગણુપતભટ પત્ની અને પહેરામણી લઇ પોતાના ઘેર પધાર્યા. આ વખતે ગણુપતભટ્ટની ઉમ્મર ચાળીસ વર્ષની હતી. પંદર વર્ષની પત્નીએ પોતાના પતી ગૃહે નિવાસ કરી ટુંક સમયમાં ઘરનો ભાર ઉપાડી લીધો. પતી–પત્ની આનંદથી દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. અંતે ગણુપતભટના પચાસમે વર્ષે તેમનાં પત્નીએ એક પુત્રને જન્મ આપ્યો. ગણુપતભટે સાકરો વ્હેંચી પુત્રનું નામ કનૈયાલાલ રાખવામાં આવ્યું. પુત્રના જન્મને પૂરો એક માસ તો થયો નહોતો એટલામાં તો કુળવાનને ઘરે દિકરી નાખવાને ઇચ્છનારા અનેક ન્યાતીજનો પોતાની પુત્રીઓ આપવાની ઈચ્છા જાહેર કરવા લાગ્યા. "કુળવાન અને પૈસાપાત્રનો પુત્ર ઘોડીયામાંથી ઝડપાય. એ કહેવત મુજબ ગણુપતભટને ઘેર અનેક વાતો આવવા લાગી. પણ કુળની મોટાઇમાં પહેરામણી પ્રાપ્ત કરી જીવન નિભાવનારા ગણુપતભટે ચોકખું જણાવી દીધું કે જે વધારે પહેરામણી આપશે તેની વાત પ્રથમ કબુલ રાખીશું. પરીણામે કોઇ પાંચ હજાર તો કોઇ છ હજાર આપવા તૈયાર થયા. કુળની મોટાઇમાં શ્રદ્ધા ધરાવનારાં મારાં માતા પિતા પણ મારા લગ્નનો વિચાર કરવા લાગ્યાં. એ વખતે મારી ઉમ્મર ફક્ત બે વર્ષની હતી, મારા પિતાના પિતા પચીસેક હજારનો જીવ મૂકીને મરી ગયા હતા. તેમાં મારા પિતાએ વધારો કર્યો હતો. અંતે મારા પિતાએ રૂપીઆ દસહજાર પહેરામણીમાં આપવાના કબુલ કરી બ્હાનાં મુકી મારો વિવાહ કર્યો. જેના જન્મને એક માસ પણ પૂરો નહિ થએલો કનૈયાલાલ મારો ભાવી પતી મુકરર થયો. હું બે વર્ષની હતી. આવી અવસ્થાવાળી બાલીકા વિવાહ શું વસ્તુ છે તે કેવી રીતે સમજી શકે ? આખરે મારા પતિ ત્રણ વર્ષના થયા અને હું પાંચ વર્ષની થઇ. અમારાં લગ્નનો દિવસ મુકરર થયો. મને સારાં સારાં લુગડાં અને ઘરેણાં પહેરાવવામાં આવ્યાં. અમારૂં ઘર રંગાવા માંડ્યું. એક મોટો

વરઘોડો અમારે ઘેર આવ્યો. ઢોલ વાગતાં હતાં. પરીણામે હું પાંચ વર્ષની કાન્તા અને ત્રણ વર્ષના કનૈયાલાલનાં લગ્ન થયાં; અરે લગ્ન નહિ પણ લગ્નના નામથી લગ્નવેદીપર અમારાં બન્નેનાં લોહીનાં બળીદાન અપાયાં. હાય ! હિંદુસ્તાન તારી ઉન્નતી કેમ થાય ?" કાન્તા નિઃશ્વાસ નાખી મોન રહી. કિશોરે પણ દુઃખપૂર્ણ નિઃશ્વાસ નાખી કહ્યું. "બાળલગ્નના કારણે દેશની દુર્દશા થતી જાય છે. બાળલગ્નના પરીણામે સંસાર દુઃખમય બને છે. વારૂ કાન્તા બ્હેન પછી શું થયું ?"

કાન્તાએ આગળ કહેવા માંડયું. મારાં લગ્ન થયા પછી મારા સાસરેથી મારા માટે વાર તહેવારે સારૂં સારૂં ખાવાનું આવતું. હું કોઇ કોઇ વખત મારે સાસરે પણ જતી. મારી સાસુ મને સારાં કપડાં પહેરાવી પોતાની સાથે ફેરવતી અને કોઇ મળતું તેને આ મારા ફલાણાની વહુ કહી મને બતાવતી. આખરે મારી બાલ્યાવસ્થા પૂરી થઇ. મારી ચૌદ વર્ષની ઉમ્મર થતાં હું મારા સાસરે રહેવા લાગી. સાસરાનું પૂર્ણ જ્ઞાન મને થયું હતું. મારા સ્વામી નિશાળે જતા હતા. તે ગુજરાતી પાંચમી ચોપડી ભણુતા હતા. સ્વભાવ કાંઇક શાન્ત અને હસમુખો હતો. માતા-પિતાને તે માનની નજરથી જોતા. આ સાથે તેમનામાં કંઇક બાળક બુદ્ધિ પણ હતી. નાની અવસ્થામાં દરેકનામાં બાળક બુદ્ધિ હોયજ. મારા સસરા ઘણાજ તામસ પ્રકૃત્તિના હતા. તે વારંવાર મારા સ્વામીને ધમકાવતા અને કંઇક કસુર થતાં માર પણ મારતા. મારા સ્વામી સર્વે સહન કરી કંઇપણ બોલતા નહિ. તે ઘણા શરમાળ હતા. જો તે મેડા પર હોય અને હું ઉપર જાઉં તો તેઓ તરત નીચે ઉતરી પડતા. હું તેમને બોલાવવાને ચાહતી પણ તરત મારી સાસું મને બોલાવી લેતી. મારે પ્રાતઃકાળમાં ચાર વાગે ઉઠવું પડતું હતું. અમારે ઘેર ગાયો હોવાથી ગાયોનું તમામ કામ મારે કરવું પડતું. મારી સાસુ મને કંઈ પણ મદદ કરતી નહિ. તે આખો દિવસ મહોલ્લાની સ્ત્રીઓ સાથે બેસી રહી લોકોની નિંદા કરવામાં સમય ગુમાવતી. તેણે થોડા દિવસ તો મારી પર સારો પ્રેમ બતાવ્યો, પણ

દિવસો વિતતાં હું તેને અપ્રિતી પાત્ર થઇ પડી. શાથી તે તો તેનું મન જાણે. હું આખો દિવસ સખ્ત મહેનત કરતી છતાં તે મારો વાંકંકાઢી લઢતી અને ન સંભળાય એવી ગાળો દેતી. અમારા ઘરમાં નીચે ઉપર પત્થર જડેલા હતા. આ પત્થરોને દરરોજ બે વખત ધોવા અને તેને કપડાથી સાફ કરવાનો નિયમ હતો. વાસીદું તો દિવસમાં દસવાર વળાતું. મારા સાસરે આવી રહ્યા પહેલાં તે સર્વ કામ મારી સાસુ કરતી; પણ મારા આવ્યા પછી તે કામ પણ મારે માથે આવ્યું. પત્થરો ધોવા લ્હોવામાં અને વાસીદાં વાળવામાં ઘણો વખત વિતતો. હું ઝડપથી કામ કરતી છતાં પણ મારી સાસુ મને ઠપકો આપી નકામો કલેશ કરતી. સવારના ચાર વાગ્યાથી રાત્રિના બાર વાગ્યા સૂધી કામ કાજ પહોંચતું. હું થાકીને લોથ થઇ જતી. મારી સાસુ અને સસરાને મારી કંઇપણ લાગણી નહોતી. હું મારૂં દુઃખ મનમાંજ સમાવી કામ કરતી અને એકાન્ત મળતાં રૂદન કરી મન હલકું કરતી. મારે પિયર જવાની પણ સખ્ત મનાઇ થઇ હતી. કુળવાનના ઘરમાં સુખ ભોગવવાને બદલે હું દુઃખી થવા લાગી. મારા સસરા કંઇપણ કામધંધો કરતા નહિ. પહેરામણીમાં મળેલા નાણાં પર ગુજારો ચલાવતા. ન્યાતની પટેલાઇમાં કોઇનાં ભગાવવામાં, કોઇને ન્યાત બહાર મુકાવવામાં અને કોઇનાં નાણાં હજમ કરવામાં તેમના દિવસો વિતતા. ભાંગ–ગાંજો તો તેમને દરરોજ જોઇએ. કિશોરભાઇ ! હું શું કહું ? કુળવાન સસરાને ત્યાં હું અસહ્ય ત્રાસ સહન કરવા લાગી. મારૂં કામ સારૂં હોય તો પણ સારૂં નથી કહી સાસુ લઢતી. વાસણ સાફ માંજ્યાં હોય અને પત્થરોને ધોઇ ડાગ વિનાના બનાવ્યા હોય, તો પણ આ ડાઘ રહ્યો, તારા હાથ ભાગી ગયા છે, સાહ્યબી ભોગવવા આવ્યાં હશો ? વગેરે કહી મને ત્રાસ આપતી. દિવસો જતાં મારા સસરા પણ મારી સાસુનો પક્ષ લઇ મને ધમકાવતા અને વખતે હાથ પણ ઉપાડતા. આવી અવસ્થામાં મેં ત્રણ વર્ષ વીતાવ્યાં. આ ત્રણ વર્ષમાં તો મારા માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં હતાં. આ અરસ્સામાં મારાં માતાપિતા પણ મરણ

પામ્યાં. હું નિરાધાર થઇ. મને પરણાવતી વખતે દેવું કરેલું હોવાથી ઘરબાર લેણદારોએ લઇ લીધાં. ત્રણેક વર્ષના સમયમાં મારા પતિમાં પણ કંઇક સમજ આવી હતી. તેઓ હવે મારી સાથે વાત કરવામાં પહેલાંની માફક શરમાતા નહોતા. તે મારૂં દુઃખ જાણી દુઃખી થતા હતા અને એકાન્ત મળતાં મને દિલાસો આપતા. ભોગજોગે મારી સાસુ કે સસરા જો અમને એકાન્તમાં જોતાં તો તરત બૂમ મારી બોલાવી લેતાં અને સાસુ મને તથા સસરા મારા પતિને સખ્ત ઠપકો આપતા. મારી પડોશમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેની પુત્રી સાથે મારો સ્નેહ બંધાયેલો હતો. તે ગુજરાતી ચોથી ચોપડી ભણતી હતી. હું કંઇક સમય મળતાં તેની પાસે જઇ લખવા વાંચવાનું શીખવા લાગી. આ પણ મારી સાસુથી સહન થયું નહિ અને મને સાફ જણાવી દીધું કે લખવા વાંચવાની કાંઈ જરૂર નથી. લખતાં વાંચતાં શીખી ચીઠ્ઠીઓ લખી મોજશોખ માણવો હશે કેમ ? વગેરે અસહ્ય શબ્દો સંભળાવી મને સંતાપવા લાગી. હું મારા સ્વામીથી કંઇક ઉંચી લાગતી હતી. વળી મારા સ્વામી કંઇક શરમાળ અને નમ્ર સ્વભાવના હોવાથી લોકો અનેક પ્રકારની વાતોથી વ્હેમાઇ મારાં સાસુ સસરા મને ઘણુંજ કષ્ટ આપતાં. હું સર્વ કષ્ટ મુંગે મોઢે સહન કરતી. મારા પતિ મારા-પર પૂર્ણ પ્રેમ રાખતા, એટલું મને કંઇક સુખ હતું. હું છાનીમાની ભાગ્યું તૂટયું વાંચતાં શીખી. સમય જતાં અમારા ઘરમાં નિરંતર ક્લેશ કંકાશ ચાલુ રહેવા લાગ્યો. મારા પતિ પણ કંટાળ્યા. તે હવે નિશાળે નહિ જતાં નોકરીએ જતા. એક વાણીયાની દુકાને તેમને નામુ લખવાના મહિને ચાર રૂપીઆ મળતા. કુળવાનના છોકરાએ નોકરી ન કરવી જોઇએ. આવી માન્યતાવાળા મારા સસરાએ તેમને નોકરીએ નહિ જવા વિશે ઘણું એ કહ્યું, ઘણોએ ઠપકો આપ્યો પણ મારા પતિએ માન્યું નહિ. કારણકે તેમને હાથ ખરચને માટે મહિને દહાડે કાંઇપણ જોઇએ. મારા સસરા એક રાતી પાઇ પણ આપતા નહિ. ગાંજો ભાંગ અને અફીણમાં પૈસા ખર્ચતા પણ પુત્રને પાઇ વાપરવા આપતાં તેમના

પ્રાણ જતા. આથી મારા પતિએ વાણીયાની નોકરી સ્વીકારી. નામું લખવા ઉપરાંત તે એક છોકરાને બીજી ચોપડી ભણાવતા તેનો એક રૂપીઓ મહિને મળતો. નામાના ચાર રૂપીઆ મહિને મળતાંમારાપતિ તે ચારે રૂપીઆ મને આપી દેતા અને ભણાવવાનો એક રૂપીઓ મળતાં આઠ આનાનું સારૂં ખાવાનું લાવતા અને અમે આનંદથી ખાતાં. પતિદેવ મને મહિને જે ચાર રૂપિઆ આપતા તે હું સાચવી રાખતી. ત્રણ માસ થતાં મારી પાસે બાર રૂપિઆ થયા. કર્મ સંયોગે એક દિવસ મારી સાસુ મારી ગેરહાજરીમાં મારા શયનસ્થાનમાં ફરી વળી અને મેં સંતાડી મુકેલા રૂપિઆ ખોળી કાઢી લઇ લીધા; અને પછી મારા પતિ આવતાં તેણે અને મારા સસરાએ જબરૂં તોફાન મચાવી મૂક્યું. આવી રીતના દરરોજના કલેશ કંકાશથી કંટાળેલા મારા પતિએ પણ છેવટે તેમનાં માતાપિતાની આમન્યા તોડી સામા પ્રત્યુત્તર આપવા માંડયા. તેમને સામા થતા જાણી મારાં સાસુ સસરાએ લોકોને કહેવા માંડયું કે વહુએ છોકરાને વશ કરી લીધો અને તેથી છોકરો સામે થાય છે. મારાપતિ પણ ખુલ્લી રીતે મારો પક્ષ લેવા લાગ્યા. આ સઘળો દોષ મારો છે જાણી શ્વસુરરાજ મારા પતિને માટે બીજી કન્યા લાવવાની તજવીજ કરવા લાગ્યા. પણ મારા સ્વામીએ સ્પષ્ટ ના પાડી. મારા સસરાએ ધમકી આપી જણાવ્યું કે જો મારૂં કહેવું ના કબુલ કરીશ તો ભીખ માગતો બનાવીશ. આ ઘરબાર વેચી મારીશ અને તને દેવાદાર બનાવીશ. આ ધમકીની પરવાહ મારા પતિએ લગીર પણ કરી નહિ. તેમણે મારા સાસુ સસરાને કલેશ કંકાસ નહિ કરતાં આનંદથી રહેવાની વિનંતી કરી પણ શ્વસુરરાજના ધ્યાનમાં કંઇ ઉતર્યું નહિ. આ સઘળું કરનારી વહુજ છે, તેણે છોકરાને બગાડયો અને આટલો ફટાવ્યો. હવે આ વહુ અમારાં ઘરમાં ન જોઇએ. મારા સસરાએ મને કાઢી મૂકવાની પ્રતિજ્ઞા કરી. મારા પતિએ પણ પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી પાલન કરીશ. એક દિવસે બહુજ કલેશ થયો. કોઇએ ખાધું નહિ. રાંધેલું

એમને એમ રહ્યું. મેં ખાવાને માટે સૌને હાથ જોડી કાલાવાલા કર્યા પણ મારૂં કોઇએ માન્યું નહિ. કલેશ કંકાશના પરીણામે અમારે પતિ–પત્નીને ઘરમાંથી નીકળી ભાડાના ઘરમાં રહેવું પડયું; પણ સસરાના ઘર કરતાં ભાડાના ઘરમાં અમે બન્ને જણાં અતી આનંદથી દિવસો ગુજારવા લાગ્યાં. " આટલી વાત કરી કાન્તા મૌન રહી. આ વખતે પાછલી રાત્રિનો સમય ચાલતો હતો. અંધકાર પથરાએલો હતો.



## પ્રકરણ ૧૦ મું.

### કષ્ટ કથાની સમાપ્તિ.

અંધકારમયી રાત્રિનો છેલ્લો પ્રહર ચાલતો હતો થાણાના સિપાહીઓ નિદ્રાધીન થએલા હતા. ફક્ત એક સિપાહી ખભા પર બંદુક મૂકી આમતેમ આંટા મારતો હતો. સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. કિશોર કાન્તા બેસી રહ્યાં હતાં. કાન્તાની વાત સાંભળી કિશોર બોલ્યો, " આપણા દેશમાં સ્ત્રીઓની દશા ઘણી દુઃખદાયક છે. સમાન દંપતિ કયાંઈ પણ જોવામાં આવતાં નથી. જ્યાં સમાન પતિ–પત્ની નથી; ત્યાં સુખ પણ નથી. મન મળ્યા વિનાનું લગ્નજ નકામું છે. તેમાં પ્રેમ તો કયાંથીજ હોય ? આવાં લગ્નનાં પરીણામે સ્ત્રી પુરૂષનાં જીવન કષ્ટમય થાય છે. કાન્તા! એક પુસ્તકમાં મેં વાંચ્યું છે કે,

> પ્રીતિ ભર્યું જે લગ્ન છે, તે લગ્ન સાચું નામ છે,
> પ્રીતિ વિનાનું લગ્ન તે, નહિં લગ્ન પણ બદનામ છે.
> સુખમય બનાવે જીંદગી, જો લગ્ન પ્રીતિથી ભર્યું;
> ઝેરી બને છે જીંદગી જો લગ્ન પ્રીતિ વણ કર્યું.

પરસ્પરના પ્રેમ વિના, એક બીજાંના હૃદયના પરીચય વિના અને સ્વભાવ–વિચારની ઐક્યતા વિનાનાં લગ્ન સંસારને દુઃખમય બનાવે છે. આવાં હજારો પતિ–પત્ની નિરંતર કલેશ કંકાશમાં દિવસો ગુજારે છે. દયાવિહીન માતા પિતા કુળની મોટાઇમાં અને પૈસાના

મોહમાં પુત્ર–પુત્રીઓનાં લગ્ન કરી જીવન ઝેરમય બનાવે છે. કાન્તા! તમારે ઘણું સહન કરવું પડયું છે; પણ પ્રભુનો ઉપકાર માનો કે તમને પતિ સારો મળ્યો છે. વારૂ તમે જુદાં રહી નિર્વાહ શી રીતે ચલાવવા લાગ્યાં?”

કાન્તાએ કહેવા માંડયું, “મારા પતિ નામું લખવા ઉપરાંત બીજા વેપારીઓની ઉઘરાણીનું પણ કામ કરવા લાગ્યા. એથી તેમને મહિને દિવસે બધા મળીને પંદર રૂપીઆ મળતા હતા. હું પણ કોઇનું દળવાનું તો કોઇનું ખાંડવાનું લઈ બની શકતી મહેનત કરી પાંચ પૈસા પેદા કરતી. અમને જુદાં રહે એક વરસ થતાંમાં તો અમે અમારૂં ગુજરાન સારી રીતે ચલાવી સાઠ રૂપીઆ સીલીકે કર્યા.”

“ધન્ય છે, તમારા જેવીજ બાળાઓ દરેકના ગૃહમાં હોવી જોઇએ. કાન્તા! તમે જુદાં રહેતાં, ત્યારે તમારાં સાસુ સસરા કંઇ બોલતાં હતાં કે?” કિશોરે પૂછ્યું.

કાન્તાએ કહ્યું, “તેઓ અમારી ફાવે એમ નિંદાઓ કરતાં. મારી પર આળ મૂકતાં. મારા પતિને ગાળો દેતાં અને અમને મળતું સુખ પણ દૂર કરવાને ઇચ્છતાં; પરંતુ પ્રભુ દયાળુ છે. મનુષ્યો શત્રુ બને છે; પણ તે તો સદા દયામયજ રહે છે. તેના દરબારમાં અદલ ઇન્સાફ છે.”

“તમે આ શહેરમાં કેટલા વખતથી આવ્યાં છો?” કિશોરે પૂછ્યું.

“અમને આ શહેરમાં આવીને રહે ત્રણ વર્ષ થવા આવ્યા છે.” કાન્તાએ કહ્યું.

“તમારા સસરા અને સાસુ હાલ ક્યાં છે?” કિશોરે પૂછ્યું.

કાન્તાએ દુઃખી દિલે કહેવા માંડયું, “જે સદા અધમ આચરણ આચરનાર હોય છે; જેના હૃદયમાં દયાનો અંશ પણ હોતો નથી અને જે સદા કુમાર્ગેથીજ દ્રવ્ય મેળવવા ઇચ્છે છે, તેનું મૃત્યુ પણ ઘણી ખરાબ રીતે થાય છે. મનુષ્યો પાપકર્મ કરતી વખતે પરી-

ણામની અને ઇશ્વરની બીક રાખતા નથી; પણ અંતકાળે કરેલાં કર્મનો બદલો બરાબર મળે છે. આ ન્યાયે અમને જુદાં રહે એક વર્ષ થવા આવ્યું; એટલામાં મારાં સાસુ માંદાં થયાં; અને સાત દિવસ સખ્ત બીમારીથી દુઃખી થઇ મરણને શરણ થયાં. તેમની ઉત્તર ક્રીયામાં મારા સસરા ન્યાત પટેલ હોવાથી સારૂં દ્રવ્ય વાપર્યું, આ સાથે મારી સાસુના તેરમાના દિવસની રાત્રે મારા સસરાના ઘરમાંથી મોટી ચોરી થઇ. રોકડ અને દાગીના ચોર લોકો લઈ ગયા. ખબર પડતાં મારા સસરાએ પોક મૂકી. આ પછી એક મહિને એક વેપારી વાણીયાએ દેવાળુ કાઢ્યું, કે જેને ત્યાં મારા સસરાએ તમામ રૂપીઆ જમે મૂકયા હતા. તેમની પાસે ઘરના ખાલી ખોખા સિવાય કંઈ રહ્યું નહિ. આથી તે જતે દિવસે ગાંડા બની ગયા અને એજ અવસ્થામાં મરણને શરણ થયા. મારા સસરા નાતની પટેલાઇમાં આગળ પડતો ભાગ લેતા હોવાથી ન્યાતના લોકો સારા જમણની આશા રાખી બારમા–તેરમાના દિવસો ગણવા લાગ્યા. અમારૂં સર્વસ્વ નાશ થયું હતું તે સૌ કોઇ જાણતા હતા છતાં મરણનાં મિષ્ટાન્ન ઇચ્છનારા મનુષ્યો જમવાની રાહ જોવા લાગ્યા. ન્યાતના વૃદ્ધ લોકો અમારે ત્યાં આવવા લાગ્યા. અને શું જમણ કરવું છે ? કેટલી ન્યાતો કરવી છે ? ચોખળું કરવું છે કે ન્યાત તેડાવવી છે વગેરે પ્રશ્નો કરવા લાગ્યા. મારા પતિ પ્રશ્નો પૂછનારને યોગ્ય જવાબો આપી વિદાય કરતા. છેવટે ઘર જમીન વેચી અમારે બારમા–તેરમાની ન્યાતો જમાડવી પડી. મારા સસરાની ક્રીયાથી પરવાર્યા પછી અમે સંતોષથી દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. આ પછી એક દિવસે હું અને મારા પતિ ડાકોરના શ્રી રણછોડજીની યાત્રાએ ગયાં. ત્યાં અમારા પૂર્વજોનો એક ગોર (બ્રાહ્મણ) રહેતો હતો. અમે તેને ત્યાં ઉતર્યાં. આપણને અત્યારે આ કોટડીમાં પૂરાવનાર સફેત શાહુ-કાર પ્યારેલાલ પણ તે ગોરને મકાને તે વખતે ઉતરેલો હતો. અમે તેની જોડેના ઓરડામાંજ મુકામ કર્યો હતો. તે અમને આવેલાં જોઇ અમારી પાસે આવ્યો અને બે દિવસમાં તો અમારી જોડે

મળી ગયો. પોતે ઘણો દયાળુ અને ધર્મીષ્ટ છે એવો ડોળ દર્શાવતો. વાતો પણ પંડીતાઇની કરતો. આવા સજ્જનના સમાગમથી અમે મનમાં ખુશી થયાં. તેણે અમારૂં જમવાનું પણ તેના ભેગુંજ કરાવ્યું. પોતે સુરત શહેરનો નામાંકિત શેઠ છે એ તો તેણે પ્રથમથીજ જણાવી દીધું હતું. મારા પતિને પંદર રૂપીઆ મળતા હતા. જો આ શેઠ કોઇ સારી નોકરી અપાવે તો વધારે પગાર મળે આ હેતુથી મેં મારા પતિની હાજરીમાં અમારી કર્મકથા તેને કહી સંભળાવી. અમારી વાત સાંભળી તે ઘણો દિલગીર થયેલો જણાયો અને પછી મારા પતિને સારી નોકરી અપાવી સુખી કરવાનું વચન આપ્યું. મારા હૃદયે તેને આશિષ આપી. આ પછી ત્રણ દિવસ ડાકોર રોકાઇ અમે ઘેર આવ્યાં. આઠમા દિવસે પ્યારેલાલ તરફથી પત્ર આવ્યો કે, તમારે આ પત્ર વાંચતાંની સાથે સુરત આવવું. ત્યાંના ઘરનું ભાડું ચુકાવીને આવજો. કારણકે તમારે સુરતમાં રહેવાનું છે. તમારા માટે મકાનની પણ સગવડ કરી મૂકી છે. આવા આનંદકારક સમાચારથી અમે ઘણાં ખુશી થયાં. મેં કંસાર બનાવ્યો. અમે પતી–પત્ની આનંદથી જમ્યાં. ઘરના માલીકને બોલાવી ચઢેલું ભાડું ચૂકાવી આપ્યું. મારા પતિએ જુના શેઠની રજા લીધી. મેં સરસામાન તૈયાર કરી સુરત જવાની તૈયારી કરી અને અંતે સુરતમાં પ્યારેલાલ શેઠના આશ્રયે આવી રહ્યાં. પ્યારેલાલે મારા પતિને એક વેપારીને ત્યાં પચાસ રૂપીઆના માસીક પગારથી નોકર રખાવ્યા. પ્યારેલાલ શેઠે તેમની જોડે આવેલું એક નાનું મકાન અમને રહેવાને માટે આપ્યું. નિર્વાહને માટે જોઇતાં તમામ સાહિત્યો તે મકાનમાં હતાં. મેં પ્યારેલાલને આશિષ આપી. અમે મહા સુખમા સુરત શહેરની અંદર રહેવા લાગ્યાં. પ્યારેલાલ શેઠની અનેક પ્રકારની વાતો લોકોમાં થતી. તેને કોઇ દારૂડીયો તો કોઇ દાંભીક–મૂર્ખ કહેતા પણ હું માનતી નહોતી. તેના વર્તનથી ફક્ત મેં એટલું જાણી લીધું કે પ્યારેલાલ વિદ્વતાનો ડોળ ઘાલે છે અને તેની સાથે પોતાની મોટાઇની પણ બડાશો મારે છે. તે પોતાનો ઘણો ખરો સમય અમારી પાસેજ

ગાળતો. ટુંક સમયમાં તો અમે તેનાં આશ્રીત નહિ પણ સગાં છીએ એવો સહવાસ થયો. અમારૂં સર્વ ખર્ચ પ્યારેલાલ પૂરૂં કરતો. આથી મારા પતિને માસીક મળતા પચાસ રૂપીઆ અમે પ્યારેલાલને સોંપતાં. અમને સુરતમાં આવી રહે ૭ માસ વિત્યા. એવામાં એક દિવસે પ્યારેલાલ શેઠની વર્ષગાંઠ આવતાં અમે જે ઘરમાં રહેતાં હતાં તે ઘર અમને તેમણે બક્ષીસ લખી આપ્યું. અમે તેના શુભને માટે નિરંતર પ્રભુની પ્રાર્થના કરતાં. આવી રીતે બીજાં બે વર્ષ વીતી ગયાં. પ્યારેલાલ મારી દરેક ઇચ્છાઓ પૂર્ણ કરતો. તેના હૃદયની ઇચ્છા હું તે વખતે સમજી શકી નહિ. અને તે ભવિષ્યમાં આવો ભયંકર નીકળશે એવો સ્વપ્ને પણ ખ્યાલ નહિ. મારા પતિએ પેદા કરેલી સારી રકમ તેની પાસે જમા થઇ હતી. તે મેં માગી લઇ મારા માટે દાગીના બનાવ્યા. લગભગ એક હજારની જણસો અમારી પાસે થઇ. આ પછી એકાએક મારા પતિ માંદા પડયા. તેમના મંદવાડે ભયંકર રૂપ લીધું. રોજના ત્રણ ડાકટરો તપાસવા આવતા. સર્વ ખર્ચ પ્યારેલાલ આપતો. તેના પ્રતાપે મારા પતિ બે માસનો મંદવાડ ભોગવી સારા થયા. તેમની આ માંદગીના સમયમાં સઘળું મળી બે હજારનું ખર્ચ થયું એમ પ્યારેલાલે જણાવ્યું. બાદ એક દિવસે મારા પતિને તેની પાસે બોલાવી તેણે તેના ચોપડામાં બે હજાર રૂપીઆ રોકડા લીધા છે તેવું ખાતું પડાવી લીધું. મારા પતિએ મને આ વાત જણાવી નહિ. હું હમેશાં તેને મોટાભાઇ કહીને બોલાવતી. મારા પતિની નોકરી ટૂટી જવાથી તેણે તેની પાસે મારા પતિને નોકરીએ રાખી ઘરના હિસાબ-ખર્ચનું નામું રાખવાનું કામ સોંપ્યું. મારા પતિ તેની પાસે નોકરી રહેવાથી તેના મકાનના અને તેના વર્તનથી માહિતગાર થયા. તેમણે એક દિવસે મારી આગળ પ્યારેલાલ ભયંકર દારૂડીઓ-વ્યભીચારી છે એમ જણાવ્યું પણ મેં માન્યું નહિ. વાતમાં ને વાતમાં મારા પતિએ પોતે પાડી આપેલા ખાતાની વાત જણાવી. હું વિચારમાં પડી. કંઇક શંકા પણ ઉત્પન્ન થઇ; પણ તરત શંકાને દૂર કરી પ્યારેલાલ પવિત્ર માણસ છે

એમજ સમજવા–માનવા લાગી. આ વાતને પંદર દિવસ થયા, અને પછી આજથી પાંચમા દિવસે તેણે તેનું ભયાનક પાપકર્મ પરી- પૂર્ણ કરવા અને ઘણા સમયની ઝેરી વાસના તૃપ્ત કરવાની ઇચ્છાથી મારા પતિને બહાર ગામ ઉઘરાણીના નિમિત્તે મોકલ્યા. કિશોરભાઇ ! આ પછી જે સઘળું બન્યું તે તમે જાણો છો. દુનિયામાં ઉપરથી ઉજળાં કપડાં પહેરી ફરનારા અને અંદરથી આવાં પૈશાચિક કર્મો કરનારા કેવા માણસો રહે છે તેની મને પૂરેપૂરી સમજ પડી. અમે પાપીના આશ્રયે રહેવાથી પરીણામે પ્રથમની દશા કરતાં પણ ખરાબ દશાએ પહોંચી ચૂકયાં છીએ. પ્યારેલાલ તેના માગતા રૂપીઆમાં વધારો કરી ઘરબાર–દાગીના લઇ લેશે અને મારા પતિને જેલમાં પૂરાવશે. અમારો ગરીબનો ન્યાય કોણ કરશે ? આ જમાનામાં પૈસાવાળો ફાવે છે અને ગરીબ માર્યો જાય છે. હા ! પ્રભો ! અમારૂં શું થશે ? ” કાન્તા રડી પડી. કિશોરને ઘણું લાગી આવ્યું. તેણે કાન્તાને આશ્વાસન આપતાં કહ્યું, “ બ્હેન ! થયું ન થયું થનાર નથી, રડવાથી કંઇ પણ ફાયદો મળનાર નથી. પ્રભુ મદદગાર છે. તેણે જન્મ આપ્યો છે; તો તેજ નીભાવશે. વળી હું જ્યાં સુધી તારી પાસે છું. ત્યાં સુધી તને અને તારા પતિની ઉન્હી આંચ પણ આવવા દઇશ નહિ. તું આજથી મને તારો ભાઇ માનજે. પ્યારેલાલનું દેવું ચૂકવવાને હું ગલીએ ગલી ભીખ માગીશ; અને તે પાપાત્માથી તારો બચાવ કરીશ.”

“ભાઇ ! ભગવાન તમારૂં ભલું કરશે. મારા પતિ બીચારા ભોળા છે; તે દુનિયાંના કાવાદાવાથી તદ્દન .અજાણ છે. હાય ! તેમને મારી આ દશાની ખબર પડતાં શુંએ થશે.” કાન્તાએ કહ્યું.

“ તે બહાર ગામથી ક્યારે આવનાર છે ? ”

“ તેમણે આવતી કાલે આવવાનું જણાવ્યું છે. પણ આપણે તેમને કેવી રીતે મળીશું ? અહિંથી કેવી રીતે મૂક્ત થઇશું ? ” કાન્તાએ પૂછ્યું.

“ હું સવારમાં પ્રયત્ન કરીશ. જો પ્રયત્ન કરતાં પણ છૂટી શકાશે

નહિ તો એક છેવટની યુક્તિ અજમાવીશ કે જેથી તરતજ આપણે અહિંથી મૂક્ત થઇશું.” કિશોરે જણાવ્યું.

“તે શી યુક્તિ છે ?” કાન્તાએ કંઇક શાન્તિથી પૂછ્યું.

કિશોરે કહ્યું, “અહિં એક વીલીયમ સાહેબ રહે છે તેની પર મને એક સાધુએ ચિટ્ઠી લખી આપી છે. હું સવાર થતાંજ પાછો આવવાનું કહી તે સાહેબ પાસે જઈશ અને તેના પગમાં પડી આપણીપર આવેલી આ આફતની વાત જણાવી છોડાવવાની વિનંતી કરીશ. તે સાહેબ ઘણો દયાળુ અને ગરીબનો બેલી છે એમ મેં ઘણા લોકોના મુખેથી સાંભળ્યું છે.”

“વિલીયમ સાહેબ ઘણા દયાળુ છે. જો તેમને આપણી આ વાતની કોઇ ખબર પહોંચાડે તો તરત આપણો છૂટકો થઇ જાય.” કાન્તાએ કહ્યું.

“હું જાતેજ તેમની પાસે જઇશ.” કિશોરે કહ્યું.

“પણ જમાદાર નહિ જવા દેતો ?” કાન્તાએ શંકા કરી.

“મારી પાસે દસ રૂપીઆ છે; તેમાંથી પાંચ તેને આપી જણાવીશ કે મને થોડીવાર બહાર જઇ આવવા દે.”

કાન્તા મૌન રહી. રાત્રિ વિતવાથી તેની આંખ્યો ઉંઘથી ઘેરાવા લાગી. કિશોરે તેને સૂઇ રહેવાને કહ્યું. કાન્તા જમીન પર સૂતી અને થોડીવારમાં નિદ્રાધિન થઇ ગઇ. કિશોરને ઉંઘ આવી નહિ. તેના મનમાં અનેક પ્રકારના વિચાર થવા લાગ્યા. છેવટે વિચારથી કંટાળી તેણે હિંદી ભાષાનું એક પ્રભુ ભક્તિનું કાવ્ય લલકાર્યું.

હે નાથ અબ દયા કર, દુ:ખસે હમૈ ઉગારો,
જાઉં કહાં શરણ તજ, યહ તો જરા વિચારો;
તારે અનેક પાપી, મેંભી શરણ મેં આયા,
દિલકી દયા બતા કર, તારો દયાળુ તારો.
ભવસિંધુમેં પડા મૈં, ખાતા હું નાથ ગોથે,
લીજે ઉગાર ઇસસે, બસ આશરો તિહારો.

તેરી કૃપા બિનાયે, નહિ નાવ પાર હોગી,
કરકે દયા દયાલુ અબ પાર તો નીકાલો.

કિશારનો કંઠ મધુર હતો. ધીમેથી ગવાતું ગાન ચારે તરફ ફેલાઈ રહ્યું. પુનઃ કિશોરે આગળ ચલાવ્યું.

હે પ્રભુ અબતો દયાકી દૃષ્ટિ હમ પર કિજીએ,
આશજો મેરી હૈ ભગવન્! ઉસકો પૂરણ કીજીએ.
ચાહ મુજકો હૈ નહિ, ધન ધામ અરૂ પરીવારકો,
દૂર કર ઇનસે પ્રભુ મોંહી ભક્તિ અપની દીજીએ.
નહિ કિયા જપ યોગ કુછભી, નામ નહિ તેરા લીયા,
પર યહી બિનતી હૈ હરદમ આપ મુઝપર રીઝીએ.
પાતકી લાખોં પ્રભુ તુમને પતિત પાવન કીએ,
મૈભી ખડા તેરે દ્વારપર મેરી ખબરભી લીજીએ.
ઇસ અગમ સંસાર સાગરસે નીકલના હૈ કઠીન,
અબ ભરોંસા શ્યામ તેરા, પાર ઇસસે કીજીએ.

* * * * *

આટલું ગાઇ કિશોર આત્મગત બોલ્યો, હે મન! તું હવે બીજી જંજાળ ત્યજી હરીનુંજ ધ્યાન ધર. તારી મૂક્તી તેનાથીજ છે.” આટલું બોલી વળી પાછું તેણે ગાવા માંડ્યું.

સમજ મન શીખદું તુજકો, પ્રભુસે પ્રીતિ કર પ્યારે,
વહી તેરા સહાયક હૈ, નહો ના ઉસસે તું ન્યારે,
પિતા માતા વ સૂત ભ્રાતા, કોઇ નહિ કામ હૈ આતા,
પડેંગે કષ્ટ જબ તુજ પર તો હોંગે તુજસે સબ ન્યારે.
એ ઝુઠી ઠાઠ દુનિયાંકી, નઃફસના ભૂલકર ઇસમેં,
નહીતો હારગા બાજી સમજ કર દેખ મતવારે.
અરે નાદાન ગફલતમેં પડા કબતક તું સોવેગા ?
સફર શિરપર તેરે ભારી, તૂં ઉઠકર દેખલે પ્યારે.

ઉઠો અબ શ્યામ નહિં સોઓ, યહાં કુછ દિનકા ડેરા હે,
લગાદો ધ્યાન ઇશ્વર મે જો હૈ સબ જગ કે રખવારે.

રા. સ્યામલાલ શર્મા.

ગાનમાં કિશોર તલ્લીન બન્યો. પોતાનું દુઃખ અને પોતે ક્યાં કઇ સ્થિતિમાં છે એ પણ ભૂલી ગયો હોય એમ જણાયો. નિદ્રાવશ જમાદાર પણ ક્યારનોએ જાગી ઉઠયો હતો અને કિશોરનું ગાન મીઠું મધુરૂં લાગવાથી ખાટલા પર પડયો-પડયો સાંભળી રહ્યો હતો. પહેરો ભરનાર સિપાહી સંગીત શત્રુ હોવાથી તેને ગાન ગમ્યું નહિ. તે કિશોરને ગાન ગાતો અટકાવવાને ઓરડા નજીક જતો હતો પણ જાગૃતાવસ્થામાં પડી રહેલા જમાદારે તેને તેમ કરતો અટકાવી પહેરા પર પાછો કાઢી મૂકયો હતો. કિશોરે ગાનને બે-ત્રણવાર ગાયું. આખરે થાકી ગાન પૂર્ણ કર્યું. ગાનની અસર સમાપ્ત થતાંજ કિશોરને પોતાની દુર્દશાની સ્મૃતિ થઇ આવી. ગાન ગાવા માટે કંઇક પશ્ચાતાપ પણ થયો. તેણે આત્મગત પ્રભુ પ્રાર્થના કરી પ્રભુને સહાય થવા વિનંતિ કરી. આ સમયે એક નવાઇ જેવો બનાવ બન્યો. લીલા રંગની કફની ધારણ કરેલો એક ફકીર થાણામાં આવ્યો. જમાદારે તેને જોઈ આંખ્યો મીંચી ઉંઘવાનો ડોળ કર્યો. ફકીરે પહેરા વાળાની નજર ચુકાવી થાણામાં પ્રવેશ કર્યો અને જમાદારના ખાટલા પાસે આવી મોટી બૂમ મારી, "જમાદાર! અય જમાદાર સાહબ?"

જાગતો બોલે પણ ઉંઘતો ન બોલે એ મૂજબ જમાદાર સાહેબ કોઇ ભીખારી ફરીયાદી આવ્યો હશે માની બોલ્યા વિના પડયો રહ્યો. ફકીર તેને જગાડવાનો નિશ્ચય કરી મોટી બૂમો મારવા લાગ્યો. ફકીરની બૂમોથી પહેરા પરનો સિપાહી ચમકયો અને એ ભીખારડા કબ ઘુસ ગયા કહેતો હાથમાંનો ડંડો કમ્મરે ખોશી ફકીરની પાસે દોડી આવી ગુસ્સાથી બોલ્યો, "ચલ, બહાર નીકલ."

ફકીરે તેના સામે જોઇ કહ્યું, "મય કીસ લીએ બાહીર નીકલું? મય બહાર નીકલનેકે લીએ યહાં આયા નહિ. મેરેકુ જમાદાર સાહેબસે મુલાકાત કરની હય."

"અભી બડા ફજરમેં કયા હય? મુલાકાત કરની હોતો દુ પેરકું હાજીસમેં આના." સિપાહીએ કહ્યું.

"નહિ, મય અભી ઇસ બખ્ત મુલાકાત ચાહાતું હું." આમ બોલતા ફકીરે સિપાહીની પરવાહ નહિ કરતાં જમાદારને ઢંઢોળતાં કહ્યું, "અય કમબખ્ત! ઉઠ, ખડા હો; કોનસા અચ્છા કામ કીયા હય કે ખુશકર નિંદ મેં સોયા હૈ?"

આવા શબ્દો સાંભળતાંજ જમાદાર સાહેબ ક્રોધાયમાન થઈ ખાટલામાં બેઠા થયા અને ફકિર સામે લીંબુની ફાડ જેવી તેમની આંખ્યો વધુ પહોળી કરી ડોળા ઘુરકાવતા બોલ્યા, "કયોંરે? તું કૌન્ન હય? ઇધર કાયકુ એ બડી ફજરમેં આયા હય? અભી ઉજાલા બી નહિ હુવા હય. પાંચ બજને આયા હય. કયા ચોરી કરને તો નહિ આયા?"

"મય ચોર હું યા તું બડા બદમાસ હય વો થોડી, દેર પીછે માલુમ હોગા." ફકીરે મર્મમાં હશી કહ્યું.

"કયા મય બદમાસ હું?" જમાદારે તપી જઇ કહ્યું.

"હા, બદમાસ ઔર સાથહી શયતાન"

"કૌન કહેતા હૈ?"

"મય કહેતા હું."

"કયા સબબસે?"

"ઓ બે ગુનાહકુ કોટડીમેં પુરનેસે?"

"એ લોકને ચોરીકા ગૂન્હા કીયા હે."

"કહાં ચોરી કી ગઈ હે?"

"નગરશેઠ પ્યારેલાલ કે વહાં."

"પ્યારેલાલ બડા પાજી હય, વો સફેત શાહુકાર આપહી ચોર હય. ઓ નાપાકને એ દોનુંકુ નાહક હયરાન કીયે હે."

"ઓ બેઅદબ! નગરશેઠકા અપમાન કરનેવાલા! અભી તેરી કમબખ્તી આ જાયગી. કયા એ ફજર મેં ઇધર ધાંધલ મચાને આયા હે? મેરેકું તો તું કોઇ દિવાના જયસા માલુમ હોતા હૈ."

"મય દિવાના હું યા તું હે વો અબી ખબર હોગી."

"તું જાતા હય યા નહિ?" જમાદારે અકળાઇને છયું.

"મેં જાનેકે લીએ હાં નહિ આયા."

"જબ કાયકુ આયા હે?"

"તેરેકું ઘર બીઠાને કે લીએ."

આથી જમાદારના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે એકદમ ઉભો થયો અને ફકીરને ધક્કો મારી બહાર કાઢવાના ઇરાદાથી જેવો તે ફકીર નજીક ગયો કે તરત ફકીરે લીલી કફનીમાં છૂપાવેલો એક જાડો અને એક હાથ લાંબો ડંડો બહાર કાઢી તેને ઉંચો કરી બોલ્યો, "નાપાક કુત્તા! ખામોશ હોજા. નજીક આયગા તો એ ડંડાસે તેરા શીર તોડ ડાલુંગા."

ફકીરનો ભયાનક ચ્હેરો જોઈ જમાદાર નજીક જતાં ગભરાઇ ઉભો રહ્યો; અને પોતાનો રોફ બતાવવા બોલ્યો, "એ તેરા બદ કામસે તેરેકું અચ્છી સજા મીલેગી."

"ખુદા જાનેકે કીસીકુ સજા મીલેગી."

"તું ક્યા બકતા હે?"

"મય સચ બકતા હું. દેખ મેં કૌન હું." આમ કહી ફકીરે પોતાની પાસેથી એક નાનો કાગળ કાઢી જમાદારના મુખ આગળ ધર્યો. દીપકના પ્રકાશે કાગળની અંદરનું લખાણ વાંચતાંજ જમાદાર ફિક્કો પડી ધ્રુજવા લાગ્યો અને તત્કાળ ફકીરના પગમાં પડી બોલ્યો, "મુઝે માફ કરો."

"માફ કીસ તરાહ હો શકતા? ક્યાં તું માફી કે લાયક હે? તુંને કંપની સરકારકા નિમક ખાકે હરામ કિયા હે! બોલ, તુંને એ બે ગૂન્હાઓકુ કીસ લીએ એ કોટડી મેં રકખે હૈ?"

"પ્યારેલાલ શેઠકે કહેનેસે?"

"ક્યા પ્યારેલાલ એ શહેર કે માલીક હૈ? ક્યા તુઝે ઇનુકા પગાર મીલતા હે?"

"નહિ."

"જબ તુને પ્યારેલાલકા હુકમ કીસ સબબસે ઉઠાયા? બસ એ તેરા બડા ગૂન્હા હૈ. તુંને સખ્ત સજા હોગી. તું નોકરી કરને લાયક હય નહિ."

"ઓ સાહીબ! ઓ મેરે મહેરબાન! મેરે પર રહમ કરો. મય ભૂલ ગયા. મેં બચ્ચર વાલ હું. રહમ કરો." જમાદારે હાથ જોડયા. પહેરા પરનો સિપાહી તો આ તમાસો જોઇ આશ્ચર્ય પામ્યો. કિશોર આનંદીત વદને એ અલૌકિક દેખાવ નિહાળી તરત કાન્તાને જાગૃત કરી જોવાનું સૂચન કર્યું. ફકીરે હાથ જોડી ઘુંટણે બેઠેલા જમાદાર પ્રતિ કહ્યું, "તું તેરી ભૂલ કબુલ કરતા હૈ?"

"હાં."

"જબ લે એ કાગજમાં લીખ દે કે જો ઔરત ઓર મરદકું તુને કેદ કર રકખે હૈ, વો બેગુન્હા હૈ પ્યારેલાલને બદકામ કરને કે ઇરાદે સે વો બે ગૂન્હાઓ કી પર ચોરી કા જુઠ્ઠા આરોપ રકખ કર પરહેજ કરાએ હય. ઔાર એ કામ કરને કે લીએ મેરે કું ઇનામ દેનેકા કહાથા. મય એ ઇકરાર ખુદાકુ શીર પર રખકર સચ્ચે સચ્ચા લીખતા હું. ચાલ અયસા જલ્દીસે લીખ દે." કહી ફકીરે કફનીમાંથી કાગળનો કટકો કાઢી જમાદારના હાથમાં આપ્યો. જમાદારે ખડીયો કલમ લાવી ઉપર પ્રમાણે લખી નીચે પોતાની સહી કરી આપી કાગળ ફકીરના હાથમાં આપ્યો. આ પછી ફકીરે કિશોર કાન્તાને પોતાની પાસે લઇ આવવાની આજ્ઞા આપી. જમાદાર ઉતાવળે પગે ઓરડા તરફ ગયો અને કિશોરના હાથેથી હાથ કડી કાઢી તેને અને કાન્તાને ફકીરની પાસે લઇ આવ્યો. કિશોર–કાન્તા ફકીરને પગે પડયાં. ફકીરે બન્નેના માથે હાથ મૂકી નજીકમાં ઉભેલા જમાદારને શીખામણના શબ્દો સંભળાવી કિશોર કાન્તાને આગળ કરી ત્યાંથી ચાલવા માંડયું. જમાદાર તેમની પીઠ પાછળ જોઇ રહ્યો. આ વખતે પ્રાતઃકાળના પાંચ વાગી ગયા હતા.



## પ્રકરણ ૧૧ મું.

### સાધુથી શાન્તવન.

ચિંતા ન કર નચિંત રહે, દેને હાર સમર્થ,
જલમે મછુલી બસત હય, તાકે ગાંઠ કહાં ગર્થ ?
તુલશીદાસ.

સવારના પહોરમાં પોલીસ થાણાની અંદરથી એક ફકીર સાથે સ્ત્રી–પુરૂષને નીકળેલાં જોઈ રસ્તે આવનાર જનાર માણસો આશ્ચર્ય પામ્યાં. લોકોનો અવર જવર વધતો હતો. ફકીર, કિશોર અને કાન્તા મૌનતાથી ચાલ્યાં જતાં હતાં. કિશોર અને કાન્તા વિચારતાં હતાં કે આ અજાણ્યો ફકીર કોણ હશે ? તેને અમારી પર દયા દર્શાવવાનું શું કારણ હશે ? શું દેવ તો મદદે નહિ આવ્યા હોય ? આવી રીતના વિચાર કરતાં બન્ને જણાં વારંવાર ફકીરની મુખમુદ્રા તરફ દૃષ્ટિ કરતાં હતાં. ફકીર નિશ્ચલ ભાવથી તેમની સાથે ચાલ્યો જતો હતો. થોડીક વાર મૌનતાથી ચાલ્યા પછી ફકીરે પૂછ્યું, " બાઇ ! તારૂં ઘર કેટલે દૂર છે ? "

ફકીરના મુખમાંથી ગૂજરાતી શબ્દો સાંભળી કિશોર કાન્તા આશ્ચર્ય પામ્યાં. કાન્તાએ મૃદુસ્વરે કહ્યું, " મારૂં ઘર હવે બહુ દૂર નથી. "

ફકીરે ફરીથી કંઇ પૂછ્યું નહિ. સઘળાં મકાને આવ્યાં. કાન્તાએ બે આસન પાથર્યાં. એક પર કિશોર અને બીજા પર ફકીરે સ્થાન લીધું. કાન્તાએ બન્નેની આગળ જળપાત્ર લાવી મૂક્યાં. કિશોર અને ફકીરે મુખ ધોયું. કાન્તા તેમની સામે આવી બેઠી અને પ્રણામ કરી બોલી, "આપ મહાત્માએ અમારીપર પૂર્ણ દયા બતાવી છે. જો આપ અમારી વ્હારે ન આવ્યા હોત તો અમારી મહા બુરી દશા થાત. અમે નિર્દોષ હતાં; પણ પાપીના પ્રતાપે અમે સંકટમાં સપડાયાં હતાં."

કાન્તાનું બોલવું બંધ થતાં કિશોર બોલ્યો, " આપ પૂજ્ય

મહાત્માનો અમે પરિચય ઇચ્છીએ છીએ. આપ ફકીરના વેશમાં કોણ છો ? ”

હું મુસલમાન ફકીર નથી, પણ એક હિંદુ સાધુ છું. કિશોર ! તું મને ઓળખતો નથી પણ હું તને ઓળખું છું. સરીતા કિનારે જે સાધુનો તને સમાગમ થયો હતો; તે સાધુની સ્મૃતિ જો અદ્યાપિ પર્યંત તારા હૃદયમાં હોય તો જો; અને મને ઓળખ કે તે હુંજ છું કે કોઇ બીજો ?” કહી ફકીરે લીલી કફની શરીર પરથી દૂર કરી તો અંદર ભગવી કંથા ધારણ કરેલી જણાઈ. કિશોર મહાત્માને ઓળખી સાનંદાશ્ચર્યથી ઉભો થઈ ચરણમાં પડયો. સાધુએ તેને સ્વહસ્તે ઉભો કરી પોતાની સામે બેસાડયો. કિશોર ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો, “ ગુરૂદેવ ! આપનો મારી પર અસીમ ઉપકાર થયો છે. આપ મહાનુભાવે આ દુઃખી જીવને એક વખતે અપૂર્વ શાન્તિ આપી હતી. આપની કૃપાએજ હતાશ બનેલું હૃદય આશાવાન બની સંસારમાં વિચર્યું છે. આપેજ અત્રેના વિલીયમ સાહેબ પર ચિઠ્ઠી લખી આપી મને અહિં મોકલ્યો છે. ગુરૂદેવ ! આ બાળકના આપના ચરણમાં પુનઃ પ્રણામ છે. ” કહી કિશોરે વળી પાછું ગુરૂને શીશ નમાવ્યું. ગુરૂએ તેને શાન્તવન આપી પૂછ્યું. “ વિલીયમ સાહેબ સાથે તારી મુલાકાત થઇ ? ”

“ ના, હું સાહેબને મળવાના વિચારમાં હતો, તેવામાંજ આ પ્રસંગ ઉપસ્થિત થયો. હું પ્યારેલાલ પાપાત્માને ત્યાં નોકર રહ્યો હતો. ” કિશોરે જણાવ્યું.

“ પ્યારેલાલ પૂર્ણ પાપી છે. તારા જેવા પવીત્ર જનોએ ભીખ માગીને પેટ પોષવું પણ એવા પાપીની સેવા સ્વીકારવી જોઇએ નહિ. વારૂ, તારી કમળાના કંઇ સમાચાર મળ્યા ?” સાધુએ પૂછ્યું.

“ ગુરૂદેવ ! તે પવિત્ર બાળાના સમાચાર કંઇ પણ નથી મળ્યા. તેને યાદ કરી હું નિરંતર ઝુર્યા કરૂં છું. પાપાત્મા કૃષ્ણનંદન તેની પર કેટલોએ રાક્ષસી જુલ્મ ગુજારતો હશે ? તેના જુલ્મી જુલ્મથી મારી કમળા કદાચ મરણને પણ મળી ચૂકી હશે ? હા ! કમળા ! જીવ-

નાત્મા ! તારૂં શું થયું હશે ? ” કિશોરની આંખ્યોમાં જળ ઉભરાયું. સાધુનું મુખ પણ દીન દેખાયું. સાધુએ કહ્યું, “ કિશોર ! કમળ કૃષ્ણનંદનના પંજામાંથી મૂક્ત થઇ છે. ”

“ શું મારી કમળા કસાઇના કારાગૃહમાંથી મૂક્ત થઈ છે ! ગુરૂદેવ ! કૃપા કરી જણાવશો કે કેવી રીતે મૂક્ત થઇ અને હાલ કયાં છે ? ” કિશોરે આનંદનો ઉદ્દગાર કાઢી પૂછ્યું.

સાધુ બોલ્યો, “ તારા ગયા પછી હું કેટલાક દિવસે કૃષ્ણપૂરમ ગયો હતો અને કૃષ્ણનંદનના એક માણસને થોડાક પૈસા આપી સમાચાર મેળવ્યા કે મુજફરપૂરના ઠાકોરનો મિત્ર સત્યવીર કે જે કૃષ્ણનંદનની પ્રપંચજાળમાં ફસાયો હતો તે કમળાને પણ મૂક્ત કરી નાશી ગયો છે. કૃષ્ણનંદન અને તેના માણસો તેઓની શોધમાં ગામે ગામ ફરે છે. આ પછી હું તત્કાળ મુજફરપુર તરફ ગયો. પણ રસ્તામાં મારાપર તાવનો હુમલો થવાથી એક ગામમાં સાત આઠ દિવસ રોકાવું પડયું. શરીરમાં સ્હેજ શક્તિ આવતાં હું મુજફરપુર ગયો અને ત્યાંના ઠાકોરને મળી સત્યવીરની ખબર પૂછી. જવાબમાં જણાવ્યું કે, સત્યવીર કમળા નામની બાઇને બહારવટીયાઓના ત્રાસમાંથી છોડાવવા ગયો છે. આટલું કહી તે ઠાકોરે કમળાને બહારવટીયા કેવી રીતે લઇ ગયા, સત્યવીરપર કેટલી મુસીબત પડી વગેરે મને કહ્યું. મેં બહારવટીયાઓના નિવાસસ્થાન વિશે ઠાકોરને પૂછ્યું; પણ ઠાકોર તે બાબતથી અજ્ઞાત હોવાના કારણે કંઈ જણાવી શકયા નહિ. ” આટલી વાત કરી સાધુ શ્વાસ ખાવા થોભ્યો.

કિશોરે પ્રભુનો ઉપકાર માનતાં કહ્યું, “ તે સત્યવીરનું પરમાત્મા કલ્યાણ કરજો કે જેણે કમળાનો એક ભયંકર પિશાચખાનામાંથી ઉદ્ધાર કર્યો છે. ”

સાધુએ કહ્યું, “ સત્યવીર મહા ધર્મીષ્ટ અને પવિત્ર પુરૂષ છે. તે હાથમાં લીધેલું કાર્ય પ્રાણાંતે પણ પૂર્ણ કર્યા વિના પડતું મૂકતો નથી. તે જરૂર બહારવટીયાઓને મારી કમળાને બચાવશે અને કૃષ્ણનંદનને

પણ પાયમાલ કરશે. વળી તે વિલીયમ સાહેબનો પણ ખાસ મિત્ર છે."

કિશોર કાંઇક ખુશી થયો. તેણે પૂછ્યું. "ત્યાર પછી આપ કઇ તરફ પધાર્યા ?"

"હું મુજફ્ફરપુરમાંથી નીકળી આ તરફ આવ્યો, તને જોવાની પ્રબળ વાસનાના યોગે આત્મા મને અહિં ખેંચી લાવ્યો. મને સારી રીતે ખબર હતીકે તું સુરતમાંજ હોઇશ. હું ગઇ કાલે સાંજના ચાર વાગતાં આ નગરમાં આવ્યો અને તું જે વીસીમાં ઉતર્યો હતો, ત્યાં જઇ મેં તેના માલીકને મળી મુસાફરોના નામનું લીસ્ટ જોયું. તેમાં તારૂં નામ લખેલું હતું, મેં વીસીવાળાને તારૂં નામ બતાવી જાણી લીધું કે તું પ્યારેલાલ શેઠને ત્યાં જવાનો હતો. આ પછી હું પ્યારેલાલના બંગલે ગયો; અને ત્યાંથી બીજા બંગલે આવ્યો. આટલું કરતા સુધીમાં મધ્યરાત્રિ થવા આવી હતી. હું તેના બંગલાના દ્વાર આગળ આવ્યો કે તરત તને અને આ બાઇને પોલીસ સિપાઇઓ સાથે બહાર નીકળતાં જોયાં. હું એક ઝાડના ઓથે છૂપાઇ રહ્યો, અને તમારા ગયા પછી હું પ્યારેલાલના એક નોકરને મળ્યો. તે નોકરે ખૂબ દારૂ પીધો હતો. દારૂની ઝુમમાં તેણે તેના શેઠની કેટલીક નિંદા કરી તમારાપરના જુલ્મની વાત કહી સંભળાવી. બાદ તમને કેવી રીતે છોડાવવાં તેના વિચારમાં હું પડયો. મને વિલીયમ સાહેબનું સ્મરણ થઇ આવ્યું. લાગલોજ હું ઉતાવળે પગલે તેમના બંગલા તરફ ગયો. મધ્યરાત્રિએ મને જોઇ સાહેબનો સિપાહી કે જે બંગલાના ઝાંપા આગળ ખભાપર બંદુક મૂકી પહેરો ભરતો હતો તે ચમકયો અને તેણે મારા સામે બંદુક તાકી. મેં યોગ્ય શબ્દોમાં તેનું શાન્તવન કરી સાહેબને મળવાની ઇચ્છા દર્શાવી; પણ તેણે મને જવા દીધો નહિ. સુભાગ્યે વિલયમ સાહેબ તે વખતે જાગતા હતા અને બંગલાના જરૂખામાં ઉભા રહી રાત્રિનો દેખાવ અવલોકી રહ્યા હતા. તેમના કાને અમારો સંવાદ સંભળાયો. તેમણે તરત સિપાહીને બૂમ મારી તેમની પાસે બોલાવી પૂછ્યું; સિપાહીએ મારૂં આગમન જણાવ્યું. મને લઇ આવવાની સાહેબે તે સિપાહીને

આજ્ઞા કરી. હું સિપાહી સાથે સાહેબ પાસે ગયો. ઝગઝગાટ બળતા દીપકના પ્રકાશમાં સાહેબ મને જોતાંજ ઓળખી ગયો. મારા મનમાં એમ થતું હતું કે ઘણાં વર્ષો વિતવાથી કદાચ સાહેબ મને નહિ ઓળખે પણ ના, સાહેબે મને જોતાંજ આલીંગન આપ્યું અને મારો હાથ પકડી ખુરશીપર બેસાડતાં એકાએક રાત્રીના સમયે આવવાનું કારણ પૂછ્યું કે મેં તેને તમામ વાત વિદિત કરી. પ્યારેલાલનાં દરેક કામ જાણનાર સાહેબને તેનીપર ગુસ્સો ચઢયો અને તેજ પળે સિપાહીને મોકલી તેને પકડી મંગાવવાને તૈયાર થયો; પણ મેં ના પાડી તેને સમજાવી શાન્ત કર્યો, અને પછી જણાવ્યું કે મને થાણાના જમાદારપર એક એવું આજ્ઞા પત્ર લખી આપો કે જેથી તુર્તજ જમાદાર મારી આજ્ઞાને આધીન થાય. તત્કાળ સાહેબે એક આજ્ઞાપત્ર લખી આપ્યો. હું પત્ર લઇ ઉભો થયો. સાહેબે સિપાહીને સાથે લેતા જવાનું જણાવ્યું, પણ મેં ના પાડી. સાહેબે મને પાછા આવવાના સોગન આપ્યા. હું પાછો આવવાનું વચન આપી ત્યાંથી બહાર નીકળ્યો અને છેવટે થાણામાં આવી તમારો છૂટકો કર્યો. ”

એક પરોપકારી સાધુની પ્રવૃત્તિ સાંભળી કિશોર ઉપકારની લાગણીથી દબાયો. કાન્તા પણ વિસ્મય પામી અને સાધુને પરમાત્મા સ્વરૂપ માનવા લાગી. એવામાંજ સાધુએ કાન્તાને પૂછયું, “ બહેન ! તારૂં નામ ? ”

“ મારૂં નામ કાન્તા. ” પ્રત્યુત્તર મળ્યો.

“ પ્યારેલાલ જેવા પાપીનો સહવાસ તમને કયાંથી થયો ? ” સાધુએ પૂછયું.

કિશોરે કાન્તાની કથા ટુંકમાં કહી સંભળાવી. એટલામાંજ કાન્તાનો પતિ કનૈયાલાલ બહાર ગામથી આવી પહોંચ્યો. કાન્તાએ આધું ઓઢયું. પોતાના મકાનમાં અન્ય પુરૂષ અને એક સાધુને જોઇ તે આશ્ચર્ય પામ્યો. તેણે હાથમાંની પોટકી એક સ્થળે મૂકી સાધુ અને કિશોર સમક્ષ સ્થાન લીધું. તેને થોડીક વાર બેસવા દઇ કિશોરે તેને પ્યારે-

લાલ શેઠ સંબંધી તમામ વાતથી માહિતગાર કર્યો. નમ્ર હૃદયનો કનૈયાલાલ શેઠનો એવો અસીમ અત્યાચાર શ્રવણ કરી સ્તબ્ધ બન્યો અને બે હાથ જોડી સાધુનો અને કિશોરનો ઉપકાર માન્યો. સાધુ અને કિશોરે તેને સંસાર સંબંધી કેટલીક શીખામણ દીધી. આ પછી સાધુએ કહ્યું, " હું હવે પ્યારેલાલ પાસે જાઉં છું."

"શું કરવા? તે નરાધમ પાસે જવાની આપને શી જરૂર છે?" કિશોરે પૂછ્યું.

" હું આ નિર્દોષ પતિ-પત્નીને તે દુષ્ટના દેવામાંથી મૂક્ત કરવા ઇચ્છું છું." સાધુએ જણાવ્યું.

" પ્રભુ ! એટલું બધું દ્રવ્ય તેને ક્યાંથી અપાશે ? વળી અમારૂં સર્વસ્વ પણ તેની પાસે છે." કાન્તાએ કહ્યું.

" તમારે ગભરાવાની કંઇ જરૂર નથી. હું પ્રથમ તેને સમજાવી પૂછીશ કે તેનું તમારી પાસે કેટલું લ્હેણું છે અને તમારૂં તેની પાસે શું છે ? જો તે યોગ્ય રીતે જવાબ આપશે તો તેનું લ્હેણું ચૂકાવી દઇશું અને આપણું પાછું મેળવીશું. હું સાધુ છું, મારી પાસે પૈસા નથી; પણ સાધુ એટલે પવિત્રજનો પ્રત્યે શ્રદ્ધા ધરાવનારા અને પરોપકારમાં પોતાના દ્રવ્યનો ખજાનો ખૂલ્લો મૂકનારા અનેક શ્રીમાનો આપણા દેશમાં વશે છે. મારા જેવા પ્રત્યે પૂર્ણ પ્રેમ દર્શાવનારા અને મને પોતાના આત્મસ્વરૂપ માનનારા એક શ્રીમાન કે જેઓ શ્રી ડાકોરના રણછોડરાયજીના પરમ ભક્ત હોવાથી પોતાને રણછોડભક્તના નામથી ઓળખાવે છે, અને જેઓ ગરીબોનાં હિતને અર્થે હમ્મેશાં તત્પરતા ધરાવે છે તેઓની પાસે તમારા માટે દ્રવ્યની યાચના કરીશ. તે જરૂર આપશે અને તે વડે પાપીનું દેવું ચૂકાવી દેવાશે." સાધુએ પોતાના મનની ઇચ્છા જણાવી.

" પણ તે શાહુચોર નહિ માને તો ? " કનૈયાલાલે પૂછ્યું.

" તો પછી શઠં પ્રતિ શાઠ્યં કુર્યાત્‌ના સિદ્ધાંત પ્રમાણે તેને સિપાહીનું તેડું મોકલી વીલીયમ સાહેબની સમક્ષ બોલાવી ઉભો કરીશું." સાધુએ કહ્યું.

કનૈયાલાલ આનંદ પામ્યો. સાધુ જવાને ઉભો થયો. કાન્તાએ ું, "આપને ભોજન અહિં કરવાનું છે."

"બહેન! ભોજન કરવાથી કંઇ વધારે છે?" સાધુએ હસતે ને પૂછયું.

"મારે ઘેર પ્રભુ પધારે અને હું તેમને ન જમાડું એ કદી ેજ નહિ. આપને ભોજન કરવુંજ પડશે."

"તારી ઇચ્છા, પણ મિષ્ટ અન્નને બદલે સાદી રસોઇ બનાવજે. ધુઓને હમેશાં સાદું ભોજનજ પ્રીય હોય છે." સાધુએ સૂચના ાપી. કિશોરે સાથે આવવાનું પૂછયું. સાધુએ ના પાડી ત્યાંથી ગમન ું. કાન્તા રસોઇના કાર્યમાં પ્રવૃત્ત થઇ. કનૈયાલાલ અને કિશોર તો કરવા લાગ્યા.



## કરણ ૧૨ મું.

### સાધુ અને શેઠ.

સાચ-જુઠ નિર્ણય કરે, નીતિ નિપુણ જો હોય,
રાજ-હંશ બીન કો કરે, ક્ષીર નીરકો દોય.

સૂર્ય ભગવાન પૂર્ણ પ્રકાશથી પૃથ્વીને પ્રકાશમય કરી રહ્યા હતા. મના કિરણોમાં હજી ગરમીની ઉગ્રતા આવી નહોતી. જગત પ્રવૃત્તિમય ઈ રહ્યું હતું. નવ વાગવાનો સમય થવા આવ્યો હતો. જ્યારે જનસમાજ ત પોતાનાં કાર્યમાં પ્રવૃત્ત થયો હતો, ત્યારે આપણા નામચીન દાંભીક . પ્યારેલાલ પન્નાલાલ બ્રોકર એન્ડ ઓથર હજી હમણાંજ જાગૃત યા હતા અને બે ચાર સીગારો ફુંકી બાળી સુસ્તી ઉડાવી નીચેના પાઉન્ડમાં આવી એક ખુરસીપર બેઠા હતા. રાત્રિએ કરેલા મધ- ાનથી તેમની આંખ્યો હજી પણ રક્તવર્ણી જણાતી હતી. મુખ ફીકકું ફીણીયા જેવું લાગતું હતું. ખુરશીમાં બેઠેલા પ્યારેલાલે સુસ્તી હજી ર થઇ નથી જાણી બીજી સીગાર સળગાવી ફુંકવા માંડી. તેમની

નજીકમાં એક નોકર ચાંદીના લોટામાં જળ ભરી ઉભો હતો. બાજુમાં બીજો સેવક દાંતે ઘસવાનો પાઉડર અને બ્રસ લઇને ઉભો રહ્યો હતો. સિગાર છેડા સુધી આવી અને જ્યારે હોઠ અને હાથ દાઝવા ત્યારે બાકીની સીગારને ફેંકી દઈ પ્યારેલાલે નોકરના હાથમાંથી પાઉડર અને બ્રસ લઇ દાંત ઘસી મુખ ધોઇ નાખ્યું. મુખ ધોતાંજ ચ્હાનો ઓર્ડર થયો. એ સમયમાં ચ્હાની વિશેષ વૃદ્ધિ થઇ નહોતી. ફક્ત પ્યારેલાલ જેવા પૈસાપાત્રોના ગૃહોમાંજ ચ્હાદેવીનો સત્કાર થતો હતો. સેવક ચ્હા લઇ આવ્યો. પ્યારેલાલ ચ્હા પીવા લાગ્યો. એ અરસ્સામાંજ કાન્તાના ગૃહથી નીકળેલો સાધુ ત્યાં આવી પહોંચ્યો. તેણે પ્યારેલાલને જોયો અને તેને પોતાનું આગમન જણાવવાને માટે તેના બંગલાના દ્વાર આગળ આવી એક ગાન ગાવું શરૂ કર્યું. પ્યારેલાલે તેની દરકાર નહિ કરતાં ચ્હા પીવામાંજ ધ્યાન આપ્યું. નોકરો પ્રભુ ભજન સાંભળી રહ્યા. સાધુ મહાત્મા પ્યારેલાલના કાનમાં અથડાય એવા અવાજથી ગાન ગાતા હતા. ગાન સુબોધક મનન યુક્ત આ પ્રમાણે હતું.

કવ્વાલી.

જગાડયા રામના બાણે, હવે ટોટો નહિં નાણે.
પ્રભુના ન્યાયને જાણે, અજબ એ સાહ્યબી માણે.
ગવાતા વીર એ ગાણે, ગવાતા તે ન મ્હોંકાણે,
સુખહને શોધીયા શાણે, રહી ભૂખે ભર્યા ભાણે.
ત્રીભુવન મંત્રથી તાણે, તરે સાગર પરમાણે,
હરીના શબ્દના બાણે, તૃપ્તી થાતી ભજન લ્હાણે.
સ્મરણ કરે સંત જે વ્હાણે, રાખતા શ્વાસ રોકાણે,
કાગ ભૃશંડીજી જાણે, અમરપદ મેળવ્યું કોણે ?

ભજન સમાપ્ત કરી સાધુએ મોટા અવાજે બોલવા માંડ્યું, " ઓ લક્ષ્મી–લલનાની લાલસામાં લુબ્ધ થએલા મૃત્યુના મહેમાન મનુષ્યો ! ચેતો, તમારો માનવ જન્મ પાણીના પુરની માફક પસાર થાય છે. જુવાની ચાર દિવસની ચાંદની છે. જવાની તે ખરેખર જ-

વાનીજ છે. માટે પ્રભુ ભજો, તેને ઓળખો; અને તેનું શરણ સ્વીકારી તમારો જન્મ ઉજ્વળ કરો. આ જગતમાં શુભકર્મ કરવાને આવેલા માનવોએ યાદ રાખવાનું છે કે,

છે સત્ય વાણીમાં કમાણી, જાણજો આ જગ વિશે,
સત સગતે કુમતિ દબાણી, જાણજો આ જગ વિશે.
હર ભજનથી જ્યોતી જણાણી, જાણજો આ જગ વિશે,
માયા સકળ સૃષ્ટિ સમાણી. જાણજો આ જગ વિશે.

જે મનુષ્યો આવા અમૂલ્ય બોધને સ્મરણમાં રાખી સંસારમાં સફર કરે છે તેના જીવનને ધન્ય છે. બાકીના પત્થરો અરે ગધેડાઓને પારાવાર ધિક્કાર છે. જયકૃષ્ણ, જયહરી." આટલું બોલી સાધુ શાન્ત રહ્યો.

ચ્હા પી રહેલો પ્યારેલાલ સાધુના શબ્દોથી ચિડાયો અને પાસે ઉભેલા નોકરને તે સાધુને ત્યાંથી દૂર જવાનું કહેવાનો હુકમ કર્યો. નોકરે આવી સાધુને કહ્યું, "મહારાજ! અહિં કેમ ઉભા છો ?"

"સાધુઓ શામાટે શ્રીમાનોના મકાને આવી ઉભા રહેતા હશે તે શું તું જાણતો નથી ?" સાધુએ વિચિત્ર પ્રશ્ન પૂછ્યો.

"ભીખ માગવાને ? બીજું શું કરવાને ?" નોકરે કહ્યું.

"હા, સાધુએ ભીખ માગીનેજ જમવું જોઇએ. આ હવેલીમાંથી કંઇ મળશે કે ?" સાધુએ પૂછ્યું.

"બીલ્કુલ નહિ. અમારા શેઠ સુધારક છે. તમારા જેવા રખડતા સાધુરામ દેશના ભારરૂપ છે એમ તેઓશ્રી સમજે છે. મહારાજ! શરીરે તો જાડા પાડા જેવા છો. ક્યાંક ધંધે લાગી જાવ કે જેથી ભીખ માગવા રખડવું પડે નહિ. તમે અહિં કંઇક લેવાની ઇચ્છાથી આવ્યા છો પણ તમારી ઇચ્છા નકામી છે. અમારા શેઠે તમારા જેવા રખડેલ સાધુઓને આપવાની મોટી પ્હાડ જેવડી પ્રતિજ્ઞા કરેલી છે. માટે છાનામાના અહિંથી પધારી જાવ." નોકરે કહ્યું.

સાધુએ માર્મીક હાસ્ય કરી પુછ્યું, "ભલા એતો જણાવ કે આ ક્યા શેઠનું મકાન છે?"

"પ્યારેલાલ પન્નાલાલ બ્રોકર એન્ડ બ્રોથરનું. સમજ્યા?" નોકરે કહ્યું.

"વાહવા, નામતો મઝાનું છે. અલ્યાભાઇ! શેઠ અત્યારે ક્યાં હશે?"

"શું કામ છે? મેં એક વખતે જણાવ્યું કે કંઈ મળનાર નથી છતાં શેઠ ક્યાં છે એમ શું કરવા પૂછી મારા માથાની ગરમીને વધુ વધારે છે? આ બાવલાથી તો ભગવાન તોબાહ. એ બાવાજીબાપા! મહેરબાની કરી અહિંથી પધારી જાવ." નોકરે કંટાળીને કહ્યું.

"મેં તારા શેઠની માફક આજ ક્ષણે પ્રતિજ્ઞા કરી કે ગમે એમ થાય પણ શેઠને મળ્યા વગર અહિંથી ન જવું."

આવું સાંભળતાંજ મી. પ્યારેલાલ ખુરસીપરથી એકદમ ઉભો થઇ સાધુની પાસે આવી રોફબંધ બોલ્યો, "અય સાધુરામ! બોલ શું કહે છે?"

"આ હવેલીના શેઠ ક્યાં છે?"

"તારી સામેજ છે."

"શું આપ મહેરબાન પોતેજ."

"હા, તું શું કહેવા માંગે છે?"

"મારે કહેવાનું એજ છે કે જો તમે પોતેજ આ મકાનના માલીક હો અને તમે પોતેજ પૈસાદાર ગણાતા હો, તે હું માની શકતો નથી. કારણકે શ્રીમંતોમાં જે ગુણ, જે શબ્દો હોવા જોઇએ તે તમારામાં બીલ્કુલ છેજ નહિ. તમારા શબ્દો અને અત્યારનું વર્તન પ્રત્યક્ષ બતાવી આપે છે કે તમે શ્રીમંત નહિ પણ કોઇ નાલાયક માણસ છો. તમે..." સાધુ આગળ બોલે એટલામાં તો પ્યારેલાલ મોટી બરાડ પાડી બોલી ઉઠયો, "એ સાધુડા! જીભ સંભાળીને બોલજે. હું પ્યારેલાલ શેઠ પોતેજ છું. મારૂં નામ આખા દેશમાં છે. એક પ્રતિષ્ઠિત માણસ આગળ શોભે એમ બોલતાં વિચાર કર, માણસાઈ શીખ."

" શેઠ ! માણસાઇ તો આપનેજ શીખવાની છે, કારણ કે તમે પૈસા પાત્ર કહેવાઇ દુનિયાંને દેખાડવા અને કીર્તિ ગવરાવવા બહારથી ઉજ્વળતા દર્શાવો છો, પણ અંદર ખાનેથી તમે પૈસાદાર પિશાચો કેવા પાપનિપુણ છો; એ અંતરયામી પ્રભુ સારી રીતે જાણે છે."

" અરે તારો અંતરયામી ગયો જહન્નમની ખાડીમાં. તું જાય છે કે નહિ ? " પ્યારેલાલ છેડાઇને બોલી ઉઠયો.

સાધુએ તેના બોલવાની દરકાર નહિ કરતાં પુનઃ શાન્ત ગંભીર અવાજે કહેવા માંડયું, " પ્યારેલાલ ! ઓ ઝેરી જમાનાના જાલીમ જુલમગાર ! પૈસા અને જુવાનીથી શા માટે છકી જાય છે. તારાં પાપકર્મોથી તારો પૈસો પાણીના રેલાની માફક જતો રહેશે. તારી જુવાની ઝાંખી થઈ તને ગભરાવશે–રોવરાવશે. ઓ મતીમંદ ! ઓ સફેત શાહુકાર ! તારા બહેર મારી ગએલા કાંનના પડદાને જરીક ખુલ્લા કરી આ હિત વાક્ય શ્રવણ કર.

થાયે છે ક્ષણમાં શીશુ વળી બને જૂવાન કામી ક્ષણે,<br>
પૈસા હીન બને પળે ધનપતી મોટો વળી તે બને.<br>
થાશે જીર્ણ જરાથી ગાત્ર તન સૌ કર્ચોલીવાળું થશે,<br>
તો જાશે પડદારૂપી જમપુરે, છોડી જનો જગતને.

સમજ્યો, છતાં ન સમજ્યો હોયતો સાંભળ હું ફરીથી ખુલાસાથી સમજાવું. જીવ ક્ષણમાં બાળક બને છે, ક્ષણમાં કામી અને જડવત્ બને છે. ઘડીમાં પૈસાવાળો અને ઘડીમાં દ્રવ્યવિહીન થઇ જાય છે. પ્યારેલાલ ! તું જે એમ માને છે કે તારૂં આ જુવાન તન બદન છે એ પ્રમાણે કાયમ રહેશે; પણ ના, તું ભુલે છે. તારૂં શરીર જે તને અત્યારે જુવાન અને સુંદર જણાય છે તે વૃદ્ધાવસ્થાના યોગે કરચોલીવાળું બની જશે, અને અંતે કાળના મુખમાં ફસાઇ તારે સઘળો વૈભવ ત્યજી ચાલ્યા જવું પડશે. માટે વિચાર કર, જીવનની સાર્થકતા સમજ. પછી તારૂં ભાગ્ય ફુટેલું હોયતો ન સમજીશ. "

પ્યારેલાલના ક્રોધનો પાર રહ્યો નહિ. તે તામસ પ્રકૃતિનો

હોવાથી મોટી બરાડ પાડી ખમીસની બાંહ્યો ચડાવી સાધુને મારવા દોડયો, કે તરત સાધુએ હાથમાંનો જાડો દંડો ઉંચો કરી તીવ્ર અવાજે કહ્યું, "ખબરદાર ! નજીક આવીશ તો માથુંજ ફોડી નાખીશ."

પ્યારેલાલ પાછો ખશી બોલ્યો, "તું કરવા શું માગે છે?"

"તને જેલ ભેગો કરવા." સાધુએ જણાવ્યું.

"કોને મને ?" પ્યારેલાલે મૂછપર હાથ નાખી પુછ્યું.

"હા, તને; નિર્દોષ જનોને ફસાવનાર બદમાસને."

"મેં કોને ફસાવ્યાં છે?"

"તે તારા મનને પૂછ? હરામખોર ! બોલ, ગઇ રાત્રે કોનીપર જુલ્મ ગુજારવા તત્પર થયો હતો ?"

પ્યારેલાલ ચમક્યો. તેના મુખપર શ્યામતા ફરી વળી. પુનઃ સાધુએ કહ્યું, "કેમ ખરી વાતને? પાપાત્મા ! તે લોકોને થાણામાં પુરાવી તું ખુશી થાય છે; પણ યાદ રાખજે કે નિર્દોષ જનોની સંભાળ લેનાર શ્રીહરી છે. ચાલ હવે જવાબ આપ કે તેમને છોડાવવાં છે કે નહિ?"

"તેઓ મારાં ગુન્હેગાર છે?"

"ચૂપ રહે જુઠ્ઠા." સાધુએ રૌદ્ર અવાજે કહ્યું. "તે તારાં ગૂન્હેગાર નથી; પણ તેમનો ગૂન્હેગાર તુંજ છે. આના માટે તારે જવાબ આપવો પડશે."

"મારો જવાબ લેનાર કોણ છે?"

"સૌનું રક્ષણ કરનાર. તને થોડીવાર પછી ખબર પડશે. તારે તારાં ગૂન્હેગારોના ચરણમાં નમવું પડશે. મારા આ શબ્દો યાદ રાખજે." આટલું બોલી સાધુ મહાત્મા ત્યાં વિશેષ રોકાવું યોગ્ય નહિ ધારી પ્યારેલાલ તરફ એક તિરસ્કારની નજર ફેંકી હાથમાંનો ડંડો ફેરવતા ફેરવતા ચાલતા થયા. પ્યારેલાલ તેમની પીઠ પાછળ જોઇ રહ્યો. સાધુના શબ્દોએ તેના હૃદયમાં ગભરાટ ઉપજાવ્યો અને એ સાધુ સઘળી વાત ક્યાંથી જાણતો હશે ? વગેરેના વિચારમાં ડૂબ્યો. બાદ તેણે એક નોકરને તેજ ક્ષણે થાણા તરફ મોકલ્યો. થોડીવારે તે નોકર જમાદાર સાથે પાછો આવ્યો. જમાદારે રાત્રિએ બનેલી તમામ વાત પ્યારેલાલને

વિદીત કરી. વીલીયમ સાહેબનો એ સાધુ સાથે સારો સંબંધ છે જાણી પ્યારેલાલની દિલગીરીનો પાર રહ્યો નહિ. જમાદાર થોડીવાર ત્યાં બેસી શેઠને સલામ કરી ચાલતો થયો. પ્યારેલાલ શોકમાં ગરકાવ થઇ ગાદીપર પડયો.

પેલી તરફ સાધુ મહાત્મા કાન્તાના ગૃહે આવ્યા અને પ્યારેલાલ સાથે બનેલા પ્રસંગની વાત કહી સંભળાવી. મૂર્ખાની મૂર્ખતા પર સઘળાં હસ્યાં. બાદ રસોઇ તૈયાર થતાં સઘળાંએ જમી લીધું. બપોરે થોડોક આરામ લઈ સાધુ મહાત્મા વિલીયમ સાહેબના બંગલે જવાને તૈયાર થયા. તેમણે કિશોર–કનૈયાલાલ અને કાન્તાને સાથે આવવાને કહ્યું. સઘળાં વીલીયમ સાહેબના બંગલે આવ્યાં. પટાવાળાએ તેમને અટકાવ્યાં. સાધુએ સાહેબને મળવાનું કારણ જણાવ્યું. પટાવાળો ભલો માણસ હોવાથી સાહેબની પાસે ગયો અને સાધુના આગમનના સમાચાર જણાવ્યા. તત્કાળ વીલીયમ સાહેબ ઉભો થયો અને સાધુ મહાત્માને લેવા નીચે આવ્યો. મોટા અંગ્રેજ અમલદારને સાધુ પાસે આવેલો જોઈ પટાવાળો આશ્ચર્ય પામ્યો અને કિશોર–કાન્તા વગેરેની વિસ્મયતાનો તો પાર રહ્યો નહિ. વીલીયમ સાધુનો સત્કાર કરી અંદર લઇ ચાલ્યો. તેમની પાછળ કિશોર–કનૈયાલાલ અને કાન્તા અંદર ગયાં. સાહેબે ઉપર આવી સાધુને પોતાની સામે એક વિરામાસનપર બેસાડયા, અને પોતે એક ખુરશીમાં તેમની સામે બેઠો. કીશોર વગેરે સાધુની ખુરશી સમીપે નીચે જમીનપર બેઠાં. સાધુ અને સાહેબ વચ્ચે ભૂતકાળની વાતો ચાલવા લાગી. વાતોને અંતે સાહેબે સાધુ સમિપ બેઠેલાં તરફ હાથ લંબાવી તેઓ કોણ છે એમ પૂછયું. સાધુએ પ્રથમ કિશોરની ઓળખાણ કરાવી તેની તમામ વાતથી સાહેબને જાણીતો કર્યો. કિશોરે પોતાની પાસેની ચિઠ્ઠી કે જે તેજ સાધુ મહાત્માએ લખી આપી હતી તે સાહેબને આપી. સાહેબ કૃષ્ણનંદન અને તેની ટોળીને પકડવાને ઘણોજ આતુર હતો. તે હરામખોરોને પકડવાના અનેક પ્રયત્નો વીલીયમ સાહેબે કર્યા હતા; પણ સઘળા પ્રયત્ન હજી સફળ થયા નહોતા. કિશોર કૃષ્ણનંદનનો જમાઇ છે. તે કૃષ્ણનંદનનાં સઘળાં

ગુપ્ત સ્થળોથી માહિતગાર હશે અને તેથી કૃષ્ણનંદન જેવો ક્રૂર બદમાસ હવે થોડા દિવસમાં પકડાશે જાણી સાહેબ મનમાં ખુશી થયો. તેણે કિશોરને શાન્તવન આપી કૃષ્ણનંદનનાં ગુપ્ત સ્થળો વિશે પૂછ્યું, પણ કિશોર અજ્ઞાત હોવાથી કંઇ પત્તો આપી શક્યો નહિ. કિશોર કૃષ્ણનંદનનાં મકાન સિવાય બીજું કંઇ જાણતો નથી એમ સાધુએ પણ જણાવ્યું. કિશોરની દયાજનક સ્થિતિ જાણી સાહેબના હૃદયમાં દુઃખ ઉત્પન્ન થયું અને પછી થોડીક વાર કંઇક વિચારમાં પડી સાહેબે કિશોરને કહ્યું, “ તારૂં દુઃખ સાંભળી હું ઘણોજ દુઃખી થાઉં છું. અમે ( અંગ્રેજો ) તારા જેવા દુઃખીઓને સુખી કરવા અને ચોર–લુંટારા ખૂનીઓનો નાશ કરી શાન્તિનું સામ્રાજ્ય સ્થાપવાને આ દેશમાં આવ્યા છીએ. અમારો ધર્મ દરેકનું કલ્યાણ કરવાનો છે. અમે તે પ્રમાણે કરીશું. તને અને બીજાં નિર્દોષ જનોને હેરાન કરનાર કૃષ્ણનંદનની ટોળીનાં માણસોને પકડવા મારા ઘણા માણસો ફરે છે. તેની ટોળીનાં માણસોના પકડાયા પછી કૃષ્ણનંદનને પકડવાનો મારો વિચાર છે. તેને પકડવા હું આવતા માસની બીજી તારીખે અહિંથી જનાર છું. તે બદમાસ તેનાં માણસો સાથે છત્રીસગઢની આસપાસના જંગલોમાં હાલ નિવાસ કરે છે. હું છત્રીસગઢ મુકામ કરનાર છું. તું મારા પહેલાં ત્યાં પહોંચી જા. હું તને ત્યાંના રાજા પર એક ચિઠ્ઠી લખી આપું છું જેથી તે તને તેને ત્યાં નોકર રાખશે. તું ત્યાં રહી કૃષ્ણનંદનની બારીક તપાસ ચલાવજે. હું જરૂર ત્યાં આવીશ. ” આટલું કહી સાહેબે તેજપળે છત્રીસગઢના રાજાની પર એક ભલામણ પત્ર કિશોરને લખી આપ્યો. કિશોરે સલામ કરી સાહેબના હાથમાંથી પત્ર લઇ ગજવામાં મૂક્યો અને પોતાને માટે દર્શાવેલી શુભ લાગણીને માટે તેણે સવિનય શબ્દોથી શુદ્ધ અંતઃકરણે વીલીયમ સાહેબનો ઉપકાર માન્યો. તેની બોલવાની છટાથી સાહેબ ઘણો ખુશી થયો, આ પછી સાહેબે એક સિપાહીને બોલાવી સાધુને માટે ફળફળાદી લાવવાની સૂચના કરી. સિપાહી ચાલતો થયો. આ પછી સાહેબે કાન્તા અને કનૈયાલાલ તરફ હાથ લંબાવી તેઓ કોણ છે એમ

સાધુને પૂછ્યું. સાધુએ કંઇક હસતા વદને કાન્તા અને કનૈયાલલની વાર્તા સાહેબને વિદીત કરી. પ્યારેલાલનો એવો અમાનુષી અત્યાચાર શ્રવણ કરી વિલીયમ સાહેબના ગુસ્સાનો પાર રહ્યો નહિ. અને તે ગુસ્સાના આવેશથી તેણે નીચેથી એક પટાવાળા સિપાહીને બોલાવી પ્યારેલાલ તથા થાણાના જમાદારને બોલાવી લાવવાનો હુકમ કર્યો. પ્રથમ થાણા વાળાને મોકલી પછી પ્યારેલાલને બોલાવી લાવવાનું જણાવ્યું. સિપાહી સલામ કરી ચાલતો થયો. ફળ લેવા ગયેલો નોકર ફળ ફળાદી લઇ હાજર થયો, અને ઓરડાના અંદરના ભાગમાં જઈ પાંચ રકાબીઓ તૈયાર કરી લાવ્યો અને પછી તે પાંચે રકેબીઓ દરેકની આગળ મૂકી તે ચાલતો થયો. સાધુ પૂણ આનંદથી સ્નેહીઓની સાથે ફળ પ્રાસન્ન કરવા લાગ્યો. એવામાં વિલીયમે કહ્યું, " મહાત્મા ! પ્યારેલાલ જેવો પૈશાચિક વૃત્તિનો માણસ મારા સહવાસમાં છે, એવું હું આજ પર્યંત નહોતો જાણતો. તે અત્રેનો પૈસાપાત્ર માણસ છે અને ગુણીયલ-વિદ્વાન છે એમજ હું તો સમજતો હતો. ગાડી ઘોડામાં બેસી ફરનારો સફેત શાહુકાર અંદરખાનેથી આવો શયતાન હશે તેની મને ખબર પડી નહિ. તે અધર્મીએ આ ગરીબ પતિ-પત્નિને અત્યંત ત્રાસ આપ્યો છે. હું તેને બરાબર બદલો આપીશ અને ભવિષ્યમાં આવી રીતે ન બને એમ કરીશ. "

સાધુ બોલ્યો, "દીપકની પાછળ હમેશાં અંધકાર રહ્યા કરે છે, તેમ ઉપરથી સારા જણાતા ઉજળાં કપડાં પહેરી ગાડી ઘોડામાં બેસી ફરનારા કેટલાક શ્રીમાનોના ઘરમાં અને તેમનાં શ્યામ હૃદયોમાં પાશવીક અત્યાચારોનું સામ્રાજ્ય સ્થપાએલુંજ હોય છે. જેઓ એવી વૃત્તિના હોય છે તેઓ ઉપરથી ધર્માત્માનો, વિદ્વતાનો આબેહુબ ડોળ બતાવે છે. પ્યારેલાલ પણ તેવોજ છે. મેં તેને પાખંડી ઉપનામ આપેલું છે. દુનિયાંમાં ઓળખાવા તેણે દાંભીક વૃત્તિ ધારણ કરી છે. આપજ વિચારી જુઓ કે તેણે આ નિર્દોષ જનો પર કેટલો જુલ્મ ગુજાર્યો છે ? આ ગરીબ દંપતિ તેમનાં ગામમાં સુખેથી નિવાસ કરતાં હતાં, ત્યાંથી એ કર્મ

ચંડાળ પાખંડી તેની નીચ મુરાદ પૂર્ણ કરવાને માટે આ ભોળાં જનોને સમજાવી-ફોસલાવી અહિં લઇ આવ્યો અને મોટો આશ્રયદાતા બની તેમના સહવાસમાં આવી તેની પૈશાચિક વૃત્તિને પોશવાનો લાગ તપાસવા લાગ્યો. આ બ્રાહ્મણ બાળા તેને મોટાભાઇ કહીને બોલાવતી હતી. પરીણામે પાપાત્માએ કેવું હિચકારૂં પગલું ભર્યું તે ફરીથી કહેતાં મને કંપારી છૂટે છે. આવા નરાધમને બરાબર શીક્ષા કરવી જોઈએ કે જેથી તે ફરીથી એવું પાપકર્મ કરતાં વિચાર કરે. " સાધુ બોલતો બંધ થયો. વિલીયમ સાહેબ કંઇ બોલે એ પહેલાં થાણાનો જમાદાર ત્યાં આવી હાજર થયો અને સાહેબને સલામ કરી એક બાજુએ ઉભો રહ્યો; પણ સાધુપર દ્રષ્ટિ પડતાંજ તે વ્યાકુળ બન્યો. એટલામાંજ સાહેબે તેની તરફ જોઇ પૂછ્યું, " તું સરકારના પૈસા ખાઇ કેવી નોકરી બજાવે છે; તે મારા જાણવામાં આવ્યું છે. તારા જેવા નિમક હરામો ન્યાયી સરકારના શુદ્ધ નામને કલંક રૂપ છે. બોલ બદમાસ ! રાત્રે શું બનાવ બન્યો હતો ? જો જુઠું બોલીશ તો જન્મ પર્યંત કેદમાં પૂરાવીશ અને સાચું બોલીશ તો તારી પર રહમ કરીશ. " જમાદારે ધ્રુજતા પગે હાથ જોડી તમામ સત્ય બીના સાહેબ સમક્ષ જણાવી. સાહેબે કિશોરને એક પત્રમાં તેની જુબાની લખી લેવાનું જણાવ્યું. જમાદાર બોલતો ગયો તેમ કિશોર લખતો ગયો. જમાદારનું બોલવું પૂરૂ થતાં સાહેબે તેને તેની જુબાનીના પત્ર નીચે સહિ કરવાનું સૂચવ્યું. જમાદારે સહિ કરી આપી. આ પછી સાહેબે તેને કહ્યું, " ત્હેં સાચી બીના જાહેર કરી એથી તારીપર હું રહમ કરી તને તારી જગાપર રાખું છું અને ફરીથી આવું નીચ કર્મ નહિ કરવાની તને સૂચના કરૂં છું. મેં પ્યારેલાલને અહિં બોલાવી મંગાવ્યો છે, તે હમણાં આવશે. તેનાં પાપ તારે પ્રકાશ કરવાનાં છે. માટે તું આ નજીકના ઓરડામાં છૂપાઇ બેસ. હું બોલાવું ત્યારે અહિં આવજે. "

જમાદાર સલામ કરી સાહેબે બતાવેલી કોટડીમાં જઇ બેઠો. તેના ગયા પછી સાહેબે સાધુ અને તેની સાથેનાં

જનોને પણ એક ઓરડામાં જઇ બેસવાનું જણાવ્યું. સાધુ સર્વેની સાથે એક નજીકના ઓરડામાં જઇ બેઠો. વિલીયમ સાહેબ વિરામાસનપર આડો પડી પ્યારેલાલના આવવાની રાહ જોવા લાગ્યો. લગભગ પા કલાક પસાર થતાં બંગલાના કમ્પાઉન્ડમાં એક ઘુમગાડી દાખલ થઈ અને તે ઉભી રહેતાં અંદરથી સુરતના શ્રીમાન પ્યારેલાલ પન્નાલાલ બ્રોકર એન્ડ બ્રોથર–પૂર્ણ યુરોપીઅન પોશાકમાં સજ્જ થએલા જેન્ટલમેન પણ હિંદુસ્તાનમાં જન્મેલા હોવાથી ગોરા ગૃહસ્થ જેવા નહિ જણાતા અર્ધદગ્ધ બટલર સમાન શોભતા સફેત શાહુકાર નીચે ઉતર્યા. તેમને તેડવા ગયેલો સરકારી સિપાહી આગળ ચાલી સીડીપર ચઢવા લાગ્યો. તેની પાછળ મી. પ્યારેલાલ જવા લાગ્યા. વિલીયમ તેનીજ રાહ જોઇ રહ્યો હતો. પ્યારેલાલે અંદર પ્રવેશતાંજ સાહેબને સલામ કરી અને સેકહેન્ડ (હાથ મીલાવા) કરવા હાથ લંબાવ્યો, પણ સાહેબે તેની સાથે સેકહેન્ડ નહિ કરતાં ફક્ત આવો–બેસો શબ્દનો ઉચ્ચાર કરી પોતાની સામે પડેલી એક ખુરશીમાં બેસવાને સૂચવ્યું. હમેશાં પૂર્ણમાનથી બોલાવનાર અને સેકહેન્ડથી સત્કાર કરનાર સાહેબનું આજનું વર્તન નિહાળી પ્યારેલાલને પણ કંઇક આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેના મનમાં શંકાતો હતીજ. પણ તે શંકા તેને દમ વિનાની જણાતી. સાહેબના વર્તનથી તેણે એમ માન્યું કે આજે તે કંઇક વિચારમાં હશે અગર બ્રાન્ડીનો એક ડોઝ વધારે લીધો હશે. પ્યારેલાલે આમ માન્યું. પણ સવારમાં સાધુ સાથે થએલા સંવાદની તેને વિસ્મૃતિ થઇ નહોતી. વળી થાણાના જમાદારે પણ તેને જણાવ્યું હતું કે વિલીયમ સાહેબના ગુરૂએ આવી કીશોર અને કાન્તાનો ઉદ્ધાર કર્યો છે. આ જાણતાં તેને વિચાર આવ્યો કે શું સાહેબે મારી વાત જાણી તો નહિ હોય ? પોતાને બોલાવવા આવનાર સિપાહીને પણ તેણે ઘણાએ પ્રશ્ન પૂછ્યા હતા પણ કંઈ જાણી શક્યો નહોતો. મનમાં ગભરાટ પણ ઉપરથી શાન્ત દેખાવ ધારણ કરી પ્યારેલાલ સાહેબની સામે બેઠો. સાહેબે વધુ વખત વ્યર્થ નહિ ગુમાવવાની ઇચ્છાથી જરીક ટટાર બેસી પૂછ્યું, " વેલ મી. પ્યારેલાલ ! મઝામાંતો છો ને ? "

"હા, જ્યાં સુધી આપ સાહેબની સંપુર્ણ કૃપા મારી પર છે ત્યાં સુધી હું પુર્ણ મઝામાંજ છું." પ્યારેલાલે તેના હમેશના નીયમાનુસાર મીઠા શબ્દો ઉચ્ચાર્યા.

વિલીયમને આજ પર્યંત તેના શબ્દો મધુર લાગતા પણ તેના પાપકર્મની વાત શ્રવણ કર્યા પછી તેના મીઠા શબ્દો કર્કશ અને મીથ્યા-દંભી લાગ્યા. પુનઃ સાહેબે પુછ્યું, "હાલમાં કેમ જણાતા નથી? હાલ શું કામમાં વિશેષ ધ્યાન આપો છો?"

"રૂના બીઝનેશ માટે મારે થોડાક દિવસપર મલબાર જવું પડ્યું હતું. વળી મોતીના બીઝનેશને માટે મેસોપોટેમીયા અને પારીસથી મારા આડતીઆનો પણ પત્ર આવવાથી કામમાં રોકાવું પડ્યું હતું; તેથી આપનાં દર્શનનો લાભ લઇ શકાયો નથી." પ્યારેલાલે હાંકે રાખવા માડ્યું.

"મલબારથી પાછા ક્યારે પધાર્યા?" સાહેબે પુછ્યું.

"આજ મોર્નીંગ (સવાર) માંજ." પ્યારેલાલે કહ્યું.

તેના અસત્ય ઉચ્ચારથી સાહેબને ઘણું લાગી આવ્યું. પણ મનને શાન્ત રાખી પૂછ્યું, "ત્યારે તમે આજ સવારરાંજ આવ્યા છો નાહ વારૂ?"

"હાજી, આજે સવારમાંજ." પ્યારેલાલે ભભકાથી જવાબ આપ્યો.

"ત્યારે તમે ગઇકાલે રાત્રે તમારા બંગલે હાજર નહિજ હો?" સાહેબને કંઇક વિચાર આવતાં પૂછ્યું.

"નહિજ."

"તમે આજ સવારમાંજ આવ્યા એવું સોગન પૂર્વક કહોછો?"

"હાજી; હું પ્રતિજ્ઞા પૂર્વકજ જણાવું છું. શું આપને મારા બોલવાપર વિશ્વાસ નથી? હું આપના સહવાસમાં ઘણા સમયથી છું છતાં મારા શબ્દોની ખાત્રી થતી નથી?" પ્યારેલાલે બોલી દીધું.

"મને આજે તમારી સંપુર્ણ ખાત્રી થઇ ચૂકી છે." સાહેબે શાન્તિથી જણાવ્યું.

"શું આજેજ?" પ્યારેલાલે કંઇક હર્ષથી પૂછ્યું.

"હા, આજેજ અને આ વખતેજ."

"આપના જેવા બાહોશ અમલદારને આજે મારા હૃદય સંપુર્ણ ખાત્રી થઈ ચૂકેલી હોવાથી હું મને પોતાને મહા ભાગ્યવા માનું છું અને આપ નામદારે મારા હૃદયની પૂર્ણ પરીક્ષા કર્યા બદ હું આપનો ઉપકાર માનું છું." પ્યારેલાલે જણાવ્યું.

સાહેબ તેના શબ્દોથી કંટાળ્યો, પણ તે ભાવ તેણે પ્રકટ કર વિના ગંભીર સ્વરે પૂછ્યું, "આપે એક પુસ્તક પણ બહાર પાડ્યું નહિ વારૂ ?"

"હા, તેને તો આજે ઘણો સમય થઈ ગયો છે. તેની આ પાંચમી આવૃતિ થઇ ચૂકી છે." પ્યારેલાલે તોપ મારી.

"ત્યારે તો ઘણું મઝેનું પુસ્તક હોવું જોઇએ ?"

"અરે આપને તેની તે શું વાત કરૂં ? ગરીબોની ઝુંપડીઓ પૈસાદારોના બંગલામાં, વિદ્યાર્થીઓના દફતરોમાં અને સાહિત્ય વિલ સીની વનીતાઓના કરકમળમાં મારૂં પુસ્તક સર્વત્ર નજરે પડે નામાંકિત પેપરોમાં પણ તેના સારા રીવ્યુ લેવાયા છે અને સઘ વિદ્વાનોએ એક સાથે મને આવું સુબોધક પુસ્તક લખવા બદ ધન્યવાદ આપ્યો છે."

"તમારા તે પુસ્તકનું શું નામ છે ?"

"મહામાયા ઉર્ફે પિશાચદેવી." પ્યારેલાલે જણાવ્યું.

"અરે ! જો હું ભૂલતો ન હોઉં તો તે પુસ્તક વિશે એક રોજી પેપરમાં ખરાબ ટીકા આવી હતી. જેમાં અંતે જણાવ્યું હતું કે લેખ આ પુસ્તક લખવામાં સમય સાથે શાહી અને કાગળો નકામા ગુમ વ્યાં છે. લખાણ લજ્જાસ્પદ છે. કોઇને સમજ પડે નહિ એવું અ વ્યભીચારને ઉત્તેજન આપનારૂં છે. વળી આ પુસ્તકને સર્વાંગ સું બનાવવાને માટે લેખક મહાશયને ધન્યવાદ ઘટે છે. આવું સુંદર ને રંજક પુસ્તક બીજાના કરમાં નહિ જતાં તેના લેખકના હસ્તકમળમાં સદા મુબારક રહો. મી. પ્યારેલાલ ! મેં આવું વાંચ્યું હતું. તમા સુંદર પુસ્તક વિશે આવું કેમ લખાયું તેની મને સમજ પડતી નથી.

તત્કાળ પ્યારેલાલ બોલી ઉઠયો, “ માસીકો અને પેપરોવાળા-ઓમાં કેટલાક ખુસામતીઆઓ હોય છે. તેઓ પુરા સ્વાર્થી પણ હોય છે. પોતાનો સ્વાર્થ સધાય તેનું સારૂં ગાય છે. આપ નામદાર જે પેપરની વાત કરો છો, તેનો તંત્રી મારો પકકો પ્રતિસ્પર્ધી છે. હું મારી ન્નાતીમાં સુધારક ગણાઉં છું અને ઇંગ્રેજી રીત રીવાજ પસંદ કરૂં છું. મારો એ રીવાજ તે સનાતની પેપરવાળાને બિલ્કુલ પસંદ નથી. વળી તેણે હું પ્રતિષ્ઠિત લેખક છું ધારી મને તેના પત્રમાં લેખ લખી મોક-લવાને પણ અનેક વિનંતી પત્રો લખ્યા હતા, પણ હું વ્યવસાયી માણસ પેપરોમાં લખવાનો ટાઇમ કયાંથી–કેવી રીતે મેળવી શકું. આથી મેં તેને સ્પષ્ટ ના પાડી. આ પરથી તે હરામખોર મારી વિરૂદ્ધ લખવા મંડયો. પણ સૂર્ય તરફ ધુળ નાખે કદી સૂર્ય ઢંકાતો નથી. તેમના ખાલી બરાડાથી આ પ્યારેલાલ તેમની કલમ નીચે મૂકનાર નથી તે નથીજ. મેં એવા રત્નદ્વેશીઓને શુક પંડીતો, વૈખરી ભાષાના ઉપાસકો વગેરે નામ આપેલાં છે.”

“ અહો! ત્યારે તમે પુરા વિદ્વાન પણ છો. વારૂ તમારૂં પુસ્તક એક ભાગમાં છે કે બે ભાગમાં? ” સાહેબે પૃછયું.

“ હાલતો એક ભાગમાં છે. બીજા ભાગને માટે ગ્રાહકોની ધમાલ ચાલુ છે. આજ સુધીમાં દસહજાર ગ્રાહકો થઇ ચૂકેલાં છે. ”

“ ત્યારે બીજો ભાગ બહાર પાડો. ”

“ તેજ વિચારમાં છું. સાલ્લું ભેજું હાલમાં બરાબર કામ કરી શકતું નથી. ”

“ તમારા બીજા ભાગમાં મારા લખાણનું એક પ્રકરણ ઉમેરશો ? ”

“ અરે એ શું બોલ્યા ? જરૂર. આપે લખ્યું છે? ”

“ હા. ”

“ પ્રકરણનું હેડીંગ શું છે? ”

“ એક પ્રબળ પિશાચે એક પવિત્ર પ્રેમદાપર ગુજારેલો અત્યાચાર. ”

"ઘણુંજ મઝેનું છે. હું જરૂર દાખલ કરીશ. પણ એ પ્રકરણ કલ્પીત છે કે સત્ય છે ?"

"હું કદી અસત્ય લખતો નથી. મેં જે બનાવ લખ્યો છે તે ગઇ કાલેજ બન્યો છે."

"શું ગઇ કાલેજ ?"

"હા, કાલની રાત્રે."

"આશ્ચર્ય! તે પવિત્ર પ્રેમદાપર જુલ્મ ગુજારનાર શયતાન કોણ હતો ?"

"એક તવંગર."

પ્યારેલાલ મૌન્ન રહ્યો. તેના મનમાં કંઇક થઇ આવ્યું. પણ તે ભાવ પ્રકાશ નહિ કરતાં પૂછ્યું, "આપ સાહેબ તે વખતે હાજર હતા ?"

"ના, પણ મારી પાસે ફરીયાદ નોંધાઇ ગઇ છે ?"

"ફરીયાદી કોણ છે ?" પ્યારેલાલે ધડકતા અંતઃકરણે પૂછ્યું.

"એક ગરીબ સાધુ."

"શું સાધુ ?" પ્યારેલાલના મુખપર શ્યામતા છવાઇ ગઇ.

"હા, તે સાધુ હાલ અત્રે હાજર છે; જુઓ, હું તેને આ પળેજ બોલાવું છું." કહી સાહેબે સાધુને બૂમ મારી બોલાવ્યો. સાધુ સાહેબની સન્મુખ ઉપસ્થિત થયો. તેની પર દ્રષ્ટિ પડતાંજ પ્યારેલાલ સ્તબ્ધ બન્યો. તેનાં મોતીયાં મરી ગયાં. તેનું મુખ કાળું પડી ગયું વિલીયમ સાહેબે મુખ ગંભીર રાખી પૂછ્યું. "શેઠ ! આ સાધુને ઓળખો છો કે ?"

પ્યારેલાલ કંઇ પણ બોલ્યો નહિ. આથી સાહેબે કંઇક ઉચ્ચ સ્વરે કહેવા માંડયું, "હું આજ સૂધી નહોતો જાણતો કે પૈસાદારો આવા પાપી હૃદયના હશે ? પ્યારેલાલ ! તારાં પાપકર્મનો પડદો ઉઘડી ગયો છે. તું ગમે એટલું જુઠું બોલીશ પણ તારો બચાવ થઇ શકવાનો નથી. તેં એક ગરીબ નિર્દોષ પતી-પત્ની પ્રત્યે અમાનુષી જુલ્મ

ગુજાર્યો છે, તારાં પાપ અમાપ છે. તારાં પાપ કર્મના સઘળા પુરાવા મારી પાસે હાજર છે. આથી હું તને ફાવે એવી સખ્ત સજા કરવાને શક્તિવાન છું. પણ તું આ નગરનો એક પ્રતિષ્ઠિત પુરૂષ છે અને મારો નામનો પણ મિત્ર છે. આથી તારી પર દયા દર્શાવી મારે તને સુધારવો જોઇએ. આને માટે હું તને હજી પણ કહું છું કે જો સત્ય જવાબ આપીશ તો તારી પર આવી પડનાર આફતમાંથી છુટીશ. બોલ, આ સઘળું સત્ય છે કે નહિ ?"

પ્યારેલાલ વિચારમાં પડયો હતો. જે દંભી અને અક્કલ શૂન્ય હોય છે તે છેક છેવટ સુધી પોતાના મતને વળગી રહે છે. અસત્યવાદી પ્યારેલાલ પોતાને નિર્દોષ સાબીત કરવાને હિંમત એકત્ર કરી બોલ્યો, "આ સઘળું તરકટ છે, એક આબરૂદાર માણસની આબરૂપર હાથ નાખવા જેવું છે."

"ચૂપકર બદમાસ. તું કેટલો આબરૂદાર છે એ હું જાણી ચૂકયો છું. છતાં તારે જાણવું હોય તો જાણી લેજે કે તારા પાપકર્મનો ભાગીદાર પણ અહિં મોજુદ છે." વીલીયમ સાહેબે જમાદારને બોલાવ્યો. જમાદારને જોતાંજ પ્યારેલાલનાં હાજાં ગગડી ગયાં. જમાદારે બનેલી તમામ વાત જાહેર કરી. આ પછી સાહેબે કિશોર–કનૈયાલાલ અને કાન્તાને પણ ત્યાં બોલાવી દરેકની જુબાની લીધી. પ્યારેલાલ ઘોળી પુણી જેવો બની ગયો અને પૃથ્વી માર્ગ આપે તો સમાઇ જાઉં એમ ઇચ્છવા લાગ્યો. સાહેબે તમામની જુબાનીઓ લખી લઇ સિપાહીને હાથકડીયો લાવવાનો હુકમ કર્યો. હાથકડીયોનું નામ સાંભળતાંજ પ્યારેલાલ કંપી ઉઠયો અને એક નાના બાળકની માફક રડી પડી સાહેબના પગમાં પડયો. સાહેબે તેનો ધિક્કાર કરી અનેક શબ્દો સંભળાવ્યા. પ્યારેલાલ બે હાથ જોડી પોતાને બચાવવાની વિનંતી કરવા લાગ્યો. સાહેબને દયા આવી; અને પછી પ્યારેલાલના મુખથી સત્ય હકીકત જાણી તેની પાસે કાન્તા અને સાધુની માફી મંગાવી. પ્યારેલાલ બન્નેના પગમાં પડયો. બાદ કાન્તા અને કનૈયાલાલ પાસે કંઈ પણ લ્હેણું નથી; વગેરે

વિલીયમે પ્યારેલાલ પાસે લખાવી લીધું, એ સઘળું થઇ રહ્યા પછી તેને અનેક પ્રકારની શીખામણ આપી વિદાય કર્યો. તેના ગયા પછી સાહેબે જમાદારને પણ વિદાય કર્યો. આ પરોપકારી કામ કરવાને માટે સાધુએ સાહેબનો ઉપકાર માની આશિષ આપી. સાહેબે યોગ્ય શબ્દોમાં પ્રત્યુત્તર વાળ્યો. સાયંકાળ થતાં સાધુ સાહેબને મળી જવાને તત્પર થયો. સાહેબે ફરીથી કયાં કયારે મળશો એમ પૂછ્યું. જવાબમાં સાધુએ 'અંજળે મળાશે' કહી ત્યાંથી સૌની સાથે પ્રયાણ કર્યું. સઘળાંને જતી વખતે વિલીયમ સાહેબે કિશોરને જલ્દીથી છત્રીશગઢ જવાની સૂચના કરી. સવારના પહોરમાં જઇશ એમ કિશોરે જણાવ્યું. સાધુ સઘળાંની સાથે કનૈયાલાલના ગૃહે આવ્યો. રાત્રિ પડી. સઘળાંએ વાળુ કર્યું. કિશોર અને સાધુએ સવારમાં જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. કાન્તા અને કનૈયાલાલે પણ કિશોરની સાથે જવાની પોતાની ઇચ્છા જણાવી. સાધુએ અનુમતિ આપી. કનૈયાલાલે અને કાન્તાએ જવાની તૈયારી કરી. તૈયારીમાં રાત્રિ વીતિ. મોટું મળસકું થતાં સઘળાં ઘરની બહાર નીકળ્યાં. કાન્તાએ મકાનને ખંભાતી તાળું લગાવી દીધું અને પછી પતિ પત્નીએ સુરત શહેરને પ્રણામ કરી કિશોર અને સાધુ સાથે પ્રયાણ કર્યું. સુરતથી વીસ ગાઉ ઉપર આવતું એક ગામ આવતાં સાધુ પણ ત્યાંથી છૂટો પડી અદૃષ્ય થઇ ગયો. કિશોર–કાન્તા અને કનૈયાલાલ થોડા દિવસે છત્રીસગઢ પહોંચ્યાં અને સાહેબની ચિઠ્ઠી દેખાડી રાજ આશ્રયે જુદા મકાનમાં રહ્યાં.



## પ્રકરણ ૧૩ સું.

### શીકાર.

વસંતઋતુની એક સાંજે અમરકોટ નગરની સરહદ પરના જંગલમાં બે ઘોડેસ્વારો અતી ઝડપથી ગમન કરી રહ્યા હતા. શીતળ સમીર વ્હાતો હતો. વૃક્ષોને નવી કુંપળો આવવાથી રમણીય જણાતાં

હતાં. બન્ને સ્વારો વનલીલા અવલોકતા આગળ વધે જતા હતા. સાંજ પડવા આવી હતી. દેખાવ રમણીય થઇ રહ્યો હતો. લગભગ અર્ધાકલાકની મુસાફરી કરી બન્ને સ્વારો એક સપાટ મયદાનમાં આવ્યા. આ મેદાનમાં નાની-મોટી અનેક રાવટીઓ ઉભી કરવામાં આવેલી હતી. રાવટીઓની વચમાં એક મોટો તંબુ ઉભો કરવામાં આવેલો હતો. આથી આ સપાટ પ્રદેશમાં એક નવું ગામ વસ્યું હોય એવો દેખાવ થઇ રહ્યો હતો. જંગલ પ્રદેશમાં રાવટીઓ શામાટે ઉભી કરવામાં આવી હશે ? એમ સહજ પ્રશ્ન ઉદ્ભવ્યા વિના રહે નહિ. અમરકોટનો જુવાન-રંગીલો-ફાંકડો પણ દુરાચારી વ્યસની ઠાકોર સૂર્યમલે તેના સેવકો સાથે બે દિવસ થયાં આ પ્રદેશમાં શિકાર માટે આવી પડાવ નાખ્યો હતો. નાની રાવટીઓ તેના સૈનિક સેવકો માટે અને મોટો તંબુ તેને માટે ઉભો કરવામાં આવ્યો હતો. જે બે ઘોડેસ્વારો આ રાવટીઓ નજીક આવ્યા તે અન્ય કોઇ નહિ પણ ઠાકોર સૂર્યમલ પોતેજ અને તેની સાથેનો તેનો વ્હાલો દોસ્ત અને અમરકોટનો મોટામાં મોટો સરદાર પેલો વલંદો દરજી દેવીડ કે જે અમરકોટમાં આવી રમકડાં અને દરજીનો ધંધો કરી પૈસા કમાયો હતો. તેને હવે અસલનો ધંધો કરવાની જરૂર રહી નહોતી. દેવીડ સાહેબે દેવીસિંહ નામ ધારણ કર્યું હતું અને સમય વિતતાં દરજી સાહેબ જુવાન ઠાકોરના પ્રિય મિત્ર અને રાજ્યના કર્ત્તા કારવતા થઇ પડયા હતા. સૂર્યમલ દેવીસિંહને પૂછ્યા વિના કંઇપણ કામ કરતો નહિ. દેવીસિંહના સહવાસથી જો કે લખલુટ ખર્ચ થતું પણ આનંદ ઘણો મળતો. નિર્ધનાવસ્થામાં જન્મેલો, યુરોપમાં બટાટાના ખેતરોમાં આખો દિવસ કામ કરતાં કંટાળનારો અને અંતે હિંદુસ્તાનમાં નાશી આવેલો દેવીડ સાહેબ પૈસાનો ઘણો ભૂખ્યો હતો. બે ત્રણ વર્ષ વિતતાં તો તેણે સારા પૈસા એકત્ર કર્યા હતા અને તે દ્રવ્યને મદ્રાસની એક અંગ્રેજી પેઢીમાં જમા મૂક્યા હતા. તેમની સાથે આવેલી મડમો અમરકોટની હવા અનુકુળ નહિ આવવાથી તેમના દેશ ઉપડી ગઇ હતી. દેવીડ ઉર્ફે દેવીસિંહ બીજી મડમ લાવવાની તલાસમાં હતો. જુવાન ઠાકોરને તે રાત્રિ દિવસ

વિલાયતી દારૂના નિસામાં રાખતો. જાત જાતનો વિલાયતી દારૂની કિંમતી બાટલીયો પ્રતિમાસે યુરોપથી આવતી. તેમાં મી. દેવીડ સાહેબનું કમીશન ચઢતું. વળી ઠાકોરના ઉપયોગમાં આવતી તમામ વસ્તુઓ પણ યુરોપમાંથી મંગાવવામાં આવતી. સૂર્યમલને આજસુધીમાં અનેક રાણીઓ તેણે પરણાવી હતી. ઉપપત્નિઓ પણ અનેક હતી. આ સર્વને ઇંગ્લીશ સ્ટાઇલમાં રહેતાં દેવીડ સાહેબે શીખવ્યું હતું. રાણીઓને માટે પણ વસ્ત્રાલંકાર વિલાયતથી આવતાં. આથી મી. દેવીડ સાહેબ મોટા કમીશન એજંટમાં ખપી દ્રવ્ય એકઠું કરવા લાગ્યો. સૂર્યમલ અંગ્રેજી પોશાક પહેરતો. તે શરીરે સ્યામ હતો; પણ કોટ–પાટલુન અને હેટ પહેરવાથી કંઇક જુદોજ દેખાતો. આવા નામબોળુ રાજા અને હલકી જાતના દેવીડ ઉર્ફે દેવીસિંહના રાજ્યકારભારથી પ્રજાને ઘણું સહન કરવું પડતું. કેટલાક અમલદારો–સરદારો પણ નાખુશ રહેતા. વૃદ્ધ ભાયાતોનું ખુલ્લું અપમાન કરવાને દેવીડ સાહેબ ભૂલતો નહિ. તે પૂરો મશ્કરો હતો. અમલદારોને કાલા સરદાર કહી બોલાવતો. આજે બે દિવસ થયાં ઠાકોર સૂર્યમલે તેના મિત્ર દેવીડ સાહેબ અને થોડાક સૈનિકો સાથે આ જંગલમાં શિકારના શોખને પૂર્ણ કરવાની ઇચ્છાથી આવી પડાવ નાખ્યો હતો. બે દિવસ થયા પણ શિકારમાં નિષ્ફળતા સિવાય કંઇ પ્રાપ્ત થયું નહોતું. ઠાકોરનાં માણસો શિકારની શોધમાં જંગલની અંદર ભટકતાં.

જંગલમાં ભ્રમણ કરી હમણાંજ પાછા આવેલા ઠાકોર સાહેબ અને તેમના મિત્ર દેવીસિંહ મોટા તંબુની આગળ ખુરશીયોમાં બેઠા હતા. બન્ને પૂર્ણ યુરોપી પોશાકમાં હતા. નજીકમાં એક નાનું ટેબલ મૂકવામાં આવેલું હતું. ટેબલપર ચળકતા વિલાયતી દારૂની બોટલ અને બે પ્યાલા પડેલા હતા. ટેબલ પાસે ઉભેલો નોકર પ્યાલામાં દારૂ નાખી દેવીડ અને ઠાકોરના હસ્ત કમળમાં સમર્પણ કરી રહ્યો હતો. બન્ને અતી આનંદથી પ્યાલા ગટગટાવી વિવિધ પ્રકારનો વાર્તાલાપ કરી ખુશ થતા. એવામાંજ દૂરથી એક ઘોડેસ્વાર દોડી આવતો

જણાયો. મદ્યથી ચકચૂર થએલા મિત્રોની દૃષ્ટિ તે આવનાર ઘોડેસ્વાર પ્રતિ આકર્ષાઇ. જોતજોતામાં આવનાર ઘોડેસ્વાર ઠાકોરના સમિપ આવી અશ્વેથી નીચે ઉતર્યો અને અંગ્રેજી ઢબે લશ્કરી સલામ કરી ઉભો રહ્યો. તેને જોઈ દેવીસિંહે પૂછ્યું. " કેમ શું છે ? "

" જનાબ ! એક ખુશ ખબર લાવ્યો છું." સેવકે જણાવ્યું.

" ખુશખબર ક્યાંથી લાવ્યો છે ? " મશ્કરા દેવીસિંહે હસીને પૂછ્યું.

" નજીકના જંગલમાંથી. " નોકરે તેના પ્રશ્નના જેવો જવાબ આપ્યો.

" શું ખુશખબર નજીકના જંગલમાં રહે છે ? " પુનઃ દેવીસિંહે પૂછ્યું.

" હા. "

" ચાલ ત્યારે એ ખુશખબર નામદાર ઠાકોરના ચરણમાં રજુ કરીદે. " દેવીસિંહે જણાવ્યું.

" અહિંથી થોડેક દૂર આવેલા એક ડુંગરમાં શિકાર છે. "

" તું શિકારની શોધમાં ગયો હતો ? "

" હા, હું અને મારાં માણસો બે દિવસથી શિકારની શોધમાં જ ફરીએ છીએ. "

" આ ખુશખબરને માટે તને મુબારકબાદી આપવામાં આવે છે અને ઇનામમાં આ શીશાની અંદરથી દારૂનું એક જામ આપવામાં આવે છે. તે જામ તું નામવર ઠાકોર સાહેબની સલામતી ચાહી ગટગટાવી જા. " આમ બોલી દેવીસિંહ સાહેબે ઉભા થઇ દારૂનું એક જામ સ્વહસ્તે ભરી આપી તે ખબર લાવનારાના હાથમાં આપ્યું. આ અપૂર્વ માનથી પોતાના ભાગ્યનાં વખાણ કરતો નોકર દારૂનું જામ ગટગટાવી ગયો. આ પછી પુનઃ દેવીસિંહે પૂછ્યું, " શીકારમાં હરણ છે કે જંગલી પાડો છે ? "

"અરે એથી પણ વધારે." નોકરે નિશાથી રક્ત થએલી આંખ્યો વડે સાહેબ સામે જોઇ જણાવ્યું.

"શું ગધેડું ?" સાહેબે ટોળથી પુછ્યું.

"અરે ના ના; શીકાર ભયાનક છે."

"ઝટ ભસી મરને કે શું છે ?" ઠાકોરે પૂછ્યું.

"મોટો વાઘ." નોકરે જણાવી દીધું.

"જવાદે. વાઘને મારવામાં ઘણી મહેનત પડે છે. આ સમાચાર બરાબર નથી. તેં અમને ઠગ્યા. મૂર્ખ ! ખુશખબર વાઘની હતી હશે કે ? હરામખોર ! એમ કરી દારૂનું જામ ઉડાવી ગયો. મેં તો જાણ્યું કે શીકારની ખુશખબરમાં કોઇ હરણ-સસલું-ગધેડું વગેરે હશે; પણ છેવટે વાઘની વાત જાણી. વાઘનો શિકાર કરવો કંઇ સ્હેજમાં નથી. કેમ ઠાકોર સાહેબ ! મારૂં કહેવું બરાબર છે ને ?" દેવીસિંહે પૂછ્યું.

"હા, વાઘનો શીકાર કરતાં મને બહુજ ત્રાસ છૂટે છે. હું અતી આનંદથી જેમ સસલાં-હરણાં અને કબુતરને મારૂં છું, એટલો આનંદ મને વાઘના શીકારમાં પડતોજ નથી. વાઘનું નામ સાંભળી હું કંઇક ડરૂં છું. કારણકે આપણે મનુષ્યો કંઇક ભોળા હોઇએ છીએ, ત્યારે એ વાઘ દગાબાજ હોય છે. તે છેતરીને તેના દાવ ખેલે છે. વળી મરવાના ભયથી તે નાસે છે. અમે બહાદુર રજપૂતો એવા દગાબાજ અને ભયભીત શીકારની સાથે ખેલ ખેલવામાં ઘણી નામોશી સમજીએ છીએ." ઠાકોરે જણાવ્યું.

એવામાં પાછળીથી એક ઉમ્મરે પહોંચેલા સરદારે ઠાકોરની વાત સાંભળી નજીક આવી કહ્યું. "ઠાકોર સાહેબ ! ખરી મર્દાઇ તો વાઘ મારવામાંજ છે. સસલાં કબુતરનો શીકાર તો નાનાં છોકરાં પણ કરે છે. તમારા બાપે ઘણા વાઘનો શીકાર કર્યો છે. તમે એકનો તો શીકાર કરો."

દેવીસીંહે ભ્રકુટી વક્ર કરી તે સરદાર સામે જોઇ કહ્યું, "તું પાછળથી કાંઇ આવ્યો ? તું કહેવા શું માગે છે ?"

"હું કહેવા એજ માગું છું કે ખરેખરી બહાદુરી અને જવા-મર્દી તો વાઘના શીકારમાંજ છે." સરદારે જણાવ્યું.

"તે અમે સમજીએ છીએ. જે બહાદુર હોય છે તેજ વાઘની સામે લઢે છે. એમજને? સાહેબે પૂછયું.

"હા, એમજ."

"પણ અમે વાઘ સાથે લઢવામાં ઘણી નામોસી સમજીએ છીએ." સાહેબે મૂછોને વળ દેતાં કહ્યું.

"કારણ?" સરદારે પૂછયું.

"વાઘ ઘવાય છે ત્યારે તેનું પૂંછડું બે પગ વચ્ચે દબાવી દે છે. એટલે એમ સમજવાનું કે તે આપણી દયા માગે છે. આપણો ધર્મ છે કે દુષ્મન પર દયા કરવી. આથી વાઘની સાથે લઢી તેને ઘાયલ કરી દયા કરવી એ હું પસંદ કરતો નથી."

"સાહેબ! આવું પસંદ કરશો તો લોકો નામર્દ કહેશે."

"ડેમ લોકો! અમે જો નામર્દ હોત તો અમારા દેશ વિલા-યતથી કે જે અહિંથી હજારો મૈઇલ દૂર આવેલો છે ત્યાંથી અનેક દરિયા અને નદીયો ઓળંગી અહિં આવી શકતજ નહિ. જો તું એમ માનતો હોય કે હું અને ઠાકોર સાહેબ નામર્દ છીએ તો આજ પળે એ વાઘને મારી અમારી બહાદુરીની ખાત્રી તારા ચસકેલા ભેજાને કરી આપીએ છીએ. મારા નામવર ઠાકોર સાહેબ! સ્ટેન્ડ અપ. ગોઓન, એન્ડ ટેઇક રીવોલ્વર ઇન યોર હેન્ડ." કહી દેવીસીંહ સાહેબ પગ પછાડી ઉભો થયો. ઠાકોર પણ તૈયાર થયા. બીજા પચીસ હથીઆર બંધ માણસો સાથે જવા ઘોડે ચઢયા. દેવી-સીંહ સાહેબે તે વૃદ્ધ સરદારને સાથે ચાલવા સૂચવ્યું. આ વૃદ્ધ સર-દાર જુનો અને ડાહ્યો હતો. ઠાકોર તેને માનની નજરે જોતો. દેવી-સિંહ તેનું માન રાખતો પણ નિરંતર તેની મશ્કરીયો કરી તુંકારાથી બોલાવતો, વૃદ્ધ સરદાર અપમાન સહન કરતો અને લાગ મળે તેનું કાટલું કાઢવા ઇચ્છતો. આ વૃદ્ધ સરદાર સાહેબ અને ઠાકોરની સાથે

ઘોડે ચઢ્યો અને દેવીડ દરજી સાહેબ વાઘના ઝપાટામાં આવી જલ્દી પૂરા થઇ જાય એમ ઇચ્છવા લાગ્યો. વાઘની ખબર લાવનાર આગળ ચાલતો હતો. સઘળા એક ડુંગર આગળ આવી અટકયા. ખબર લાવનારે ડુંગરના એક ભાગ તરફ હાથ લંબાવી વાઘની જગા બતાવી. ઠાકોરે પોતાના માણસોને વાઘને બહાર લાવવાનો હુકમ કર્યો. હથીઆરબંધ સિપાહીઓ વાઘના નિવાસસ્થાન સમિપ ગયા અને જે ગુફામાં વાઘ સૂતેલો હતો તે ગુફામાં તેલથી ભીંજાવી સળગાવેલો કાકડો અંદર ફેંકયો. કાકડો ફેંકી તેઓ ત્યાંની ઝાડીમાં છૂપાઇ ગયા. સળગતા કાકડાના તાપથી અને ધુમાડાથી ગુફામાં નિર્ભયતાથી સૂતેલો વાઘ અકળાઇને બહાર નીકળ્યો, કે તરતજ છૂપાઇ રહેલા માણસોએ ઉપરા સાપરી બંદુકોના બહાર કર્યા. વાઘ ઉશ્કેરાયો; અને બંદુકોના બહાર કરનારા પર તલપ્યો. એવામાંજ દૂર ઉભેલા ઠાકોર સાહેબ અને બીજા સૈનિકો ત્યાં નજીક દોડી આવ્યા. આ વખતે દેવીસિંહ સાહેબ ગભરાઇને પાછળ જતા રહ્યા હતા. પેલા વૃદ્ધ સરદારે તેમને આગળ આવવાને ઘણુંએ સમજાવ્યા પણ તે આગળ આવ્યાજ નહિ. ઠાકોર સાહેબે તાકીને વાઘ તરફ ગોળી છોડી. પણ તે ગોળી આડી ગઇ. વાઘે ત્રાડ પાડી ઠાકોર પર હુમલો કર્યો. ઠાકોરે બીજી ગોળી છોડી, તે પણ ખાલી ગઈ. આ સાથેજ વાઘે ઘોડા પર પડી ઘોડાને પૂરો કરી ઠાકોર સાહેબને જમીન પર નાખ્યા. ઠાકોર મદદને માટે બૂમેબૂમ પાડવા લાગ્યો. પોતાના ઠાકોરને બચાવવાની કોઇની હિંમત ચાલી નહિ. જો દૂરથી ગોળી બહાર કરે તો કદાચ ઠાકોરને લાગે અને જો નજીક જાય તો વાઘ ફાડી ખાય. આવી સ્થિતિમાં મૂકાએલા સેવકો સ્તબ્ધ બની દૂર ઉભા રહી જોઈ રહ્યા. ઠાકોર ઘોડા નીચે દબાયો હતો. વાઘ ઘોડાને ફાડી ખાવા મચ્યો હતો. ઠાકોરનો જીવ જોખમમાં હતો. પેલા વૃદ્ધ સરદારે દેવીસિંહ સાહેબને ઠાકોરને બચાવવાની વિનંતી કરી પણ સાહેબ બહાદુરે તેની વિનંતી પ્રત્યે દુર્લક્ષ્ય કરી જણાવ્યું કે મારા પેટમાં દુખાવો થઇ આવ્યો છે એટલે

લાચાર છું. લગીર દુઃખાવો ઓછો થશે કે તરત ઠાકોરની મદદે જઈશ."

"તારા બાપનું કપાળ જઈશ." આમ આત્મગત બોલતો વૃદ્ધ સરદાર ઠાકોરને બચાવવા દોડયો. વાઘે ઘોડાને ફાડી ચીરી પૂરો કર્યો. ઠાકોર તરફડતો હતો. વાઘ તેને પંઝો મારવાની તૈયારીમાં હતો એટલામાંજ દોડી આવેલા વૃદ્ધ સરદારે પાછળથી ધસી આવી તેની ગરદન પર તલ્વારનો ઘા કર્યો. ઘાની અસર વધુ થઈ નહિ, પણ વાઘે ઠાકોરને છોડી વૃદ્ધ સરદાર પર તલપ મારી. વૃદ્ધ સરદારે તેની તરાપ ચૂકાવી અને લાગ મળતાં નીચા નમી વાઘના પેટમાં કટાર ભોંકી. વાઘે ભયંકર ત્રાડ પાડી. વન ધ્રુજી ઉઠ્યું. શીકારીઓનાં કાળજાં કંપી ગયાં. દેવીદ સાહેબ અને ઠાકોર સાહેબ ભયથી ધ્રુજી જમીન પરજ પડયા રહ્યા. થોડીવારમાં તો વૃદ્ધ સરદારે વાઘને જમીન દોસ્ત કરી પોતાનું પરાક્રમ દર્શાવ્યું. વાઘને મરેલો જોતાંજ દેવીસિંહ સાહેબ અને ઠાકોરે ઉભા થઇ વાઘની નજીક દોડી આવી બન્નેએ એક સાથે મૃત વાઘના શરીર પર તલ્વારોના ઘા કર્યા. વૃદ્ધ સરદાર થાક–શ્વાસ ચઢવાથી દૂર બેઠો હતો. દેવીસિંહે ઘા કરી મોટી બૂમ મારી કે, "નામદાર ઠાકોર સાહેબે વાઘ માર્યો, વાઘ માર્યો."

સાહેબની આ બૂમને ઠાકોરના બીજા નોકરોએ ઉપાડી લીધી અને તેઓ પણ ઠાકોર સાહેબે એકજ ઘાથી વાઘ માર્યો–વાઘ માર્યો એમ બોલવા લાગ્યા. ઠાકોર સાહેબ પણ જાણે મોટું કામ ન કર્યું હોય અને પુષ્કળ મહેનત પડી હોય એમ જણાવવા એક વૃક્ષ નીચે જઇ થાક ખાવા બેઠા. દેવીસિંહે તેની નજીક આવી વાઘ મારવાને માટે મુબારક બાદી આપી. વાઘ મારનાર વૃદ્ધ સરદારને આથી ઘણું લાગી આવ્યું; પણ તેણે તેનું મન ઉદાર રાખી શાન્તિ ધારણ કરી.

આવું ઘણે ઠેકાણે બને છે. હાલના સમયમાં જ્યારે કોઇ રાજા અગર સાહેબ શીકારે નીકળે છે; ત્યારે તેમની સાથે ઘણાં માણસો હોય છે. શિકારની જગાએ આવી રાજા અથવા સાહેબ દૂર ઉભા રહે છે

અને ગરીબ સેવકો જીવના જોખમે વાઘ આદી ક્રૂર શિકારને ખોળી બહાર લાવે છે; અને તેની પાછળ પડે છે. શીકારના શોખથી આવેલા સાહેબ અથવા રાજા સૌની પાછળ આમતેમ ઘોડા દોડાવે છે અને સર્વની સાથે બંદુકો છોડે છે. આખરે કોઇ નોકર અગર અમલદારની ગોળીથી વિંધાઇ શિકાર મરે છે; કે તત્કાળ શીકાર મારવાનું માન રાજા કે સાહેબને મળે છે, અને રાજા સાહેબે અથવા નામદાર રાજા સાહેબે મોટા વાઘનો શીકાર ઘણી બહાદુરી સાથે કર્યો એમ પેપરોમાં ખબર આપે છે. સૂર્યમલ ઠાકોરના સંબંધમાં પણ આ પ્રમાણે બન્યું. મરેલા વાઘને ઘસડી સઘળા મુકામે આવ્યા અને તે પછી ડેરા તંબુ ઉઠાવી નગરમાં આવ્યા. ઠાકોર સાહેબે વાઘ માર્યાની વાત આખા ગામમાં પ્રસરી. મરેલા વાઘને એક જગા પર જોવાને મૂકયો નગરના લોકો ગાડરીઆ ટોળાંની માફક મરેલા વાઘને જોઇ ઠાકોર સાહેબનાં વખાણ કરવા લાગ્યા. ઠાકોર સાહેબે તેમની જીંદગીમાં પ્રથમજ વાઘ મારેલો હોવાથી બીજે દિવસ જાહેર તહેવાર તરીકે પાળવાને માટે આખા નગરમાં ડાંડી પીટાવી. રાત્રે મહેલમાં મોટી મીજલસ થઇ. દારૂનાં જામ ઉપરા ઉપરી ઉડવા લાગ્યાં. ગાનારી ગુણકાઓના નાચ–ગાનની ગમ્મત મોડા સુધી ચાલી. મધ્યરાત્રિ થતાં ગાન તાનની સમાપ્તિ થઇ. સર્વ મંડળ વેરાવા લાગ્યું. ઠાકોર અને દેવીસિંહ સાહેબ વાઘ મારવાથી ઘણા શ્રમીત થએલા હોવાથી રાત્રિ વિતતાં નિદ્રાધિન થયા. બાદ પ્રાતઃકાળ થતાં સર્વ જાગ્રત થયા. આખા નગરમાં વાઘ મારવાનીજ વાતો ચાલી રહી હતી. વાઘ મારનાર અને ઠાકોરનો જીવ બચાવનાર વૃદ્ધ સરદારનું તો કોઈ નામજ ઉચ્ચારતું નહોતું. સાંજના સમયે મોટો દરબાર ભરાવાનો હતો. તે વખતે અમરકોટના માનનીય દેવીડ સાહેબ ઉર્ફે દેવીસિંહ એક ભાષણ કરી ઠાકોર સૂર્યમલને વાઘ મારવાને માટે જાહેર અભીનંદન આપનાર હતા. નગરના નામાંકિતજનો, સરદારો ભાયાતોને આમંત્રણ કરવામાં આવ્યાં હતાં. નવ વાગ્યાના સુમારે દેવીસિંહ સાહેબ પોતાના

બંગલાના કમ્પાઉન્ડમાં આમતેમ ફરી રહ્યા હતા. એવામાં વાઘ માર-નાર વૃદ્ધ સરદાર ત્યાં થઇને નીકળ્યો. દેવીસિંહે તેને પોતાની પાસે બોલાવી કહ્યું, “ કેમ હવે તો ખાત્રી થઇને ? ”

“ શાની ? ” વૃદ્ધ સરદારે પૂછ્યું.

“ અમારી બહાદુરીની ? ” સાહેબે કહ્યું.

“ તમે શી બહાદુરી કરી છે ? ”

“ અરે તમારી નજરેજ ગઇ કાલે મેં અને ઠાકોર સાહેબે એકજ ઝટકે વાઘને પૂરો કર્યો છે તે શું ભૂલી ગયા ? ”

“ ના, મને તો બરાબર યાદ છે કે તે વખતે તમે અને ઠાકોર સાહેબ બન્ને ભયભીત બની જમીન પર પડયા પડયા ધ્રુજતા હતા. ”

“ છટ્, મોટી ભુલ થાય છે. અમારી બહાદુરી આખું નગર જાણે છે. તમે ભાંગ કે દારૂ પીધો હોય એમ સમજાય છે. વારૂ સાંજના દરબારમાં આવશોને ? આજે ઉત્તમ દારૂ અને અફીણ છૂટથી વાપરવામાં આવનાર છે અને આ સેવક નામદાર ઠાકોરને અભીનંદન આપનાર છે. ”

વૃદ્ધ સરદારે આશ્ચર્ય પામીને પૂછ્યું, “ શું આપ મહેરબાન પોતેજ ભાષણ કરી નામવર ઠાકોર સાહેબને અભીનંદન આપનાર છો ? ”

“ હા, હું પોતેજ. ” દેવીસીંહ ઉર્ફે દેવીડ સાહેબે છાતી પર હાથ મૂકી એકટીંગથી કહ્યું.

“ અભીનંદન આપવાનું કારણ ? ” પુનઃ તે વૃદ્ધ સરદારે પુછ્યું.

“ જે ટુંક વાતમાં સમજી ન શકે તે તદ્દન બેવકુફ કે જેને અમે ઇડીઅટ–ફુલ વગેરે શબ્દોથી સંબોધીએ છીએ. આમાંના તમે એક હો એમ સમજાય છે. આટલું હું વિસ્તારપુર્વક કહી ચૂકયો છતાં ન સમજ્યા તેથી હું તમારી મૂર્ખાઇ પર હસું છું અને પ્રભુએ તમને આટલી મોટી ઉમ્મરે પહોંચાડી બીલ્કુલ સેન્સલેસ રાખ્યા તેને માટે ઘણોજ દિલગીર થાઉં છું. ”

એક હલકા સાહેબના મુખથી અપમાનસુચક શબ્દો સાંભળી તે વૃદ્ધ રજપુત સરદારનું લોહી ઉકળી આવ્યું. તેની આંખ્યો લાલચોળ બની ગઇ. તેના હોઠ ફરકવા લાગ્યા. તેનું મન સાહેબનું શીર છેદવા અને અપમાનનો યોગ્ય પ્રતિકાર આપવા ઉત્સુક થયું. તેનો હાથ કમ્મરે ઝુલતી તલ્વારની મૂઠ તરફ વળ્યો. પણ તેજ ક્ષણે તેના આત્માએ ઉશ્કેરાએલા મનને શાન્ત કર્યું. હલકો સાહેબ પણ ઠાકોરનો જમણો હાથ. ધારે એ કરી શકે. ઠાકોર તો નામનો છે. ખરો ઠાકોર તો આ દરજી સાહેબ છે, સાહસ કરીશું તો પ્રાણ ગુમાવીશું. વળી વખત આવે જોઈ લેવાશે. આમ વિચારતો તે રાજપૂત સરદાર સાહેબના શબ્દો સહન કરી રહ્યો. એટલામાં પુનઃ દેવીડ સાહેબે પૂછયું, "કાં હવે સમજ પડીને ?"

"શાની ?" સરદારે પૂછયું.

"અભીનંદનના દરબારની ?" દેવીડે પુનઃ પૂછયું.

"ના; મને તો કંઇ પણ સમજ પડતી નથી. આપ મહેરબાન ચોકખું જણાવો કે આજે ધામધુમ શા કારણસર થનાર છે ?"

"જો સાંભળ, હું તારા ચકરમ મગજને વધુ સમજાવું. આપણા ઠાકોરની આજે સાલગ્રેહ છે અને વળી પોતાની આખી જીંદગીમાં નામવર ઠાકોર સાહેબે એક મોટા વાઘનો શીકાર કર્યો છે. આ બન્ને કારણોને લઇને આજે મોટો દરબાર ભરાશે. નામાંકિતજનો અને સરદારો દરબારને શોભાવશે. દારૂ, અફીણ અને મિઠાઇઓથી સર્વનો સત્કાર થશે. ગાનારી ગુણીકા કે જે ખાસ પુનાની રહીશ છે અને આપણા રાજાની ખાસ પ્રિતીપાત્ર છે તેનો આજે નાચ થનાર છે. આ બધું થઇ રહ્યા પછી કોઈ હુન્નર બાજો, ખેલાડી, ભાટ વગેરેને યોગ્ય શીરપાવ આપવામાં આવશે. કાં હવે તો બરાબર સમજ પડીને ?"

"હાજી, હવે આપની વાત મારાથી બરાબર સમજાઇ. પણ તમે તે વખતે શું કરનાર છો ?"

" આવનારાઓનું સ્વાગત અને છટાદાર ભાષણ."

" ભાષણ બોલો જોઇએ ? જોઉં કે કેવું છે ?" સરદારે મશ્કરી કરી.

" કેવો સ્ટુપીડ ! ભાષણ તો તે વખતેજ બોલાશે. વિદ્વાનો તારા જેવા માણસોને પોતાનું કીમતી ભાષણ કદી સંભળાવેજ નહિ."

" લ્યો તારે હું હવે રજા લઉં છું. સાંજના દરબારમાં આવીશ."

" બહુ સારૂં પધારો."

" સાહેબ ! રામ, રામ."

" યસ, સાહેબજી."

" સરદાર ચાલતો થયો. પછી દેવીસીંહ ઉર્ફે દેવીડ સાહેબ પણ બંગાલામાં પધાર્યા. એક વાઘરી જેવો જણાતો માણસ ખાવાની રકેબીઓ ટેબલ પર ગોઠવી ત્યાં ઉભો રહ્યો હતો. દેવીડ સાહેબ ટેબલ આગળ પડેલી ખુરશી પર બીરાજી ભોજન કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૧૪ મું.

### દરબાર અને ચિત્રકાર.

**अन्यायेनार्पितं वांतं येनुयांति सभासदः**
**तेपि तद्भागिन स्त स्माद्बोधनीयः सतैर्नृपः**

અન્યાય માર્ગે વર્તનાર દુષ્ટ દાંભીક અને વ્યસની એવો જે રાજા તેને અનુસરીને તેની હાજીહા કરીને જે મંત્રિઓ, અમલદારો અને તેના મિત્રો વગેરે વર્તે છે, તેઓ પણ તેના પાપના વિભાગી ગણાય છે. આવા રાજા અને તેના અનુયાયીઓ જે રાજ્યમાં હોય છે; તે રાજ્ય જલ્દીથી નાશ પામે છે. રાજા સૂર્યમલ અને તેના સલાહકારો-અમલદારો અધમમાં અધમ હતા. તેઓ આ જગતમાં વિલાસ માણવાના માટેજ આવ્યા છે એવું સમજનારા હતા. વાઘને મારનાર દૂર રહ્યા; અને વાઘ મારવાનો યશ ઠાકોર સાહેબ અને તેમના પ્રિય દેવીસીંહ સાહેબને મળ્યો. આવું બન્યું છે અને બને છે. રાજા અને

ઠાકોરો પોતાના રસાલા સાથે શિકારે નીકળે છે. સાહેબ અથવા રાજા કોઇ નિર્ભય સ્થાને અગર મોટા વૃક્ષની ટોચ પર બાંધેલી માંચીઓ પર બેસે છે. ગરીબ નોકરો હિંસક પ્રાણીની શોધ કરી બહાર લાવે છે અને પોતાના જીવ જોખમમાં નાખે છે; ત્યારે ઉપર બેઠેલા સાહેબ અથવા તો રાજા બંદુક તીર છોડે છે; પણ તે હિંસક પ્રાણી આખરે તો નોકરોના હાથથીજ મરાય છે; પણ તેને મારવાનો યશ માનનીય પુરૂષોને મળે છે. આવી રીતે ઘણે સ્થળે જોવામાં આવે છે. આ મુજબ અમરકોટના ઠાકોરના સંબંધમાં પણ બન્યું. વાઘનો શિકાર કરવાથી સૂર્યમલનાં સર્વત્ર વખાણ થવા લાગ્યાં. લોકો વાતને વધારવા લાગ્યા. કોઇ કહેવા લાગ્યું કે ઠાકોર સાહેબે એકજ ઝટકે વાઘને કાપી નાખ્યો, બીજો કહે કે ના ભાઇ ના ઠાકોર સાહેબે તો બંદુકની ગોળીથી વાઘને વીંધી નાખ્યો. આવી રીતની વાતો આખા નગરમાં થવા લાગી. વાઘ મારવાની ખુશાલીમાં અને તે દિવસે આવેલી જન્મગાંઠના કારણે સાંજના પાંચ વાગે અમરકોટના પાદરે આવેલા એક ખુલ્લા મયદાનમાં દરબાર ભરાવાનો હતો. દરબારમાં જવાને નામાંકિત જનોને આમંત્રણ થયાં હતાં. જેને આમંત્રણ મળેલું હતું તે લોકો સમય થવા પૂર્વે જવાની તૈયારી કરવા લાગ્યા. વિશાળ મયદાનમાં જમીન પર મોટી શેતરંજી પાથરવામાં આવી હતી. તેની પર અનેક ખુરશીઓ અર્ધચંદ્રાકારે ગોઠવવામાં આવી હતી. ખુરશીઓની વચ્ચે બે મોટા આસનો મૂકી આગળની બાજુ એક મોટું લાંબુ ટેબલ મૂકી તેની પર રેશમી કપડું પાથરવામાં આવ્યું હતું. ટેબલ પર શાહીનો ખડીઓ કલમ અને બેચારેક કોરા કાગળો પણ મૂકવામાં આવ્યા હતા. જે સ્થળે ખુરશીઓ ગોઠવેલી હતી તેની આસપાસ સિપાહીઓ ઉભા રહ્યા હતા અને કોઇ ગરીબ–ભીખારી અગર સાધારણ માણસને આવતો જોતાંજ ગુસ્સે થઇ તે આવનાર ગરીબ જનને અપમાનયુક્ત શબ્દો સંભળાવી જતા રહેવાનું સુચવતા. છેવટે પાંચ વાગવા આવ્યા. સદ્‌ગૃહસ્થો પધારી ખુરશીઓ પર બિરાજવા લાગ્યા. પાંચમાં પાંચ મીનીટ

બાકી રહેતાં ચાર સેવકો એક ગોળ ટેબલ ઉંચકી લાવ્યા અને તેને સભા-સ્થાનની વચમાં લાવી મૂક્યું. આ ટેબલ શામાટે મૂકવામાં આવ્યું હશે? ખુરશીઓમાં બીરાજેલા ગૃહસ્થો વિચારમાં પડ્યાં. કંઇ કંઇ તર્ક વિતર્કો કરવા લાગ્યા. પણ તત્કાળ તેમને ખબર પડીકે નામદાર ઠાકોર સાહેબે જે વાઘને માર્યો છે; તે વાઘના મુડદાને ટેબલ પર મુકવામાં આવનાર છે. તેમજ હતું. ટેબલ મૂકી જનાર સેવકોએ મૃત વાઘના શબને ઉપાડી લાવી ટેબલ પર ગોઠવ્યું. સઘળા સભાસદો વાઘના શબ તરફ જોઇ રહ્યા. સભાસ્થાન ચિકાર ભરાઇ ગયું. પુનાની પ્રખ્યાત ગાયક ગુણીકા સુન્નાજાન તેના સાજ અને સાથિતો સાથે હાજર થઇ સભા વચ્ચે જમીન પર બેઠી હતી. સભાજનોમાં કોઈ વાઘના શબને તો કોઈ સુન્નાજાનના વદનને નિહાળવા લાગ્યા. સભાનો સમય થયો. બરાબર પાંચ વાગ્યા; કે તરત બંદુકોના ઉપરા સાપરી બહાર થયા. ઠાકોરના પધારવાની સૂચના થઇ. સભાજનો આતુર નેત્રે ઠાકોરના આવવાના માર્ગ પ્રતિ નિહાળી રહ્યા. થોડીવારમાંજ અમરકોટના નામદાર ઠાકોર સાહેબ પૂર્ણ યુરોપીયન પોશાકમાં સજ્જ થઈ તેમના પ્રિય મિત્ર ડેવીડ સાહેબની સાથે અશ્વારૂઢ થઇ આવતા જણાયા. ડેવીડ સાહેબ જો કે દરજી હતો પણ યુરોપનો રહેવાશી હોવાથી ગોર હતો. એટલે તેને તેનો પોશાક શોભે એમાં શું નવાઇ? અત્યારે તેણે પહેરેલાં વસ્ત્રો કિંમતી હતાં. આ વખતે તે કોઇ ઉચ્ચ યુરોપીયન ગૃહસ્થ હોય એમ જણાતો હતો. જ્યારે ઠાકોર સાહેબનો મિત્ર આનંદજનક જણાતો હતો ત્યારે મહેરબાન ઠાકોર સાહેબ કંઇક વિચિત્રજ દેખાતા હતા. કારણ કે તેઓશ્રી હિંદુસ્થાનમાં જન્મેલા હોવાથી કંઇક શ્યામ રંગના હતા. અને તેથી તેમણે પાશ્ચમાત્ય પોશાક પહેરવાથી મર્કટ સમાન ભાસતા હતા. અજાણ્યો માણસ તો તેમને ઠાકોર નહિ પણ તેની સાથે ચાલનાર ડેવીડ સાહેબનો સેવકજ માને. કારણકે ડેવીડ સાહેબનો રસોઈ બનાવનાર વાઘરો પણ યુરોપી પોશાક પહેરવાથી એવો જણાતો. અંગ્રેજી પોશાક પરીધાન કરવાથી સૂર્યમલ તેના મનમાં ઘણો ખુશી થતો હતો. પણ તે મૂર્ખના શીરોમણીને ખબર નહોતી કે તારા પોશાક પરથી

તો તું એક બટલર જેવો જણાય છે. ધન્ય છે યુરોપીજનોને કે તેઓ હજારો માઇલથી અહિં આવ્યા છે; પણ તેમણે પોતાનો પહેરવેશ અને માતૃભાષાનો પરીત્યાગ કર્યો નથી. સુર્યમલનો પ્રિયમિત્ર દેવીડ પણ ઠાકોરે પહેરેલા પોશાકથી મનમાં તેની મુર્ખાઇપર હસતો હતો. આ બન્નેના અશ્વોની પાછળ પેલો વૃદ્ધ સરદાર કે જે વાઘને મારનાર હતો; તે પણ અશ્વપર સ્વાર થએલો હતો. ત્રિપુટી સભાસ્થાન પ્રતિ આવી અશ્વોપરથી નીચે ઉતરી. દેવીડે માથાપર પહેરેલી હેટકેપ હાથમાં પકડી. સૂર્યમલે તેનું અનુકરણ કર્યું. બન્ને સભામાં પ્રવેશ્યા. સભાસદોએ ઉભા થઈ સલામ કરી. હાથમાં પકડેલી ટોપીઓને સ્હેજ ઉંચી કરી બન્નેએ સલામનો પ્રત્યુત્તરવાળી વચ્ચોવચ્ચ ગોઠવેલાં બે ઉંચાં આસનોપર સ્થાન લીધું. તેમની પાછળ મૂકેલા બાંકડાપર વૃદ્ધ સરદારે સ્થાન લીધું. સભાસદો ખુરશીઓપર બેસી ગયા. થોડીકવાર ચૂપકીદી પથરાઇ રહી. બાદ મી. દેવીડ ઉર્ફે દેવીસિંહ સરદાર બહાદુરે ખુરશીપરથી ઉભા થઇ બુલંદ અવાજે બોલવા માંડ્યું. “નેકનામદાર, ગાયબ્રાહ્મણને માનનાર બાહોશ મહેરબાન ઠાકોર સાહેબ અને અહિં આનંદમાં ભાગ લેવા પધારેલા સભાસદો અને સરદારો. હું પરદેશી હોવાથી તમારી ભાષામાં બરાબર બોલી શકું નહિ તેને માટે મને માફ કરશો. પણ ઘણાં વર્ષના સહવાસથી મેં તમારી ભાષાનું ઘણું સારૂં જ્ઞાન મેળવ્યું છે; છતાં કંઇ ભૂલ થાય તો મને માફ કરશો. મહેરબાનો ! આપણે સઘળા આજે જે કારણથી ભેગા મળ્યા છીએ તે સૌના જાણવામાં છે એટલે હું એ વિશે વધારે કંઇ બોલી આપણો અમૂલ્ય વખત નકામો ગૂમાવવા ઇચ્છતો નથી. વખતની કિંમત અમારા લોકો સારી રીતે સમજે છે અને વખતની કિંમતથીજ અમે અમારૂં દરેક કામ પાર પાડી શકીએ છીએ. એશઆરામમાં અને ભવિષ્યના વિચારોમાં વખત વ્યતિત કરનારા હિંદીજનોને અમારા સહવાસથી સમયની કીમત આખરે સમજાશે. ગૃહસ્થો ! હું હવે મારે જે બોલવાનું છે તે બોલું છું. આજે આપણા નામદાર

ઠાકોર સાહેબનો જન્મ દિવસ છે. આજનો દિવસ આપણે આનંદમાં ગૂજારવો જોઇએ અને જે માયાળુ ઠાકોર સાહેબના રાજ્ય અમલથી આપણે અને પ્રજાજનો સંપુર્ણ સુખમાં છીએ તેને માટે આપણે પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરવાની કે અમારા નામદાર ઠાકોર સાહેબ ઘણાં વર્ષો જીવો. આવી પ્રાર્થના આજે દરેકે કરી હશે? આપણા ઠાકોર સાહેબ ઘણા ધર્મી–દાની–વીવેકી અને ન્યાયી છે કે જેનાં ચારે તરફ વખાણ થાય છે. કંપની સરકારના તો તે ખાસ પ્રીતિ પાત્ર છે. તેમણે કંપની સરકારને પણ ઘણી મદદો કરી છે. આથી કંપની સરકાર આપણા નામવર ઠાકોર સાહેબને એક માનપ્રદ સુવર્ણ ચાંદ પણ આપી તેમની કદર કરનાર છે. ગૃહસ્થો! આપણા ઠાકોર સાહેબ જેવા સર્વ ગુણ સંપન્ન છે તેવા બહાદુરીમાં પણ ચઢે એવા છે. આપ સર્વની જાણમાંજ છે કે તેમણે એક મોટા ભયંકર વાઘનો શિકાર હાલમાંજ કર્યો છે. તે વાઘ ઘણો લાંબો, કદાવર ઉંચો અને ઘણો ઝનુની હતો. તે વાઘ આસપાસના ગામડાંઓમાંથી ગાયો–બળદ ભેંસો–પાડા બકરાંને ખેંચી જતો અને વખતે માણસ જાતનું પણ નુકશાન કરતો. આવા વિક્રાળ વાઘને મારવાને માટે ઘણા શૂરવીરો મેદાન પડ્યા હતા, પણ તેઓ બધા તે વાઘને મારવાના કામમાં નીષ્ફળ નીવડ્યા હતા. એ ભયંકર વાઘે ગામડાંઓમાં ત્રાસ વર્તાવવા માંડ્યો. આ વાત આપણા ઠાકોર સાહેબના કાન પર આવી. આથી આપણા પ્રજા પાલક પ્રિય ઠાકોર સાહેબે તે હિંસક પ્રાણીનો નાશ કરવાની તૈયારી કરી. આ સેવકને પણ સાથે આવવાની આજ્ઞા કરી. હું અને ઠાકોર સાહેબ આપણા કેટલાક માણસો સાથે પ્હાડી જંગલોમાં ગયા અને જે સ્થળે મનુષ્ય જાત જવાની હિંમત ભાગ્યેજ કરી શકે તેવા વિકટ સ્થળમાં આગળ વધી અમે વાઘની શોધ કરવા લાગ્યા. અમે ઘણું રખડ્યા, ઘણી શોધ કરી પણ તે હિંસક વાઘનો પત્તો લાગ્યો નહિ. એવામાં આપણા એક માણસની નજર એક ઉંડી અને મોટી ગુફા તરફ ગઇ. તરત તે માણસ ગુફા નજીક ગયો અને તેમાં તેણે ડોકીયું કર્યું તો

માલમ પડ્યું કે તે હિંસક ક્રૂર જાનવર અંદર સુખેથી ઉંઘે છે. અમે ઝાડીમાં છૂપાઇ ગયા. આપણા એક બહાદુર સરદારે સળગતો કાકડો ગુફામાં નાખ્યો. આથી તે મોટો વાઘ મોટી બરાડ પાડી બહાર કુદી આવી આસપાસ જોવા લાગ્યો. તેને જોતાંજ આપણા બહાદુર સિપાહીઓ અને સરદારો જો કે હિંમતવાન હતા પણ એ વખતે ના હિંમત થઇ થરથરવા લાગ્યા. મેં અને ઠાકોર સાહેબે તેમને હિંમત આપી. અને પછી હું અને ઠાકોર સાહેબ આસ્તેથી ઝાડીમાંથી બહાર નીકળ્યા. અમારો વિચાર એક મર્દની માફક તેની સામે થઇ તેને મારવાનો હોવાથી અમે તેને ચેતવવા બંદુકનો ખાલી બહાર કર્યો. બંદુકનો બહાર તે વાઘના કાનપર પડતાંજ તે ચારે પગે ઉછળી અમારી પર તલપ્યો; પણ અમે તેની બીલકુલ પરવાહ કરી નહિ. અમારી બંદુકો તૈયાર હતી. અમે લાગલીજ ગોળીઓ છોડી. અમે નિશાનબાજ હોવાથી અમારી ગોળીઓ ખાલી ગઇ નહિ. પ્રથમ નામદાર ઠાકોર સાહેબની ગોળી તેના કપાળમાં આબાદ વાગી અને પછી મારી ગોળી તેના પેટમાં પેઠી. તે મોટો વાઘ મોટી ચીસ નાખી જમીનપર પડ્યો અને લોહીમાં તરબોળ થઇ તરફડવા લાગ્યો. આ વખતે ઠાકોર સાહેબ ઘણાજ ઉશ્કેરાઇ ગયા હતા. તે ઘણા ઝનુની બની ગયા હતા. તેમણે તલવાર ખેંચી નીચે પડેલા વાઘને ઝટકો માર્યો. તે નામવરના મજબુત હાથના એકજ ઝટકે વાઘના બે કટકા થઈ ગયા. બાદ આપણા સર્વે સિપાહીઓ બહાર આવ્યા અને તે વાઘના મુડદાને ઉપાડી અંતે અહિં લાવ્યા. ગૃહસ્થો ! આ સભાની વચ્ચે મૂકેલા ટેબલ પર જે વાઘનું મુડદુ પડેલું છે એ તેજ વાઘ છે કે જેણે ઘણો ત્રાસ વર્તાવ્યો હતો. તમે તેના મુડદા તરફ જોશો તો તરત માલમ પડશે કે તે ઘણોજ ભયંકર હશે. પણ તેની ભયંકરતા આપણા બહાદુર હિંમતબાજ ઠાકોર સાહેબે નાશ કરી તેનાથી પીડાતી પ્રજાને સુખી કરી છે. મહેરબાનો ! આવા મોટા વાઘને મારવો તે ખરા મર્દનું કામ છે. જીવ સટોસટના મામલામાં પડવું તે બહાદુરીનુંજ કામ છે. એવા મોટા વાઘનો શીકાર

કરનાર ધન્યવાદને લાયક છે. અમારા દેશમાં બાહોશ શિકારીનાં વખાણ ઘરેઘર ગવાય છે અને વર્તમાન પત્રોમાં પણ છપાય છે. આજે આપણે પણ તે કારણસર અત્રે ભેગા થયા છીએ અને વાઘનો શિકાર કરવામાં ફતેહમંદ થએલા શ્રીમાન ઠાકોર સાહેબને ખરા જીગરથી મુબારક બાદી આપીએ છીએ. ગૃહસ્થો ! હવે મારે વિશેષ કંઇ બોલવા જેવું રહ્યું નથી. આજના આનંદનો પ્રસંગ અને વાઘ મારવાની બહાદુરીનું વર્ણન હું મુંબાઇના પત્રો પર મોકલી આપીશ અને નામદાર કંપની સરકારને પણ આપણા નામવર ઠાકોરની બહાદુરીની જાણ કરીશ. આશા રાખું છું કે તમે સર્વ સભાજનો મારા વિચારને ટેકો આપશો. અંતમાં નામદાર ઠાકોર સાહેબ સૂખમાં રહો એમ ઇચ્છી હું મારૂં બોલવું બંધ કરી બેસી જવાની રજા માગું છું. ” આટલું લંબાણ ભાષણ કરી દેવીડ સાહેબ ખુરશી પર ગોઠવાઇ ગયા. સભાસદોએ કરતલ ધ્વનીની આખું સભાસ્થાન ગજાવી મૂક્યું. તાળીયોના ગગડાટ શાન્ત થતાં બે સરદારોએ ઉભા થઇ દેવીડ સાહેબના વિચારને ટેકો આપ્યો. આ પછી મહેરબાન ઠાકોર સાહેબે ઉભા થઇ પોતાને આપેલ મુબારકબાદીને માટે સર્વનો ઉપકાર માન્યો અને વાઘ મારવામાં કેટલી મુશીબત રહેલી છે અને હિંમત કેવી જોઇએ છીએ એ વગેરેનું વિસ્તૃત વિવેચન કર્યું. ઠાકોર સાહેબે પોતાના ભાષણમાં પોતાની બહાદુરીની અત્યંત પ્રશંસા સ્વમુખે કરી. બોલતી વખતે તેમની છાતી હર્ષથી ફુલાઇ જતી હતી અને તાલીઓના અવાજથી તો જાણે હમણાંજ તેમણે પહેરેલું બદન છાતી આગળથી ફાટી જશે એમ થતું હતું. ઠાકોર સાહેબ પોતાનું ભાષણ સમાપ્ત કરી આસન પર બેઠા. આ પછી મધના શીશા અને પ્યાલાઓ સભાસ્થાનમાં લાવવામાં આવ્યા. અફીણ પણ હાજર હતું. જે જેની ઇચ્છા હોય તે તેને મળતું. દારૂ અને અફીણનો છૂટથી ઉપયોગ થયો, એ ઉપયોગ થવા પછી મુખ સાફ કરવાને સુકો મેવો અને મિઠાઇ વ્હેંચાઇ. આ પછી પાન સોપારી વગેરે અપાયું. આ બધું થઇ રહ્યા પછી અત્યાર સુધી શાન્ત બેસી રહેલી પુનાની પ્રખ્યાત ગાનારી મુન્ના ઉભી થઇ અને એક ‘ફરંડીયા-

માંથી પુષ્પોના બે હાર બહાર કાઢી તેમાંનો એક શ્રીમાન ઠાકોર સાહેબના કંઠમાં આરોપણ કર્યો અને બીજો મી. દેવીસીંહ ઉર્ફે દેવીડ સાહેબના ગળામાં પહેરાવ્યો. પુનઃ તાળીઓના અવાજ થઇ રહ્યા. ગણીકાએ ઠાકોર અને દેવીડ સાહેબ સાથે હાથ મેળવી હશી દીધું. સૂર્યમલે નિશાથી રક્ત થએલાં નેત્ર તેના સામે જોઇ કહ્યું,

" મુન્ના ! તબીયત તો મઝામાં છે ને ? "

" તબીયત મઝામાં ન હોય તો મારા ઠાકોરની સમિપ કેવી રીતે આવી શકું ? " મુન્નાએ હસ્તે વદને કહ્યું.

" ભાષણ સાંભળ્યું ને ? "

" હાજી. "

" વાઘ મારવામાં કેટલી બહાદુરી જોઇએ છે તે સમજાયું ને ? "

" આપની બહાદુરી તો મેં ક્યારનીએ જોઈ છે. "

" એમાં શું નવાઇ ! " ઠાકોરે ઉદ્દગાર કાઢયો.

" નામદાર ! આપતો સદ્દગુણાલંકૃત છો. " મુન્નાએ આંખો નચાવતાં કહ્યું.

" એ સર્વે તારા મીઠા પ્રેમનો પ્રભાવ છે. "

" આ દાશીતો નાચીજ છે. "

" અરે તું તો મારી દિલારામ છે. હું તને જોતાંજ સ્વર્ગના હિંચકે હિંચું છું. "

" દાશીપર મોટી કૃપા. "

તરત દેવીડ સાહેબ બોલ્યા, " કૃપાતો ક્યારનીએ થઇ ગઇ છે. હવે તારી કૃપા જોઇએ. "

" શું મારી કૃપા ? " મુન્નાએ હશીને પૂછ્યું.

" હા, રંગરાગમાં મસ્તાન રહેનારી મહિલાની જ્યારે સંપૂર્ણ કૃપા માણસ જાત પર થાય છે ત્યારેજ તે માણસ મોટો ભાગ્યવાન ગણાય છે. અમારા દેશમાં રમણીયોનું સારૂં સન્માન કરવામાં આવે છે. અમે પ્રાણાંત પર્યંત અમારી મહિલાઓનું રક્ષણ–પાલન કરીએ છીએ અને

દરેક પળે તેનું માન સાચવી તેની આજ્ઞા વગર વિલંબે ઉઠાવીએ છીએ. આથીજ અમારા દેશની ચઢતી થઇ છે. હું હિંદવાશીઓને પણ ભલામણ કરૂં છું કે તેમણે તેમની સ્ત્રીયોનું સન્માન જાળવવું અને તેમના આજ્ઞા ધારક બની તેઓને હમેશાં માનની નજરે જોવું, આમ કરવાથી જતે દિવસે આ ભારતના ભાગ્યનો બુલંદ સિતારો આકાશમાં પ્રકાશશે." દેવીડ સાહેબે સ્ત્રીયોની પ્રશંસા કરી કહ્યું.

"પણ તમારે સ્ત્રી કયાં છે ?" મુન્નાએ પૂછ્યું.

"એ સ્ત્રીયો હતી પણ તેમને અહિંની હવા અનુકુળ નહિ આવવાથી વિલાયત ચાલી ગઇ. મારે હવે પરણવું નથી. જો કે માગાં ઘણાં આવે છે; પણ હું ના પાડું છું." સાહેબે કહ્યું.

"નહિ પરણો તો સ્ત્રીની પૂજા કેવી રીતે કરી શકશો ? સ્ત્રીની પુજા કર્યા વિના સ્વર્ગે શી રીતે જશો ?" મુન્નાએ પૂછ્યું.

"સ્ત્રીના સન્માન અને પૂજા વિના કોઇપણ માણસ સ્વર્ગે જાયજ નહિ. મુન્ના ! તારી વાત હું કબુલ કરૂં છું"

"ત્યારે તો કોઇ મેમ સાહેબ લાવશોને ?"

"ના."

"કેમ વારૂ ?"

"હવે કોઇ ઈન્ડીયન લેડી લાવવાનો વિચાર છે."

"કેમ વારૂ ?"

"મારે અહિંના લોકોમા ભેળાવું છે. અહિંના લોકો અમને અતડા ગણે છે અને પોતાને ઘણા મિલનસાર તરીકે ઓળખાવે છે. આથી હું કોઇ સારી નવજવાન હીંદી બાઇને ખોળી કાઢી તેની સાથે પ્રેમ બાંધવાની શરૂઆત કરીશ. જો તેનો અને મારો પ્રેમ એક થશે તો હું તરતજ લગ્ન કરીશ."

"એવી કોઇ સ્ત્રી આપની નજરમાં છે કે ?" મુન્નાએ પૂછ્યું.

"ના."

"કહો તો હું બતાવું ?"

" બૈતાવ."

" પણ તમે ના કબુલ કરશોતો?" મુન્નાએ પુછ્યું.

" શામાટે, હું ના કબુલ નહિજ થાઉં. હું સ્ત્રીયોને સુખી કરવાની હિમાયત વાળોછું."

"ત્યારેતો આ સ્ત્રીને પણ જરૂર સુખી કરશો એવી મારી ખાત્રી છે. હું જે અબળાની વાત કરવા ઇચ્છું છું તે બિચારી ઘણી પ્રેમી સ્ત્રી છે. પુરૂષોને શી રીતે પ્રસન્ન કરવા તેની વિદ્યા એ સારી રીતે શીખેલી છે. વળી પોતાનું રૂપ સૌન્દર્ય શોભાવવામાં તો તે ઘણી નીપુણ છે. બીચારી નાનપણમાં વિધવા થવાથી એકલી પડી નવનવા પ્રેમીઓને શોધવામાં તેનો કિંમતી વખત ગૂમાવે છે."

" આવી ગરીબ અબળાને સુખી કરવી એ દરેકની ફરજ છે. આ દેવીડ તેની સાથે જરૂર મેરેજ કરશે." ઠાકોર સાહેબ બોલ્યા.

" મુન્ના! તે કઇ જાતની છે?" દેવીડે પૂછ્યું.

" તેનો બાપ ચમાર અને મા ઘાંચણ હતી. પણ અત્યારે તો તે પોતાને પાટીદાર કોમની છે એમ જણાવે છે."

" તેની ઉમ્મર?"

" બરાબર બાવીશ વર્ષની."

" નામ?"

" મોતનકુંવર."

" તે હાલ ક્યાં રહે છે?"

" મુંબાઇમાં"

" મુંબાઇમાં કયે સ્થળે?"

" ગ્રાંટરોડ–પીલહાઉસપર. કારણકે ગરીબોને સસ્તા દરે ત્યાંજ મકાનો મળી શકે છે અને સ્ત્રીપુરૂષો પોતાનો ધંધો પૂર્ણ સ્વતંત્રતાથી ત્યાંજ કરી શકે છે."

" ઠીક છે હું આજેજ મારા ત્યાંના એક મિત્રપર પત્ર લખી તે બાઇની તપાસ કરાવીશ."

મુન્ના મનમાં હશી. અક્કલનો ખજાનો દેવીડ સાહેબ કંઈપણ સમજી શક્યો નહિ. મુન્નાએ જે સ્થળ બતાવ્યું ત્યાં ભયંકર કર્મો કરનારી કુટિલ સ્ત્રીયો નિવાસ કરે છે તેનું જ્ઞાન દેવીડને ન્હોતું. ઠાકોરને ખબર હતી. ઠાકોર અને મુન્ના ખૂબ હસ્યાં અને પછી ઠાકોરે સઘળો ભેદ ખોલી નાખ્યો. દેવીડનું મુખ ઉતરી ગયું. સભામાં હસાહસ થઇ રહી. પોતાને બનાવ્યો ધારી દેવીડ સાહેબે ગુસ્સાની નજરે મુન્ના સામે જોયું. પણ ચાલાક મુન્નાએ તત્કાળ તેનું શાન્ત્વન કર્યું. મુન્ના મંદમંદ હસવા લાગી. ઠાકોર સાહેબે કહ્યું, “ મુન્ના ! આ આનંદના અવસરે તારા કોકિલ કંઠમાંથી નીકળનારૂં મધુરૂં ગાન સાંભળવાને હું અને આ સઘળા સભાસદો ઘણાજ આતુર છીએ અને તેથીજ તને આમંત્રણ પત્રિકા મોકલી આ સ્થળે બોલાવવામાં આવી છે. ”

“ હું આપની ઇચ્છાને તૃપ્ત કરવાના હેતુથી મારાં સર્વ સાહિત્યો સહિત આપ નામવરની સેવામાં હાજર થઈ છું. ”

“ ત્યારે ગાન શરૂ કરો. ”

“ ગુજરાતી સાંભળવાની મરજી છે કે ઉર્દુ ? ”

“ ઉર્દુ અને વળી ઉસ્તાદી, હું ગુજરાતીને પસંદ કરતો નથી. ગુજરાતી ભાષા નમાલી છે. તેમાં મઝા પડતી નથી. ઉર્દુ ભાષા ઝનુની છે; તેમાં મિઠાશ ઘણી રહેલી છે. ”

“ કોઇ ભજન ગાઉં કે શૃંગાર ગાઉં ? ”

“ભજનને જહન્નમાં ફેંક અને કોઇક મધુરૂં શૃંગારીક ગાન ગા. ”

“ જેવી ઇચ્છા. ” કહી મુન્નાએ સારંગી નરઘાં બજાવનાર તરફ જોતું. બન્નેએ તેમનાં સાજ તૈયાર કરી સુર મેળવવા માંડયાં. મુન્ના અને સારંગી નરગાંનો સૂર એકત્ર થયાં. મુન્નાએ એક ગાન ગાવું શરૂ કર્યું. ગાનની સાથે તેનો દિલચસ્મ નાચ પણ થવા લાગ્યો.

સાંવરા તીહારી તીરછી નજરીયાં,
કટ ગઇ મોરા જીગર પીયરવા
હમ પર ડારી તીરછી નજરીયાં

કયસે કટા નાજુક જીગરવા કુછ નહિ આયા નજર
ફીરતી રહા જીતા હૃદય સંગદિલ સનમકે નામપર
લેજા કભી ઉસ દર્દીઓકો ઇશ્કકા મંઝીલમેં
ફીરતી નહિં હુરકત મુઝે દીલકી દવા હય દીલમેં.

રા. પ્રભુલાલ.

માનિની મુન્નાએ અનેક હાવ ભાવ અને નેત્રનાં કટાક્ષ વગેરેથી ગાન પૂર્ણ કર્યું. સભામાંથી વાહવાહના પોકારો સાથે તાલીઓના અવાજથી ગાયિકાને વધાવી લીધી. ઠાકોર સાહેબતો મોહમુગ્ધ બની ગયા. મુન્નાએ ગાન સમાપ્તકરી ઠાકોરને સલામ કરી. ઠાકોરે મોતીની માળા કંઠમાંથી ઉતારી મુન્નાના કંઠમાં પહેરાવી. દેવીડસાહેબે પણ ખીસ્સામાંથી કંપની સરકારની છાપની પાંચનોટો તેના હાથમાં મૂકી. બાદ સરદારો અને સભાસદોએ પણ મુન્નાજાનને યોગ્ય પારીતોષક આપી સંતુષ્ટ કરી. પોતાની બરાબર કદર થએલી જાણી મુન્ના પ્રસન્ન થઇ અને તેણે કદરદાન જનોનો મીઠા મોહક શબ્દોથી ઉપકાર માન્યો. આ પછી તે વધુ વખત ત્યાં નહિ રોકાતાં ઠાકોરની રજા લઈ પોતાના સ્થાન પ્રતિ ગમન કરી ગઇ. તેના ગયા પછી એક ભાટે ઠાકોરના બાપદાદાઓનાં વખાણનું કવીત લલકાર્યું. તેને પણ ઇનામ મળ્યું. સભાનો વખત ઘણો થઇ ગયો હતો. દિવસની સમાપ્તિ થવા આવી હતી. આ વખતે થોડેક દૂર કંઇ ગરબડ જેવું થઇ રહ્યું. સઘળાનું ધ્યાન એ તરફ ખેંચાયું. ઠાકોરે એક સિપાહીને બોલાવી ગડબડનું કારણ પૂછ્યું. એક માણસ અંદર આવવા ઇચ્છે છે, પણ આપણા સિપાહીઓ તેને અંદર આવવા દેતા નથી એમ તે સિપાહીએ જણાવ્યું. ઠાકોરે તે માણસને અંદર લઇ આવવાની આજ્ઞા ફર્માવી. સિપાહી તે માણસને અંદર લઈ આવ્યો. આવનાર માણસે અપટુડેટ પોશાક પહેરેલો હતો. પગમાં ચળકતા બુટ, ચુસ્ત સુરવાળ અને બદનપર વેનીસનનો કાળો કોટ પહેરેલો હતો. માથાપર રાજકુંવરને લાયકનો રંગીન ફેંટો બાંધ્યો હતો. કદમાં ઉંચો હતો. તેના હાથમાં ચામડાની હેન્ડબેગ હતી. તેણે સભામાં

આવી ઠાકોરસાહેબને સલામ કરી. ઠાકોરે થોડીક ક્ષણુ તેના મુખ સામે જોઇ રહી પૂછ્યું, "તમે કોણુ છો ?"

"હુ એક પ્રખ્યાત આર્ટીસ્ટ અને ચિત્રકાર છું." આવનારે એટીકેટથી જવાબ આપ્યો.

"ક્યાંથી આવો છો ?" ઠાકોરે પ્રશ્ન કર્યો.

"કલકત્તા તરફથી."

"અહિં કેમ આવ્યા છો. ?"

"આપને કેટલીક છબીઓ બતાવવા અને આપ નામદારની કલરીંગ છબી ચિતરવાનો ઑાર્ડર મેળવવા."

"તમારૂં નામ ?"

"મી. જેષ્ટારામ છબલરામ ફોટોગ્રાફર એન્ડ આર્ટીસ્ટ લ્યો; નામદાર મારૂં આ વીઝીટીંગ કાર્ડ." ચીત્રકારે પોતાના નામનું એક કાર્ડ ઠાકોરના ટેબલપર મૂક્યું. દેવીડે નામ વાંચ્યું. તેણે બનાવેલી છબીયો બતાવવાની ઠાકોરે આજ્ઞા કરી. ચિત્રકારે બેગ ખોલી તેમાંથી કેટલીક છબીયો બહાર કાઢી ઠાકોરને બતાવવા માંડી. તમામ છબીયો સ્ત્રીયોની હતી. તેનું કામ જોઇ ઠાકોર ખુશી થયા હોય એમ જણાવ્યું. એટલામાં દેવીડસાહેબે પૂછયું. "આ બધી છબીયો તમારી કલ્પનાથી બનાવેલી છે કે કોઇના ઓર્ડરથી ખરી બનાવેલી છે ?"

"હું કલ્પના શક્તિથી પણુ સારી છબીયો ચિતરૂંછું. પરંતુ ઘણા ભાગે ઓર્ડરનુંજ કામ કરૂં છું. હું ગુજરાતમાં સુપ્રસિદ્ધછું. મોટાં મોટાં રજવાડાં તરફથી પણુ મને ઘણા ઓર્ડરો મળેલા છે." આમ કહી તેણે એકજ શ્વાસે પચીસ પચાસ સ્ટેટોનાં નામ દઈ દીધાં. ઠાકોર અને દેવીડને તેના બોલવાથી હસવું આવ્યું. ઠાકોરે તેની છબીયોમાંથી એક છબી હાથમાં લઇ પૂછયું, "આ છબી કોની છે ?"

"છત્રીસગઢની રાજકુમારીની."

"શું તે આવી ખુબસુરત છે ?" ઠાકોર એકજ દષ્ટે છબીને નિહાળી રહ્યો.

ચિત્રકાર બોલ્યો, "નામદાર! આ છબીમાં જેવું ચિત્ર છે એવુંજ તેનું સૌન્દર્ય છે. તે રાજકુમારીનાં વખાણ સર્વત્ર થાય છે અને તેને મેળવવા અનેક રાજપૂત્રો મરી ફીટે છે."

"વારૂ આ છબી તું મને આપ." ઠાકોરે કહ્યું.

"ઘણી ખુશીથી સ્વીકારો."

ઠાકોરે તે છબીના ચારસો રૂપીઆ તેને આપ્યા અને પછી પોતાનો એક ફોટો મંગાવી આપી તેને કલરીંગ મોટી સાઈઝ બનાવી આપવાનો ઓર્ડર આપ્યો. ચિત્રકાર ખુશી થઈ ત્યાંથી ચાલતો થયો. બાદ સભા પણ વિસર્જન થઈ. ઠાકોર છબી લઇ તેના મહેલે ગયો.



# ઝેરી જમાનો.

## ભાગ ત્રીજો.

### પ્રકરણ ૧ લું.

### મોહાંધ સૂર્યમલ.

છત્રીસગઢની રાજકન્યાની છબી ખરીદી ઠાકોર તેના મહેલે આવ્યો અને ભોજન કાર્યથી નિવૃત્ત થઈ શયનાલયમાં આવી પર્યંકમાં પોઢયો. રાત્રિ પડી ચૂકી હતી. દીપકો પ્રકાશી રહ્યા હતા. પર્યંકમાં પડેલો સૂર્યમલ રાજકન્યાની છબીને અવલોકી રહ્યો હતો. તે જેમ જેમ વધુ વખત છબીને અવલોકતો ગયો તેમ તે મોહમુગ્ધ થતો ગયો. છબીમાંની રાજકન્યાને તે અપ્સરા સમાન લેખવા લાગ્યો અને પોતાને આવી રૂપ સૌંદર્યમયી સુંદરી નહિ મળવાને માટે અફસોસ કરી પોતાના ભાગ્યને નિંદવા લાગ્યો. સૂર્યમલ ઘણો વિષયી હતો. વિષય વાસનાને માટેજ પોતે જન્મ્યો હોય એમ તે માનતો હતો. વિષય વાસનામાં મહાસુખ રહેલું છે એમ સમજતો હતો. વિષય વાસનાને માટે તેણે તામ્રભષ્મ ખાધી હતી. તામ્રભસ્મના સેવનથી તે વિષયાંધ બન્યો હતો. ખોરાક ખાવામાં પણ રાક્ષસ સમાન હતો. દિવસ અને રાત્રિ મળીને તે એક મણ દુધ હજમ કરી જતો. રાત્રે પણ તેના શયનગૃહમાં મિઠાઈ રાખી મૂકવામાં આવતી. તે સતર રાણીઓ પરણેલો હતો. સઘળી રાણીઓ સુંદર હતી; પણ એ કમભાગ્ય ઠાકોરને તેઓનાથી પણ પરી તૃપ્તી થતી નહોતી. તે વિષયી નારકી કીડો નિરંતર નવિન નારીની

ઇચ્છા કરતો. કોઇ નવલ રમણીને જોતાંજ મોહમુગ્ધ થતો. તેની આવી વિષય વાંચ્છનાના કારણે તે ભયંકર પાપી બન્યો હતો અને તેનો મહેલ તેનું નિવાસ સ્થાન ભયાનક નર્કસ્થાન બનેલું હતું. તેની સત્તર રાણીઓમાં જે પટરાણી પદે હતી તે રાણી સુંદર અને પ્રેમાળ હતી. સ્વામીને પોતાનું સર્વસ્વ માની પ્રભુ પ્રકારે પૂજતી, ત્યારે સુર્યમલ એ રાણીને ભગતડી અને ધર્મઘેલી માની ઉપહાસ્ય કરતો. પવિત્ર રાણીને નિરંતર પાપી પતિ તરફથી તિરસ્કારના શબ્દો સાંભળવા પડતા. સૂર્યમલ તેના દેખતાં પરાઈ અબળાઓ અને વિલાસી વેશ્યાઓની સાથે પ્યાર કરતો. પતિપ્રેમી રાણીને આથી ઘણું લાગી આવતું પણ મન શાન્ત રાખી બેસી રહેતી. ઠાકોરે પૂનાની એક ગાનારીનાં વખાણ સાંભળી તેને પુનાથી બોલાવી પોતાના નગરમાં રાખી હતી. તે ગુણીકાનું નામ મુન્ના હતું કે જેને આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા છીએ. આ ગુણીકાના આવવાથી ઠાકોર આખો દિવસ અને રાત્રિ એશઆરામમાં ગાળતો, દ્રવ્યનો વ્યય પાણીના પૂરની માફક થતો. પટ-રાણી વારંવાર ઉપદેશ કરતી પણ ઠાકોરને કંઇ અસર થતી નહિ. ઠાકોરની બીજી સોળ રાણીયો પણ પતિનાં લક્ષણ જાણી-જોઇ સમજ જતાં પતિધર્મથી વિમુખ થઇ હતી. કુદરતનો કાયદો છે કે પતિ પરસ્ત્રી લંપટ હોય તો તેની પત્નિ પણ પરપુરૂષ ભોગી હોય. ઠાકોર સૂર્યમલના મહેલમાં પણ એમજ થતું. સૂર્યમલ અન્ય સ્ત્રીથી આનંદ માનતો ત્યારે તેની સોળ રાણીઓ સરદારો-ભાયાતો વગેરેથી આનંદ માણતી. આવી આવી પૈશાચિક ઘટનાઓ અમરકોટમાં બની રહી હતી. આ અરસ્સામાં ઠાકોરને વળી છત્રીસગઢની રાજકન્યાનો મોહ લાગ્યો. સૂર્યમલ ઘણી વાર સૂધી છબીને જોઇ રહ્યો. બાદ તેણે આત્મગત બોલવા માંડ્યું, " આ છબીમાંની રાજકન્યા સુંદરતાની દેવી છે. આખા જગતનું રૂપ તેનામાં આવી રહ્યું છે. આ મનમોહિનીનો જે સ્વામી થશે તેના સુખમાં શું ખામી હશે ? આ ઉર્વશી સમાન સુંદર સુંદરી મોટા બ્રહ્મચારીયોનાં મન ચળાવે એવી છે. આ ગૌરાંગનાની છબીને જોઇ મારો

જીવ ચકડોળે ચઢયો છે. સુંદરી હું તારૂંજ ધ્યાન ધરૂં છું. શું તું મને નહિ મળે ?" આમ બોલતો સૂર્યમલ વિચારમાં પડી બોલ્યો, "પુરૂપને પુરૂષાર્થ કરવાથી અસાધ્ય વસ્તુઓ પણ મળે છે. ભાગ્ય નકામું છે. પુરૂષાર્થ સત્ય છે. હું આ રાજકન્યાને મેળવવા પ્રયત્ન કરીશ. મારો ખજાનો ખાલી કરીશ અને કદાચ રાજ્ય પણ ત્યાગવું પડશે તો ત્યાગીશ પણ આ છત્રીસગઢની મદઘેલી મોહીનીને તો જરૂર મારી પ્રેમ પ્રતિમા બનાવીશ. અહા ! આવી નવયૌવના સાથે જેણે રંગ રાગ નથી માણ્યો તેનું જીવન વૃથા છે. તેનો જન્મ પૃથ્વીના ભાર રૂપ છે. એક વિદ્વાન કવિ પણ આવી માનુનીનાં વખાણ કરતાં કહે છે કે,

विचित्र वेषा नव यौवनाढया ।
लवङ्ग कर्पुर सुवासि देहा ॥
नालिङ्गिता येन दृढं भुजाभ्यां ।
वृथा गतं तस्य नरस्य जीवनम् ॥

જે નવ યૌવના વિચિત્ર વેશ ધારણ કરી અલબેલી બનેલી છે અને જેણે અનેક પ્રકારની સુગંધીનો લેપ કર્યો છે, આવી મનહર મહિલાને જેણે ભૂજ ભરીને ભેટી નથી તેનું જીવન નકામુંજ ગયું સમજવું. આવી રીતના ઉદ્દગાર કાઢતો સૂર્યમલ શાન્ત થઇ પુનઃ છબીને અવલોકવા લાગ્યો. આ સમયે તેની પટરાણી તેની નજીકના ઓરડામાં ઉભી રહી પતિના ઉદ્દગાર સાંભળતી હતી. તેણે પતિના મુખથી શંગારીક શ્લોક સાંભળી અને પતિને અન્ય સ્ત્રી પર મોહાંધ થએલો જાણી તેણે નિઃશ્વાસ નાખ્યો અને પછી પતિને કંઇક જ્ઞાન પ્રાપ્ત કરાવવાના ઉદ્દેશથી તેણે ધીમા અવાજે એક ઉપદેશક ગાન ગાવા માંડયું.

પામી મનુષ્ય જન્મને,
સેવન વિષય અસાર;

કાચ મૂલથી વેચમાં,
ચિંતામણી ગમાર.

સૂર્યમલ ચમકયો અને આત્મગત્ બોલ્યો, "અરે! આ તો રાણીનો અવાજ! તે કોઇક પુસ્તક વાંચતી હોય એમ જણાય છે. અહિ શંગારનું ધ્યાન થાય છે; ત્યારે તે ભગતડી ભજન ગાય છે. ગાયા કર, પણ તારા ભજનથી તને ભગવાન મળનાર નથી-ભગવાન ભજનથી રીઝતા નથી પણ શૃંગારીક ગાનોથીજ રીઝે છે. ગોપીકાઓએ શૃંગારીક શબ્દો વડેજ શ્રીકૃષ્ણને રીઝાવ્યા હતા. ભગવાન મનાતા કૃષ્ણ પણ ઇશ્કી બની ગોપીઓનાં ટોળાંને લઇ કુન્જવનમાં વિહાર કરવાને ફર્યા હતા. હું...આવા ભગવાનનો ભક્ત છું. મારે આવી શૃંગારીક ભક્તિજ જોઇએ છીએ." સૂર્યમલ શાન્ત રહ્યો, પુનઃ રાણીનો અવાજ સંભળાયો. ઠાકોર ધ્યાનથી સાંભળવા લાગ્યો. રાણીએ આગળ ચલાવ્યું.

"દુર્ગંધ મય અપવિત્ર તનુ,
તેમાં પ્રીતિ ન રાખ;
સુગંધમય સુચિ બ્રહ્મમાં,
મન રાખી સુખ ચાખ."

ઠાકોર મનમાં બોલી ઉઠયો, "અમારે એવી રીતે કંઇ સુખ ચાખવું નથી; તું તારે ચાખ્યા કર. અમારૂં સાચું સુખ તો સુંદરીઓના શરીરમાં, મોહિનીઓનાં માર્મીક પ્રેમ વચનોમાં અને દિલદારોના હાવભાવમાંજ આવી રહેલું છે." આટલું બોલી પુનઃ સૂર્યમલ આગળ સાંભળવા લાગ્યો,

"દીન થવું નહિ વિષયમાં,
રહી શાહના શાહ;
ચિત્ત રાખવું બ્રહ્મમાં,
ત્યજી સૌ વિપરીત રાહ.

× × × × ×

જહાં કામ તહાં રામ નહિ,
રામ તહાં નહિ કામ,
**તુલસી** દોનો ક્યોં રહે,
રવિ રજની એક ઠામ.
રા. રેવાશંકર.

રાણીએ ગાવું બંધ કર્યું. સૂર્યમલ મનમાં હસ્યો અને પવિત્ર રાણીને મૂર્ખ ધર્મ ઘેલી સમજવા લાગ્યો. જે માણસ પોતે મૂઢ દાંભીક અને અક્કલ શૂન્ય હોય છે તે અન્યને પણ એમજ સમજે છે. મૂર્ખને શીખામણ નકામી છે. ઠાકોર સૂર્યમલના સંબંધમાં પણ એમજ હતું. પોતે વિષય લંપટ અને દાંભીક હતો. બહાર વિદ્વાન છું, ધર્મીષ્ટ છું એમ ડોળ દેખાડતો પણ તે કેવો છે એ સૌના જાણવામાં હતું. તેની સર્વત્ર નિંદા થતી પણ તે નિંદાની દરકાર તેને નહોતી.

દિવાલ પર ટાંગેલી ઘડીઆળમાં અગીઆર ટકોરા થયા. શીયાળાના દિવસો હોવાથી રાત્રિ શાન્ત લાગતી હતી. જળ જંપી ગયું હતું. મહેલના નોકર ચાકરો નિંદ્રાધીન થઈ ગએલા હતા. મહેલમાં ફકત ઠાકોર અને રાણી જાગૃતાવસ્થામાં હતાં. છબીને નિહાળી રહેલો સૂર્યમલ મનસ્વી તરંગો કરી ઇચ્છાનુસાર બકવા લાગ્યો. પુનઃ તે બોલ્યો, "છત્રીસગઢની રાજપુત્રી! તું ઘણી સુંદર છે. તારી મનહર છબીએ મને ગાંડો બનાવ્યો છે. તારા વિના મારૂં જીવવું નકામું છે. હું તને ગમે એ પ્રકારે મારા હૃદય મંદિરની રાણી બનાવીશ. અહા! શું તારૂં રૂપ?" સૂર્યમલ છબી સામે જોઈ રહ્યો. એવામાં રાણી ત્યાં ચાલી આવી. સૂર્યમલ છબી જોવામાં એટલો તો તલ્લીન થએલો હતો કે રાણીના આવવાની ખબર તેને પડી નહિ. રાણીના મુખ પર વિષાદની છાયા છવાએલી હતી. તેણે ધીમે રહી ઠાકોરના શરીર પર હાથનો સ્પર્શ કર્યો.

ઠાકોર ચમક્યો. તેણે રાણીના સામે જોયું; અને આ પાપ અહિં કેમ આવ્યું એમ તેના મનમાં થયું. તેણે છબીને સંતાડવાનો

પ્રયત્ન કર્યો. પણ તે તેમ કરી શક્યો નહિ. તેણે ધીમેથી કહ્યું, " રાણી ? "

" કેમ ? " રાણીએ ગંભીર વદને પૂછ્યું.

" રાત્રિ કેટલી ગઈ છે ? " સમય જાણવા છતાં તેણે પૂછ્યું.

" મધ્યરાત્રિ થવા આવી છે. " રાણીએ જણાવ્યું.

" તું અહિં કેમ આવી છે ? " ઠાકોરે પૂછ્યું.

" તમારી ખબર કાઢવા. "

" હું માંદો નથી કે મારી ખબર કાઢવાની તને જરૂર પડે. "

" પણ હું તો તમને ભયંકર માંદા થએલાજ સમજું છું. "

" શું હું માંદો છું ? " ઠાકોરે ટટાર બેસી પૂછ્યું.

" હા. "

" છટ્, હુંતો સાજો તાજો મલ્લ જેવો છું. "

" માંદા માણસનેજ મધ્યરાત્રિ સુધી ઉંઘ આવે નહિ. "

" એટલે ? "

" તમે હજી જાગો છો તેથી મને અનેક વિચાર આવે છે. "

" રાણી ! તારે એક પણ વિચાર કરવાની જરૂર નથી. તું તારે ભજન કિર્તન ગાયા કર. "

" આપની આજ્ઞા છે તો એમજ કર્યા કરીશ, પણ આ છબી કોની છે ? " રાણીએ તેના હાથમાંથી છબી લઈ લેતાં પુછ્યું. ઠાકોર હસ્યો અને બોલ્યો, " જો, એ છબી કેવી સુંદર છે ? તેમાં ચિતરેલી બાળા કેવી કાચની પુતળી જેવી લાગે છે ? "

" હા, લાગે છે તો એવીજ. શું આ છબીમાંની બાળા હાલ હયાત છે ? "

" હા, તે છત્રીસગઢના રાજાની પુત્રી છે. "

" તેની છબી તમારી પાસે ક્યાંથી ? "

" તેજ ખૂબી છે ને ? રાણી ! હું અત્યારે તને ખરી વાત જણાવી દઉં છું. જાણે કે તે રાજકુંવરી ઘણી સુંદર છે, કેળવણીમાં

પણ ઘણો આગળ પડતો ભાગ લે છે. તેણે થોડોક અંગ્રેજી અભ્યાસ પણ કર્યો છે. આવી કેળવાએલી રાજકન્યા હવે ઉમ્મર લાયક થઇ છે. તેણે ઘણા રાજકુમારોની છબીયો મંગાવી છે. મારી પર પણ છબી મોકલવાનો પત્ર હતો; પણ આપણે તો બીલકુલ દરકાર કરી નહિ. આથી ત્યાંના રાજાએ અનેક પત્રો લખી છબી મોકલવાને માટે મારા કાલાવાલા કર્યા. આથી મેં મારી છબી મોકલી. બસ પછી પૂછવુંજ શું? મારી છબી જોતાંજ રાજકુંવરી મારી પર આશક પડી અને મને પરણવાની તેનાં માતા–પિતાને વાત કરી. આ પછી તેણે મીઠા પ્રેમ ભર્યા શબ્દોથી એક પત્ર લખી તેની છબી મારી પર મોકલી આપી. તે આજ છબી છે. રાણી! મારી ઇચ્છા છે કે તેની આશા પૂરી કરૂં. કારણ કે તેણે મારી સાથેજ પરણવાની પ્રતિજ્ઞા કરી છે. જો હું તેને ના પાડીશ તો તરતજ પ્રાણ ત્યાગશે અને મને સ્ત્રી હત્યા લાગશે, માટે બહેતર છે કે તેને પરણવુંજ." સૂર્યમલે અસત્ય ઉચ્ચાર કરી પોતાની બડાશ હાંકી.

પોતાના પતિની બોલવા–ચાલવાની રીતભાત રાણીથી અજાણી નહોતી. તે ધીમા અવાજે બોલી, "તમે શા માટે જુઠું બોલી તમારા આયુષ્યની દોરી ટુંકી કરો છો?"

"શું હું જુઠ્ઠો છું?" ઠાકોરે ડોળા ધુરકાવી પૂછ્યું.

"હા."

"મને કોણ જુઠ્ઠો કહે છે?"

"હું."

"શા ઉપરથી?"

"આ છબી તમે ચિત્રકાર પાસેથી ખરીદી છે તે પરથી."

ઠાકોર સ્તબ્ધ બન્યો અને રાણી સઘળું જાણે છે માટે તેની જોડે હવે વધુ લમણાઝીક કરવામાં સાર નથી એમ સમજી બોલ્યો, "ભલે તું માને એ ખરૂં. કહે હવે તારે શું કરવું છે?"

"મારે શું કરવાનું હોય? જ્યાં આભ ફાટયું ત્યાં થીગડું કેમ દેવાય."

"એટલે ?" ઠાકોરે પૂછ્યું.

"તમારે પનારે પડી મારૂં જીવન વૃથા ગયું છે."

"તો આજથી કોઇ બીજા પતિનો સ્વીકાર કરી તારૂં જીવવું સફળ કરી લે."

"આપ સિવાય મને આવા શબ્દો કોણે સંભળાવે ? સ્વામી ! શું કહું? હદ થાય છે? ન્યાયનું ઉલ્લંઘન થાય છે. નીતિનું ખૂન થાય છે. માનવ જન્મ ફરી ફરીને પ્રાપ્ત થનાર નથી. તમે રાજા છો પ્રજાના પાળક છો તમે અન્યાય માર્ગે ગમન કરશો તો અન્ય જનો પણ તે માર્ગે કેમ ગમન નહિ કરે ? તમારા જનાનામાં અનેક રાણીઓ છે, રૂપ રંગવાળી છે; તો શું તમને સંતોષ નથી થતો કે જેથી આમ શ્વાન વૃત્તિ ધારણ કરી રહ્યા છો ?"

રાણીના શબ્દો ઠાકોરને ઝેર જેવા લાગ્યા. તે ગુસ્સાથી બોલ્યો, "એ ધર્મની પૂંછડી ! તું હવે અહિંથી જતી રહે. તારા શબ્દો મને ઝેર જેવા લાગે છે. મારે તારૂં કશું સાંભળવું નથી. ધર્મ–અધર્મને હું સારી રીતે સમજું છું એટલે તારે સમજાવવાની કંઇ જરૂર નથી. હું તો જેમ કરૂં છું તેમજ કરવાનો. હું નવ નવાં કુસુમોની સુવાસ લઇ મારૂં જીવવું સફળ કરૂં છું અને કરીશ. હું પૂર્વ જન્મને માનતો નથી. જીવનમાં જે સુખ ભોગવ્યું તેજ પોતાના બાપનું. તને મારા સુખની અદેખાઇ આવે છે એ હું સારી રીતે સમજું છું. પણ જોજે હવે કે હું આ છબીવાળી રૂપસુંદરીને મારા હૈયાનો હાર બનાવી અહિં લાવીશ અને તેની સાથે સુવર્ણના હિંચકે હીંચી આનંદ કરીશ. તું જોયા કરજે અને મનમાં ને મનમાં બળી મરજે." ઠાકોરે જણાવી દીધું.

"હું તો જ્યારથી તમને પરણી છું ત્યારથીજ બળેલી છું. પ્રભુ હવે તો જલ્દીથી તેના દરબારમાં મને બોલાવી લે તો સારૂં કે જેથી એક દુઃખી અબળા તેના ભ્રષ્ટ ભર્તારથી છૂટી થાય." રાણીએ સજળ નયને કહ્યું.

"અરે ! તું હવે જાય છે કે નહિ ? આ મધ્યરાત્રે મારી શાન્તિમાં ભંગ પાડવાને શા માટે આવી છે ?"

"હું મારી ફરજ બજાવવા આવી છું. એવી કઇ પત્ની હશે કે જે પોતાના પતિનો દુરાચાર નિહાળી તેને કંઇ પણ કહેશે નહિ?" રાણીએ કહ્યું.

"પણ તારે એકલીને કહેવાનો શો અધિકાર છે?" ઠાકોરે પૂછ્યું.

"કેમ વારૂ?"

"મારે તો તારા સુદ્ધાં સત્તર રાણીયો છે. હું કંઇ તારો એકલીનોજ પતિ નથી."

"જેવા તમો છો એવીજ તમારી બીજી રાણીયો છે. આ મહેલ ભ્રષ્ટાચારનું સ્થાન છે, પિશાચખાનું છે."

"ત્યારે તું પણ તારી તે બ્હેનો સમાન આનંદ ઉડાવને? જેવો હું સ્વતંત્ર વિચારનો છું, તેવા વિચારની તે મારી રાણીયો પણ છે. જેને જેમ ફાવે એમ વર્તવાની છૂટ છે. કોઇની સ્વતંત્રતા પર દાબ મૂકવામાં હું મહા પાપ માનું છું. અત્રે આવેલા સાહેબ લોકો પણ સ્વતંત્રતાના પૂજારી છે. સ્ત્રીયોને સ્વતંત્રતા આપવાના હિમાયતી છે. મેં તેમનું અનુકરણ કર્યું છે. માટે તું પણ મારી માફક અને તારી બહેનોની માફક પૂર્ણ સ્વતંત્રતાથી ફરી હરી આનંદ ઉડાવી સુખી થા." ઠાકોરે ચોકખું જણાવી દીધું.

પવિત્ર રાણીને પતિના શબ્દો સાંભળી ઘણું લાગી આવ્યું. તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે નિઃશ્વાસ નાખી આત્મગત બોલી, "હા? કળીકાળ તારી સિમા આવી રહી. એક પ્રજાપાલક નૃપતિના મુખમાંથી આવાં વિષ વચનો કેમ નીકળે છે? ખરેખર કળીકાળનોજ મહિમા. ઝેરીજમાનાનોજ જાલીમદોર. પવિત્ર ભારત! વ્હાલી જન્મભૂમિ! તારાં સંતાનોના આવા અધમ વિચાર તારી અધોગતી સૂચવે છે. હા! નીતિ વિનાની સ્વતંત્રતાનો સ્વીકાર કરી પરતંત્રતાને નજીક ખેંચી આણે છે. વ્યાપારાર્થે આવેલા વિદેશી લોકોનું મારો પતિ અને અન્યજનો ઉપરથી અનુકરણ કરે છે, પણ તેમના સત્ય ગુણોનું અનુકરણ કરતા નથી. આથી અંતમાં સર્વસ્વ ગૂમાવવું પડશે અને

આજના વ્યાપારીઓના ચરણમાં રાજા અને પ્રજાને શિર ઝુકાવવું પડશે. ભારતની ભયંકરતા હું અત્યારથીજ જોઇ રહી છું. પ્રભુ ! તું કરે એ ખરૂં." આમ આત્મગત્ બોલતી રાણી દીન વદને અને સજળ નયને ઠાકોરના મુખ સામે જોઇ રહી. તેને એવી રીતે જોઇ રહેલી જોઈ ઠાકોર બોલ્યો, "કેમ શું વિચાર કરે છે ?"

"તમારા ભાગ્યના પરીવર્તનનો."

"બરાબર સમજાવ."

"તમારા હાલના વિચારથી તમારે ભવિષ્યમાં વિમાસવું પડશે."

"કોને મારે ?"

"હા, તમારે અને તમારા જેવા વિચારવાળાઓને."

"છટ્, હું ભાગ્યને તો માનતોજ નથી."

"આગળ ઉપર માનવું પડશે. તમારી સ્વતંત્રતા છીન્નભીન્ન થઇ જશે. પારકાની દયાપર જીવવું પડશે અને દુઃખનાં રૂદન પરાયાની આગળ રડવાં પડશે. તમારાં અધમ આચરણથી તમારી રાજ્યસત્તા નષ્ટ થશે. તમારી તલ્વારો મ્યાનમાં કટાઇ નામની ગણાશે, તમારે તમારા ભાગ્યના કર્તા હર્તા ઉપર આધાર રાખી બેસી રહેવું પડશે. મદાંધ થયેલા મહિપતી ! ભાવીમાં જે થવાનું છે એ હું અત્યારે પ્રત્યક્ષ અવલોકી શકું છું."

"તું આ શું બકે છે ? હું નવી રાણી લાવીશ એમાં તારૂં શું જવાનું છે કે આવી છે ત્યારની ટીક ટીક કર્યાં કરે છે ?"

"છત્રીસગઢની રાજકન્યા સારૂં નરસું સમજી શકે છે. તે વિદ્વાન અને ગુણીયલ છે. તેનાં સૌભાગ્યમય પગલાં આ પ્રેતભૂમિમાં થાયજ નહિ. જો સમજ હોય અને તમારી પ્રતિષ્ઠા તમને પ્યારી હોય તો તેને લાવવાના વિચારનો ત્યાગ કરજો."

"શું આ સૂર્યમલ તેનાથી ઉતરે એમ છે ?"

"હાજી. તેના કુળની અને તમારા કુળની તુલના કરો. તેની વિદ્વતા અને તમારી મૂર્ખતા વિચારી જુવો."

"બસ તું એકદમ અહિંથી ચાલી જા, નહિ તો મારે તને ધક્કો મારી બહાર કાઢી મૂકવી પડશે, ચાલ ઉભી થા." ઠાકોરે ગુસ્સે થઇ રાણીનો હાથ પકડયો અને તેને પોતાના શયનાલયથી બહાર કાઢી મકી. રાણી પોતાના ભાગ્યને નિંદતી એક ઓરડામાં જઇ પથારીમાં પડી.

તેના ગયા પછી ઉશ્કેરાએલા સૂર્યમલે મગજને શાન્ત કરવાના ઇરાદે નજીકમાં પડેલા ટેબલપર મૂકેલી શૂરાની સિરોહીમાંથી મદ્યનો ગ્લાસ ભરી કંઠસ્થ કર્યો અને પછી પલંગમાં પડી નવા નવા તરંગો કરવા લાગ્યો. રાજકન્યાની છબી તેની છાતી પર પડેલી હતી. આવી અવસ્થામાં તેણે આખી રાત્રિ પસાર કરી. ઉજાગરાથી અને મદિરાના સેવનથી તેની વિકાળ આંખ્યો લાલચોળ થએલી જણાતી હતી. તેણે દાતણ પાણી કરી કસુંબો પીધો અને પછી એક સેવકને બોલાવી દેવીડ સાહેબને બોલાવી લાવવાની આજ્ઞા કરી. સેવક ગયો. સૂર્યમલ દેવીડના આવવાની રાહ જોઇ રહ્યો. હજી પણ રાજપૂત્રીની છબી તેની પાસે હતી. સાહેબને બોલાવવા ગયેલો સેવક અર્ધા કલાકમાં તો દેવીડ સાથે ઠાકોરની આગળ હાજર થયો. દેવીડ ઠાકોરની સાથે હાથ મીલાવી ઠાકોરની સામે એક ખુરશી પર બેઠો. સેવક ચ્હા લાવ્યો. બન્નેએ ચા પીધી. દેવીડે સીગાર સળગાવી પોતાને બોલાવવાનું કારણ પૂછ્યું. સેવકે નજીક મૂકેલો હુક્કો પીતાં ઠાકોરે કહ્યું, "દોસ્ત! આજે આખી રાત મને ઉંઘ આવી નથી."

"એ તમારી લાલ થએલી આંખ્યો ઉપરથી જ જણાઇ આવે છે. ઉંઘ નહિ આવવાનું કારણ? શું કોઇ નાઝનીન સ્વપ્નમાં તો આવી નહોતીને?" દેવીડે પુછ્યું.

"કંઇક એમ જ હતું. પેલા ચિતારાએ આપેલી છબીએ મને આખી રાત ઉંઘવા દીધો નહિ." ઠાકોરે કહ્યું.

"શું તે જીવતી થઈ સ્વપ્નામાં આવી હતી?" દેવીડે પૂછ્યું.

"નારેના, પણ મારૂં દિલ તેણે ખેંચી લીધું. મેં આ છબીને જોઇ છે ત્યારથી અક્કલ ગૂમાવી બેઠો છું. દોસ્ત! તું મારૂં જીગર છે.

બાકીના તમામ સ્વાર્થી છે. તું ગમે એ પ્રકારે તે રાજકન્યા મને લાવી આપ. તેને મેળવવાને માટે આખો ખજાનો ખાલી કર, ચાહે તો રાજ્ય કુરબાન કર; પણ તે સુંદરીને મેળવી આપ."

"અરે એમાં તે શું મોટું કામ છે ? હું તેને મેળવવાનો પ્રયત્ન કરીશ."

"ક્યારે ?" ઠાકોરે પૂછ્યું.

"તમો કહો ત્યારે ?"

"અરે આજથી જ. તું આજે છત્રીસગઢ તરફ રવાના થઈ જા; અને ત્યાંના રાજાને ગમે એમ સમજાવી તેની છોકરી આપે તેમ કર. સાથે પંદર ઘોડેસ્વારો અને જોઇએ તેટલું ધન પણ લઈ જા અને જલ્દી કામ કરી પાછો આવજે. આ કામમાં ફત્તેહ મળશે તો આ સૂર્યમલ તને સોનાના ઢગલા તળે દાટશે. સમજ્યો દોસ્ત ?"

"બેફિકર રહો. હું આજે જ તે તરફ ઉપડી જઈશ અને થોડા દિવસમાં ખુશ ખબર સાથે પાછો ફરીશ."

"ઇશ્વર તને ફત્તેહ આપો." ઠાકોરે આશિષ આપી.

આ પછી બન્ને થોડીકવાર વાતો કરી છૂટા પડયા. તે દિવસે સાંજના સમયે દેવીડ સાહેબ પોતાની સાથે પંદર ઘોડેસ્વારો અને પુષ્કળ દ્રવ્ય લઇ છત્રીસગઢ તરફ જવાને રવાના થયો. ઠાકોરે તેમની સફર સફળ ઇચ્છી.



## પ્રકરણ ૨ જું.

### આવ્યા તેવા પાછા.

છત્રીસગઢનો રાજા છત્રસિંહ ન્યાયી અને ધર્મી હતો. પ્રજા સુખી અને આબાદ હતી. રાજા અને રાજ્યના અમલદારો પ્રજાના કલ્યાણમાં જ સદા ઉત્સુક રહેતા. તેઓ પ્રજાના સુખે જ પોતાને સુખી સમજતા; અને પોતે પ્રજાના સેવકો છે એમ માનતા. પ્રજાજનો પણ નીતિને ચાહનાર હતાં. ચોરી, લુંટફાટ વગેરે ગુન્હાઓ

ભાગ્યે જ થતા. કોઇને પરસ્પરમાં તકરાર થતાં પંચ માર્ફતે નિકાલ લાવી સમાધાન કરતા. જો કે રાજ્ય તરફથી ન્યાયાલય હતાં પણ પ્રજાજનો ન્યાયાલયે જવું એમાં દુષણ માનતાં. ન્યાયમાં એક પૈસાનો પણ ખર્ચ થતો નહિ. જ્યાં રાજા ધર્મી ન્યાયી પ્રજાપાલક હોય ત્યાં સત્ય ન્યાયજ મળે. છત્રીસગઢમાં ન્યાય ઘણો જ સસ્તો હતો; ત્યારે બીજાં રાજ્યોમાં ન્યાય ઘણો મોંઘો મળતો. સૂર્યમલ ઠાકોર જેવાના રાજ્યમાં ન્યાય મેળવવાને માટે પ્રજાજનોને ઘણો જ ખર્ચ કરવો પડતો તે એટલે સુધી કે ઘરબાર વેચવાનો પણ વખત આવતો. છત્રસિંહ ન્યાયપ્રિય અને નીતિ નિપુણ હતો.

રાજનીતિ એ ન્યાયથી કંઇ જુદી છે એમ સમજવાનું નથી. પરંતુ આ સાધારણ ન્યાય એમ કહેવા કરતાં રાજનીતિ એ શબ્દવડે કંઇક વિશેષ પ્રકારની સમજ પડે છે. રાજનીતિ એટલે જે ન્યાયે કરીને રાજાને વર્તવું પડે છે, એટલે પોતાની પ્રજાને ન્યાય માર્ગે લઇ જઈ તેનાં સુખનાં સાહિત્યો હમેશાં આબાદ રાખવાને માટે રાજાને જે નિયમો પાળવા પડે છે, તેને આપણે રાજનીતિ એમ કહીએ છીએ. તે નિયમો કંઇ થોડા અને જેવા તેવા નથી. જુદા જુદા દેશના પ્રાચિન અને અર્વાચિન વિદ્વાનોએ રાજનીતિ વિશે મોટાં મોટાં પુસ્તકો રચેલાં છે. ટુંકાણમાં રાજનીતિ વિશે વિચાર કરતાં રાજ્ય ત્રણ પ્રકારનાં હોય છે. તે એવી રીતે કે કેટલાંક રાજ્ય રાજસત્તાક હોય છે, કે જેનો કારભાર ચલાવવાનો અધિકાર ફક્ત રાજાના જ હાથમાં હોય છે. બીજાં રાજ્ય કેટલાંક એવાં હોય છે કે જેમાં રાજકારભારની લગામ રાજા અને પ્રજા એ બન્નેના હાથમાં હોય છે. અને ત્રીજાં જે પ્રજાસત્તાક રાજ્ય હોય છે કે જેમાં પ્રજા પોતાનામાંથી લાયક પુરૂષો જોઈ તેમના હાથમાં પોતાના ઉપર અમલ ચલાવવાને સત્તા આપે છે. અને તેમાંથી કોઇ પણ પુરૂષ નાલાયક માલમ પડ્યો તો તેને તે દૂર પણ કરી શકે છે. આ ત્રણે પ્રકારનાં રાજ્યમાં જો ખરેખરી રાજનીતિ હોય તો એમાંથી કોઇ પણ પ્રકારનું રાજ્ય હોય તો પણ તેની

પ્રજા સુખી રહે. કારણુ કે સુખનું મૂળ ન્યાય છે. પરંતુ જે રાજા અથવા રાજ્યકારભાર ચલાવનારા અમલદારો અને મંડળ જો અન્યાય માર્ગે વર્તે છે અને ગરીબડી પ્રજા રીબાય છે, તો તેવાઓની રાજ્યનીતિને રાજ્યનિતીનું નામ જ આપી શકાય નહિ. તે રાજનીતિ નહિ પણ સ્વાર્થનીતિ ગણાય. જે રાજા અથવા અમલદારોના ઉન્મત્તપણાથી તેની પ્રજા ચોર–જુલમગારોના હાથે ત્રાસ પામતી હોય, ન્યાય મેળવવામાં ઘરબાર વેચવાં પડતાં હોય—ન્યાય મોંઘા મૂલે મળતો હોય, સર્વત્ર ત્રાસ–ભયનું વાતાવરણ છવાતું હોય અને પોતાની ઇચ્છા શક્તીઓ અને સત્ય શબ્દો–સત્ય વર્તનને દબાવી રાખવું પડતું હોય તેવા રાજા–અને અમલદારો પિશાચ–રાક્ષસ સ્વરૂપ જ કહેવાય છે. રાજ્યકારભાર ચલાવનારા અમલદારો જો વિદ્વાન અને નીતિને ચ્હાનારા હશે તો તેઓ પોતાના નીચેના અધીકારીઓને પણ પોતાના જેવા લાયક જોઇને જ રાખશે. તેમ જ જો કદાચ કોઇ નાલાયક નીવડયો તો તેને દૂર કરવાને પણ કદી ચૂકશે નહિ. આવી રીતે જો મોટાથી તે નાના સૂધી જો બધા અધિકારીઓ ન્યાયી હશે અને તેઓ પોતાના તાબાની પ્રજાને સુખી રાખવા માટે હમેશાં ધ્યાન રાખતા હશે તો તેમની પ્રજા ખરેખર સુખી જ રહેશે. સુખી પ્રજા રાજાને અને અમલદારોને સુભાશિષ આપે છે અને રાજા તથા અધિકારીયોથી પિડાતી પ્રજા અંતઃકરણથી શ્રાપ આપે છે, ”

છત્રીસગઢ રાજ્યમાં પ્રજા સુખી હતી. રાજા છત્રસિંહને સર્વ પ્રકારનું સુખ હતું. પુત્રને બદલે પુત્રી રત્ન હતું. પુત્ર નહિ હોવાને માટે રાજાને ખેદ થતો નહિ. પોતે એક જ પત્નીવ્રત પાળતા હોવાથી તેમને એક જ રાણી હતી. પુત્રના કારણે મંત્રીએ બીજી રાણી કરવાની રાજાને સલાહ આપી પણ તેની સલાહને રાજાએ સ્વીકારી નહિ. પુત્રી એ પુત્ર જ છે. રાજાએ તેને શુભ કેળવણી આપી સદ્જ્ઞાનમય બનાવી હતી. રાજકન્યાનું નામ રત્નાવતી હતું. હાલ તેની ઉમ્મર પંદર વર્ષની હતી. રૂપમાં અપ્સરાનું પણ માન મૂકાવે એવી હતી. તેનો સ્વભાવ સરળ અને શાન્ત હતો. ગરીબોની મદદગાર

અને દુઃખીઓની દયા ખાનાર હતી. તેના સદ્‌ગુણનાં સર્વત્ર વખાણ થતાં. અનેક રજવાડામાંથી તેના માગાં આવતાં પણ છત્રસિંહ સર્વને ના પાડતો. પુત્રી ઇચ્છાનુસાર પરણે એવી તેની ઇચ્છા હતી. વળી તેને લાયક એક પણ રાજપૂત્ર છત્રસિંહના ધ્યાનમાં એ વખતે નહોતો. પુત્રી ઉમ્મર લાયક થએલી છતાં રાજા લગ્ન નથી કરતા જાણી જુના જમાનાના વિચારવાળા લોકો રાજાને સુધારક જમાનામાં ફસાએલો વગેરે કહેવા લાગ્યા. પણ પુત્રીનું હિત ઇચ્છિતા રાજાએ લોકોના બોલવાની કંઇ પણ દરકાર કરી નહિ અને છત્રીસગઢનો નગરશેઠ કે જે રાજાનો દિવાન હતો, જાતે વણીક અને કંપની સરકારના સાહેબ-લોકના સહવાસમાં કેટલોક વખત રહેવાથી કંઇક અંગ્રેજી પણ શીખેલો હતો. દિવાન સ્વતંત્ર વિચારનો અને ધર્મીષ્ટ હતો. તેને પણ પુત્રને બદલે એક કન્યા રત્ન હતું. તેનું નામ લલીતા હતું. તે પણ રાજકન્યા રત્નાવતી સમાન રૂપગુણ સંપન્ન હતી. તેના પિતાનો તેની પ્રત્યે અપ્રતિમ પ્રેમ હતો, હિંદુસમાજના કેટલાક કુધારાનો તે કટ્ટો દુશ્મન હતો. બાળલગ્ન–કન્યાવિક્રયનો તો તે અંતઃ-કરણથી ધિક્કાર કરતો. આ સાથે તે બાહોશ અને કાર્ય નિપુણ હતો. રાજ્યમાં સારા સુધારા કરવામાં લક્ષ્ય રાખતો. કેળવણી ફરજીયાત કરી હતી. જે કોઇ માબાપ અગર બાળકોના વાલી પુત્ર–પુત્રીયોને ભણાવવામાં આનાકાની કરતાં તેને સખ્ત સજા કરતો. બાળલગ્ન કે કન્યા વિક્રય કરનારને તરતજ અંધાર કોટડીમાં પૂરવાની આજ્ઞા કરતો. આવા દિવાનના ચોતરફ વખાણ થતાં. પ્રિય પાઠકો ! આતેજ દિવાન હતો કે જે તેની પુત્રી સાથે નાશીક જતાં રસ્તામાં કિશોરની સાથે તેને મેળાપ થયો હતો. કિશોર સાથે સુરત સુધી આવ્યા પછી છૂટા પડતા કિશોરને તેણે છત્રીસગઢ આવવાને કહ્યું હતું.

સુરતથી નીકળેલો કિશોર, કાન્તા અને કનૈયાલાલ છત્રીસગઢ આવીને રહ્યાં હતાં. તેમને આવી રહે ઘણા દિવસો થઇ ગયા હતા. દિવાન માણેકચંદે કિશોરને પોતાની પુત્રીનો શિક્ષાગુરૂ નીમી જુદું

મકાન રહેવાને આપ્યું હતું. કિશોર પૂર્ણ આનંદથી ત્યાં રહેતો. કાન્તા રસોઇ બનાવતી. દિવસો એવી રીતે એકબીજાને વ્હાતાં. દિવાને કનૈયાલાલને પણ રાજ્યની નોકરીમાં રખાવી દીધો હતો. તેને માસીક વિતતાં કિશોર-કાન્તા અને કનૈયાલાલ એક જ કુટુંબનાં માણસો હોય પગાર પચાસ રૂપીઆ મળવા લાગ્યા. કિશોર કાન્તા અને કનૈયાલાલ છત્રીસગઢ આવી સુખી થયાં. જન્મથી દુઃખ સહન કરતાં જનો પોતે કંઇક સુખી થયાં એમ માનવા લાગ્યાં દિવાન પુત્રી લલીતા પણ દરેકની સાથે હળી ગઇ અને પોતાનાં ભાંડું હોય એમ સમજવા લાગી. કિશોર તેને નાની બહેનની માફક પ્રેમથી વ્હાઈ વિદ્યા ભણાવવા લાગ્યો. સઘળાં એકત્ર થઇ વિવિધ પ્રકારની ચર્ચાઓ ચલાવતાં. તેમની ચર્ચામાં દિવાન સાહેબ પણ ઘણીવાર ભાગ લેતા અને બાળકોની ચર્ચા-વાર્તા-વિનોદ સાંભળી ઘણા જ ખુશી થતા. દિવસો જતાં રાજકન્યા રત્નાવતી પણ એ મંડળમાં સામેલ થઇ કંઇક નવું શીખવા લાગી. દિવાન સાહિત્ય વિલાસી હોવાથી સમાજ સુધારણાને અર્થે માસીક-પેપરોમાં લેખ લખી મોકલતો, કિશોર પણ તેમજ કરતો. બન્ને સાહિત્ય વિલાસી હોવાથી બન્નેને ઘણો જ આનંદ પડવા લાગ્યો. થોડા દિવસો વિતતાં કિશોર આખા ગામમાં ઓળખાયો. તે એક વખત જેની સાથે વાત કરતો તેને તરતજ તેના સહવાસમાં રહેવાનું દિલ થઈ આવતું. તે સર્વને સારા બોધ આપતો. આથી છત્રીસગઢમાં તેની સારી પ્રતિષ્ઠા જામી. મહારાજાની મુલાકાતનું પણ તેને માન મળ્યું અને રાજકન્યાના શિક્ષાગુરૂની પદવી સાથે તેને દરમાસે રૂપીઆ સોનું વેતન અને ખોરાક-પોશાક મળવા લાગ્યું ભાગ્યદેવીની ભયંકરતાથી કંટાળેલો કિશોર ઘણાં કષ્ટોને અંતે પ્રભુકૃપાએ સુખના પગથીએ ચઢ્યો; પણ આ સર્વ સુખ તેને કંઇ પણ શાન્તિ આપી શકતું નહી. કારણ કે તેની પ્રિય કમળા! રાત્રિ દિવસ, અને નવરો પડતાં તે કમળાને યાદ કરી અશ્રુ વિસર્જન કરતો. તેને કમળા વિના સર્વ સંસાર શૂન્ય લાગતો. કાન્તા લલીતા અને રાજકન્યા

તેને દિલાસો આપતાં, પણ તેના હૃદયમાં શાન્તિ થતી નહિ. પતિ પ્રત્યે તેનો પ્રેમ અપૂર્વ જાણી રાજકન્યા અને લલીતા આશ્ચર્ય પામ્યાં. રાજકન્યાએ પોતાના ગુરૂના હૃદય દુઃખની વાત પિતાની આગળ કહી. રાજાએ અને દિવાને તેને પાસે બોલાવી દિલાસો આપ્યો અને પોતાના રાજ્યના બાહોશ ગુપ્તચરોને કમળાની શોધમાં રવાને કર્યા. છત્રીસગઢમાં આવી રીતે બનાવ બની રહ્યો હતો. એવામાં સમાચાર આવ્યા કે અમરકોટના ઠાકોર સૂર્યમલ તરફથી ઠાકોરના પ્રિય મિત્ર અને સલાહકાર મી. દેવીડ ઉર્ફે દેવીસિંહ મેમાન તરીકે છત્રીસગઢ આવે છે. તેની સાથે ઘોડેસ્વારો છે. આવા સમાચાર મળતાં મહેમાનની પરોણાગતમાં પૂર્ણ માન માનનારા રાજાએ દિવાન માણેકચંદને તેની વ્યવસ્થાનું કામ સોંપ્યું. રાજા જાણુતા હતા કે અમરકોટનો ઠાકોર દુર્ગુણનો ભંડાર છે અને તેનો મિત્ર જાતનો દરજી ભયંકર કામો કરનાર છે. છતાં પણ પોતાને દ્વારે આવેલાને છેક નિરાશ કરી પાછો નહિ કાઢવાની ઇચ્છાવાળા રાજાએ તેની સારી મહેમાનગીરી કરવાની દિવાનને સૂચના આપી. આ સાથે દિવાનને તેનાથી સાવધ રહેવાનું પણ સૂચવી દીધું. દિવાનને વધુ કંઇ કહેવું પડે એમ નહોતું. દિવાને વિચાર કરી તેને ઉતરવા માટે નગરની બહાર આવેલું એક નાનું મકાન પણ સર્વ સગવડવાળું સાફસુફ કરાવ્યું. તેના આવવા પહેલાં દિવાને સર્વ વ્યવસ્થા કરાવી મૂકી. દેવીડ સાહેબે દસ કોસ પરથી જ પોતાના આગમનના સમાચાર આપવાને માટે એક ઘોડેસ્વારને છત્રીસગઢ તરફ દોડાવ્યો હતો. સાયંકાળના સમયે દેવીડ સાહેબે છત્રીસગઢમાં પ્રવેશ કર્યો. દિવાને તેના સામા જઈ સત્કાર કર્યો. દેવીડ ઘોડેથી ઉતરી દિવાન જોડે હાથ મેળવી તેની અને રાજા સાહેબની ખબર પૂછી.

દિવાને યોગ્ય જવાબ દઇ તેની સાથે પતાવ્યું. પછી દિવાન તેને ઉતારે લઈ આવી ત્યાં રહેવાનું સૂચવ્યું. દેવીડ સાહેબે તેનાં માણસો સાથે ત્યાં મુકામ કર્યો. દરબારી સેવકો તેમના અશ્વોને લઇ ગયા. દિવાન થોડીવાર ત્યાં રોકાઇ રાત્રે નવ વાગે પાછો આવીશ કહી ચાલ્યો ગયો. દેવીડ સાહેબ અને તેનાં માણસો વિશ્રામ કરવા

લાગ્યા. પોતાનો સારો સત્કાર થએલો જાણી દેવીડ આનંદ પામ્યો, પણ મનમાં એમ સમજવા લાગ્યો કે હું ગોરો સાહેબ હોવાથી મને આવું માન મળ્યું છે. દેશી લોકો ગોરા સાહેબોથી ઘણા ડરે છે, સાહેબ લોકોએ હિંદુસ્થાનમાં જઇ રોફબંધ રહેવું અને ત્યાંના માણસો સાથે ઉપયોગ જેટલી રૂવાબથી વાત કરવી કે જેથી તેમની પર દાબ બેસી જાય છે. દેવીડ સાહેબને વિલાયતથી હિંદુસ્તાનમાં આવતાં આ સૂચના પ્રથમ જ તેમના મિત્રો કે જેઓ કંપની સરકારની નોકરી કરી પાછા દેશમાં ગયા હતા તેમણે કરી હતી. આ સૂચના મી. દેવીડ સાહેબે તેની ડાયરીમાં નોંધી રાખી હતી. હિંદુસ્થાનમાં આવ્યા પછી તે પોતાની ડાયરીમાંની સૂચનાનું બરાબર પાલન કરતો. આથી તે પોતાનો રૂવાબ બેસાડી શકતો પણ દેશીજનોને અપ્રીતિ પાત્ર થતો. દેશીજનો તેને અતડો અને મિજાજી માનતા. દેવીડ સાહેબ પોતાને મળતું માન રૂવાબનું પરીણામ માનતો. છત્રીસગઢમાં તેને સન્માન મળ્યું. સારો ઉતારો મળ્યો. પ્રથમ ન્હા અને પછી ખાવાનું ખાઇ દેવીડ સાહેબ નિવૃત્ત થઇ એક આરામ ખુરશીપર લાંબા ટાંટીયા કરી પોઢયા. તેમનાં માણસો મકાનની બહારના ચોગાનમાં બેસી વાતો કરવા લાગ્યા. રાત્રિના નવ વાગ્યા. દિવાનના આવવાનો ટાઇમ થયો. દેવીડે ટાઇમ જોવા બહાર કાઢેલું ઘડીયાળ પુનઃખીસ્સામાં મૂકયું. નવ પર દશ મિનિટ થતાં દિવાનજીની ગાડીનો ખડખડાટ સાહેબના કાને પડયો. દિવાનનો સત્કાર કરવાં દેવીડ ખુરશીપરથી ઉઠયો. દિવાન ગાડીમાંથી ઉતરી તેની પાસે આવ્યો. દેવીડે તેની સાથે હાથ મેળવ્યો. બન્ને એક બીજાની સામે ખુરશીયોપર બેઠા. દેવીડે ખીસ્સામાંથી સીગારની પેટી કાઢી દિવાનને આપવા માંડી પણ દિવાન સાહેબે સવિનય ના પાડતાં જણાવ્યું કે હું સીગાર પીતો નથી. દેવીડને કંઇક આશ્ચર્ય લાગ્યું, પણ તે ભાવ તેણે જણાવા દીધો નહિ. થોડીવાર મૌન રહી સાહેબ બોલ્યા, "દિવાનજી! કહો રાજ્યના શું સમાચાર છે? તમારા રાજ્યની સુવ્યવસ્થાનાં ચારે તરફ વખાણ થાય છે. તમે તમારી પ્રજાને સુખી કરવાને ઘણા પ્રયત્નો કરો છો."

દિવાને કહ્યું, "કર્તા પ્રભુ છે, અમે તો કંઇજ કરતા નથી. કહો મહેરબાન! આપના ઠાકોર સાહેબ તો ખુશી મઝામાં છે ને?"

"હાજી, તેઓશ્રી હાલ સંપૂર્ણ સુખી છે." દેવીડ સાહેબે કહ્યું.

"તમને વિલાયતથી આ દેશમાં આવે કેટલાં વર્ષ થયાં? દિવાને પૂછ્યું.

"ઘણાં વર્ષ થયાં છે. હું દેશીઓના સહવાસથી દેશી જ બની ગયો છું. તમારા રીતરીવાજથી પણ પૂર્ણ માહીતગાર થયો છું."

"અમારા રીતરીવાજ તમને પસંદ છે કે નહિ?"

"કેટલાક રીવાજ બાદ કરતાં ઘણાને પસંદ કરૂં છું."

"તમે પરણેલા છો કે કુંવારા?"

"હું હજીજ કુંવારો જ છું" દેવીડે ધાપ ઠોકી.

"એમ કેમ વારૂ?"

"અમે લોકો સ્ત્રીયોને ઘણા જ માનપૂર્વક ચાહીએ છીએ. વળી અમારા કરતાં અમારી સ્ત્રીયોનું ખર્ચ ઘણું હોય છે. અમારામાં મોટી ઉમ્મરે લગ્ન થાય છે. અમે પ્રેમ લગ્નના હિમાયતી છીએ. અમને જ્યારે સંપૂર્ણ ખાત્રી થાય કે આટલી આવકથી અમે પતી–પત્ની પૂર્ણ આનંદથી દિવસો ગુજારી શકીશું ત્યારે જ અમે પરણીએ છીએ."

"હું પણ પ્રેમલગ્નનો હિમાયતી છું. પણ મેં એમ સાંભળ્યું છે કે તમારા દેશમાં સ્ત્રી અને પુરૂષો જ્યારે પ્રેમ થાય છે ત્યારે એક બીજાની સાથે લગ્નની ગાંઠથી જોડાઈ જાય છે; પણ પછી સમય જતાં તેમનો પ્રેમ જે વિષયના પરીણામરૂપ હોય છે, તેનો લય થતાં એક બીજામાં ક્લેશ કંકાશ થાય છે અને અંતે એક બીજાંથી છૂટાં થવા કોર્ટનો આશ્રય લઇ બન્ને છૂટાં થાય છે અને પછી તે પત્ની અને પુરૂષ અન્યની સાથે પ્રેમ જોડે છે. શું એ ખરૂં છે?"

દેવીડ સાહેબ દિવાનના પ્રશ્નનો ઉત્તર બરાબર દઇ શક્યા નહિ. પણ દિવાનના એના એજ પ્રશ્નથી છેવટે તે બોલ્યા કે, "હા, એમ બને છે ખરૂં; પણ તમારા દેશની વિધવાઓને જે દુઃખ ભોગવવું પડે છે એવું તેઓને કંઇ પણ ભોગવવું પડતું નથી."

" શું કરીએ; અમારા દેશની વિધવાઓ કમનસીબ છે, કે જેથી આ દેશમાં જન્મ લેતાં તેઓ એક જ પતીનું સુખ ભોગવવાના લેખ લખાવી લાવે છે; અને તમારા દેશમાં અખંડ સૌભાગ્યવતીનું સુખ પ્રાપ્ત કરી આવે છે. તમારા દેશમાંના પતી-પત્નીના પ્રેમમાં અને અમારા દેશના પવિત્ર પ્રેમમાં આસમાન જમીનનો તફાવત છે. એ વિશે ચર્ચા ચલાવતાં આખી રાત્રિ વિતી જાય એમ હોવાથી હું તમારી સાથે આ ચર્ચામાં ઉતરવા ઇચ્છતો નથી. કહો મહેરબાન! બીજી કંઇ નવાજુની છે?"

" હા, તમારા ગામમાં કોઇ પેપર આવે છે કે?" દેવીડે પુછ્યું.

" હા."

" ગુજરાતી કે ઈંગ્લીશ?"

" ગુજરાતી."

" અંગ્રેજી નથી મંગાવતા?"

" આવતા માસથી મંગાવવાનો વિચાર છે."

" તેની સાથે ચાલુ માસની સત્તાવીસમીનો અંક તો ખાસ કરીને મંગાવજો."

" કેમ વારૂ?" દિવાને આશ્ચર્ય પામી પુછ્યું.

" કંઈક ખાસ વાંચવા જેવું છે."

" એવું તે શું છે?"

" અમારા નામદાર ઠાકોર સાહેબની બહાદુરી."

" શું તેમણે એવું કાંઇ કામ કર્યું છે કે?"

" હાજી, હું તેમના એ કામથી ઘણોજ ખુશી થયો છું અને થાઉં છું."

" એવું તે શું કામ છે?"

" ઘણી જ બાહોશીનું."

" કહો તો ખરા?"

" વાંચવાથી ઠીક પડશે. હું કહીશ તો પછી વાંચવાનું મન નહિ થાય."

“ હું જરૂર વાંચીશ. કહો જોઈએ ? ”

“ અમારા માનવંતા ઠાકોર સાહેબે મસ્ત ગધેડા જેટલા કદના એક મોટા વાઘનો તા. ૨૭ મીના રોજ સ્ટાન્ડર ટાઇમ પાંચ વાગે બંદુકની એક જ ગોળીથી શીકાર કર્યો છે. ”

દિવાને મનમાં તેની મૂર્ખાઇપર હાસ્ય કરી પૂછ્યું, “ તે બાબતનું જ લખાણ આવ્યું હશે નહિ વારૂ ? ”

“ હાજી, જરૂર વાંચજો. હું આપને તે વાંચવાની ખાસ ભલામણ કરૂં છું. ”

“ તે લખાણ છાપવાને માટે કંઇ પૈસા આપવા પડયા હતા કે ? ” દિવાને પૂછ્યું.

“ નહિરેજી. છાપાવાળાઓ તો આવા સમાચાર શોધતા જ રહે છે. અમારા ઠાકોર સાહેબ અને હું ખોટી કીર્તિ ફેલાવવાને નહિ ઇચ્છનારા હોવાથી અમે વાઘ મારવા વિશે કોઈને પણ કંઇ કહ્યું નહિ. છતાં આશ્ચર્ય જેવું છે કે છાપાવાળાએ ક્યાંથી વાત જાણી લખાણ છાપ્યું. અમારી પરવાનગી વિના અમારી બાહોશીનાં વખાણ છાપનાર એ છાપાવાળાને અમે ઘણોજ ઠપકો આપ્યો છે. પછી અમે તેને કંઈ કહ્યું નહિ. વળી તમે અમારા ખાસ સ્નેહિ હોવાથી ખાસ આપને જ તે લખાણ વાંચવા ભલામણ કરી. ” સાહેબે જણાવ્યું.

“ એતો બધું જાણે ઠીક, પણ હવે જણાવો કે આપનું આગમન આ તરફ શા કારણથી થયું છે ? ” દિવાને પૂછ્યું.

દેવીડ સાહેબ શું જવાબ આપવો તેના વિચારમાં પડયો. રાજપુત્રીના માગાની વાત એકદમ જણાવી દેવાની તેની હિંમત ચાલી નહિ. તેણે કંઇક વિચાર ગોઠવી કહ્યું, “ મુસાફરીએ નીકળ્યો છું અને તમારા નગરનાં વખાણ સાંભળી નજરે જોવાની ઇચ્છાથી અહિં આવ્યો છું. ”

તેણે મુદ્દાની વાત છૂપાવી છે એમ તરત દિવાને જાણી લીધું. એટલામાં પુનઃ સાહેબે પૂછ્યું, “ આપના રાજાજીની મુલાકાતનો લાભ મને ક્યારે મળશે ? ”

"કાલ સવારમાં જ તમને દરબારમાં બોલાવી મુલાકાતનું માન આપવામાં આવશે."

"વારૂ ભલા, દરબાર સાહેબને સન્તાનમાં શું છે?" દેવીડે વાત ઉપાડી.

"ફક્ત એક પુત્રી."

"નામ?"

"રત્નાવતી."

"ઉમ્મર?"

"લગભગ પંદર વર્ષની."

"ત્યારે તો રાજપુત્રીનાં લગ્ન હવે થોડામાં જ થશે?"

"લગ્નનો આધાર કુમારીના પોતાના વિચાર પર જ છે."

"એમ કેમ?"

"કુંવરીબા સદ્ગુણી છે. મહારાજા પણ તેના વિચારને મળતા છે. જ્યાં સુધી યોગ્ય વર મળે નહિ ત્યાં સુધી રાજકન્યાએ નહિ પરણવાની પ્રતિજ્ઞા કરી છે."

"શું આટલાં બધાં રજવાડામાં તેમને લાયક એક પણ વર નથી?"

"ના."

"અરે આપની ભુલ થાય છે. કુંવરીબાને માટે લાયક વર હું બતાવું."

"બતાવો જોઇએ?" દિવાને તેના મુખ સામે જોઈ રહી પૂછ્યું.

"અમરકોટનો ઠાકોર સૂર્યમલ, કે જેવણે હાલમાંજ મોટો વાઘ મારી તેનું નામ બહાદુરીમાં ખપાવ્યું છે." દેવીડ સાહેબે સ્પષ્ટ જણાવ્યું.

દિવાનને મનમાં ઘણો ક્રોધ ચઢ્યો, પણ ક્રોધનો ભાવ મુખપર નહિ દર્શાવતાં મુખ ગંભીર રાખી કહ્યું, "એ સાહેબ! આ વાત જો કે તમે મારી આગળ તો કરી, પણ ભૂલેચૂકે આ વાત રાજાજીના આગળ ના કરશો. નહિ તો અહિંથી જીવતા જવું ભારે થઈ પડશે."

દેવીડ સ્તબ્ધ બન્યો. તેને 'પ્રથમગ્રાસે મક્ષીકા પાત' જેવું થયું.

છતાં કંઇક હિંમત રાખી તેણે પૂછ્યું, " શું સૂર્યમલ રાજકન્યાને લાયક નથી ? "

" અરે ભલા માણસ ! એક વખત તને જણાવ્યું કે તે મામટા ભીલનું નામ ન દે. આ ઉપરથી નથી સમજતો કે તે લાયક છે યા નહિ ? ક્યાં હંશણી ને ક્યાં કાગડો ? તેનું કુળ તદ્દન નીચું છે. જાતનો ભીલ છે વળી તેને સત્તર રાણીયો પણ હાલ હયાત છે. વાહરે વાહ, તમે પણ ઠીક વાત કરી. જો આ વાત રાજાજીના જાણવામાં આવશે તો તમારા બધાના જીવ જશે. માટે આજની રાત અહિં રહી સવારમાં વ્હેલા ઉઠી રસ્તે પડી જજો. તમારા જેવા માણસોને હવે મહારાજાની મુલાકાત થઇ શકશે નહિ. લ્યો સાહેબજી. " કહી દિવાને ઉભા થઈ ચાલવા માંડ્યું. દેવીડ આભો બન્યો. તેણે દિવાનને જતા રોકી કહ્યું, " દિવાનજી ! આમ ગુસ્સે થઇ ચાલ્યા શા માટે જાવ છો ? ઉભા રહો, મારે તમારી સાથે હજી થોડીક વાતચીત કરવી છે ? "

" તમારી વાતમાં કાંઈ દમ નથી. તમારા જેવાની સાથે વાત કરવી એ પણ શરમ ભરેલું છે." દિવાને કહ્યું.

" મારા ઉપર આટલા બધા ગુસ્સે થવાનું શું કારણ ?"

" તમારી નાલાયક વાત. તમે જુઠ્ઠા છો એ પણ હું સમજી ગયો છું. "

" હું જુઠ્ઠો છું એવું તમે શા ઉપરથી કહી શકો છો ? "

" તમે રાજકન્યાનું માગુ કરવા આવ્યાછો છતાં મુસાફરીએ નીકળ્યો છું અને નગર જોવાની ઇચ્છાથી આવ્યો છું એ કહેવા ઉપરથીજ હું સમજી ચૂક્યો છું કે તમે જુઠ્ઠા છો. "

સ્પષ્ટવક્તા દિવાનનું બોલવું સાંભળતાંજ દેવીડ સ્તબ્ધ બન્યો. તેના મુખપર શ્યામતા છવાઇ ગઈ. પણ હૃદયનો ભાવ પ્રદર્શિત નહિ કરતાં તેણે ઉભા થઇ કંઇક ઉચ્ચ સ્વરે દિવાનજી પ્રત્યે કહ્યું, " હું આજ સુધી એમ સમજતો હતો કે છત્રીસગઢનો રાજા અને દિવાન ઘણા વિવેકી છે પણ આજના તમારા વર્તનથી બતાવી આપે છે કે

તમારામાં વિવેકનો એક છાંટો પણ નથી. દિવાનજી! તમે અત્યારે જેને ઘણા અપશબ્દો સંભળાવ્યા છે; તે કોણ જાણે છે એનો કંઇ ખ્યાલ છે કે ? હું અમરકોટના નામદાર સમશેરે શુરા અને એકજ ઝટકે વાઘને મારનાર ઠાકોર સાહેબ સૂર્યમલનો ખાસ મિત્ર છું. તેનું અપમાન તમને ઘણું ભારે થઇ પડશે. સમજ્યાકે મહેરબાન ?"

"તું અને તારો ઠાકોર કેવા બહાદુર છો એ અમારા અજાણની બહાર નથી. તારો ઠાકોર મુર્ખનો શીરોમણી છે ત્યારે તું પણ તેનાથી ચઢે એમ છે. સાહેબ! માનભર અહિંથી ચાલ્યોજા, નહિ તો જીવ ગૂમાવીશ."

"મારો જીવ લેવાની તને શું સત્તા છે?" દેવીડે ગુસ્સે થઇ પૂછ્યું.

"મને બધી સત્તા છે. જોવાની ઇચ્છા હોય તો જો આ ક્ષણે બતાવું." આમ કહી દિવાને એક સંજ્ઞાદર્શક અવાજ કર્યો કે જેથી અનેક સિપાહીઓ ત્યાં દોડી આવ્યા. દરેકના હાથમાં ભરેલી બંદુકો હતી. આવો મામલો જોતાંજ દેવીડ ઠંડોગાર થઈ ગયો. તે ભયભીત વદને ચારે તરફ જોવા લાગ્યો. એવામાં દિવાને કહ્યું, "કેમ મારી સત્તા જોઇને ? હવે તારી સત્તા અજમાવ જોઇએ ?"

દેવીડ કંઇપણ બોલી શક્યો નહિ. પુનઃ દિવાને કહ્યું, "જા, મને તારી દયા આવે છે. અમારે ત્યાં આવેલાને અમે હાનિ પહોંચાડવા ઇચ્છતા નથી. તું અત્યારે ને અત્યારે તારાં માણસો સાથે અહિંથી રવાને થઈ જા.

દિવાનના શબ્દો ઝેરી તીરની માફક દેવીડને ખુંચવા લાગ્યા. તેણે પોતાનાં માણસોને તૈયારી કરવા કહ્યું. આખા દિવસની મુસાફરીથી કંટાળેલા માણસો એકાએક જવાનું થવાથી દિલગીર થયા, બહાર ઘોડા તૈયાર હતા. સઘળા સ્વાર થયા અને મધ્યરાત્રિના સુમારે ત્યાંથી રવાને થયા. તેમના ગયા પછી દિવાને તે મકાન ગંગાજળથી ધોઈ નાંખી પવિત્ર કરવાનો પોતાનાં માણસોને હુકમ આપ્યો. આ પછી દિવાન મકાને આવ્યો. લલીતા જાગૃતાવસ્થામાં બેસી રહી પિતાની રાહ

જોઈ રહી હતી. દિવાને તેને સઘળી વાત જણાવી. લલીતા હશી, અને એવા સાહેબને બતાવ્યા વિના શામાટે જવા દીધો એમ પિતાને કહેવા લાગી. આ પછી પિતા–પુત્રી તેમના શયનગૃહમાં ગયાં. પ્રાતઃકાળ થતાં દિવાન રાજાજીના મહેલે ગયો. છત્રસિંહ મહેલના ચોગાનમાં પડેલી એક પાટપર બેસી દાતણ કરતા હતા. દિવાનને જોઇ તેમણે સ્મિત હાસ્ય કરી પોતાની સામે પડેલી એક ખુરશીપર બેસવાનું કહ્યું.

દિવાન રાજાની સામે ખુરશીમાં બેઠો. રાજાએ હાથમાંનું દાતણ ફેંકી દેતાં પૂછ્યું. " કાં દિવાનજી! પેલા સાહેબનું શું કર્યું ?"

" એતો મધ્યરાત્રેજ પસાર થયો."

" હેં! શું મધ્યરાત્રે ?"

" હા, કારણકે તેને તેમ કર્યા વિના છૂટકો નહોતો ! "

" બિચારાને રાતની મુસાફરીથી ઘણું વેઠવું પડશે ? કદાચ બહારવટીયા મળશે તો એના બાર વાગશે. "

" ભોગ એના, તે હરામખોર એજ દાવનો છે. "

" તેના વિશે આમ કેમ બોલો છો ? "

દિવાને સઘળી વાત રાજાને જણાવી. રાજાને કંઇક ગુસ્સો તો ચઢ્યો. પણ પછી તેની મુર્ખાઇથી ઘણું હસવું આવ્યું. આ પછી રાજા અને દિવાન મહેલમાં ગયા.

---

## પ્રકરણ ૩ જું.

### કિશોર અને કાન્તા.

અરે ઓ પ્રેમ તુજ તત્વો, વિચિત્રજ તો જણાએ છે,
મહા યોગેન્દ્ર પણ તારીજ, સત્તામાં તણાએ છે.
ઘણા પ્રેમી રખડે છે, અરે ઓ પ્રેમ તુજ ખાતર,
કરે નીજ પ્રાણને અર્પણ, અરે ઓ પ્રેમ તુજ ખાતર.

પ્રભાતના પ્રથમ પ્રહરનો સમય રમણીય અને આલ્હાદ જનક લાગતો હતો. પંખીઓ કલરવ કરી શાન્ત જગતને જાગૃત કરતાં હતાં.

હજી દિનકર ભગવાનનો ઉદય થયો નહોતો. પૂર્વ દિશામાં તેમના આગમનની સર્વ તૈયારી થઈ ચૂકી હતી. વૃક્ષોનાં કુન્જમાં કોયલો ટહુકાર કરી પ્રભાકર પ્રભુનું મંગળ ગાન ગાઈ રહી હતી. બીડાએલાં કમળો પણ ખુલ્લાં થઈ પ્રભુને વંદન કરી રહ્યાં હતાં. રંગબેરંગી સુર્યમૂખી પુષ્પો પૂર્વ તરફ મુખ રાખી પ્રભાકરનાં દર્શનની આતુરતા ધરાવી રહ્યાં હતાં. આ સમયે છત્રસગઢના એક વિશાળ રાજમાર્ગપર આવેલા એક ભવ્ય મકાનમાં એક યુવક ધ્યાનસ્થ અવસ્થામાં બેઠેલો જણાતો હતો. આ યુવક અન્ય કોઇ નહિ પણ કિશોર હતો. રાજ્ય તરફથી મળેલા આ ભવ્ય મહાલયમાં તે, કાન્તા અને કનૈયાલાલ રહેતા હતાં. ત્રણેને સર્વ સુખ હતું. રાજા, દિવાન અને અન્ય જનો કિશોર તથા તેનાં સ્નેહિઓને પૂર્ણ પ્રેમથી ચાહતાં હતાં. કિશોર છત્રિસગઢમાં આવી ઘણો સુખી થયો હતો અને એક નાના રાજા જેવી સુખ સાહ્યબી ભોગવતો હતો. પણ તેની પ્રિય સહધર્મચારિણી કમળા વિના તેને આ સર્વ સુખ કંઇપણ શાન્તિ આપી શકતું નહિ. કિશોર એકાન્ત મળતાં કમળાને યાદ કરી અશ્રુવિસર્જન કરતો. કમળાને મળવા જોવા તેનું હૃદય અધીરૂં બની કંઇકંઇ સંકલ્પ વિકલ્પ કરતું હતું. આજે કિશોરે આખી રાત્રિ કમળાના વિચારમાંજ વ્યતિત કરી હતી. બાદ મોડું મળસકું થતાં તેણે સ્નાન કરી પ્રભુનું ધ્યાન ધર્યું હતું. તે હજી પણ ધ્યાનસ્થ અવસ્થામાં બેઠેલો હતો. કાન્તા જાગૃત થઈ ગૃહકાર્યમાં પ્રવૃત થઈ હતી. કનૈયાલાલ અન્ય કામને માટે બહાર નીકળી પડયો હતો. કાન્તાએ જાગૃત થઇ કિશોરને જગાડવાના ઇરાદે કિશોરના શયનસ્થાનમાં જઇને જોયું હતું તો ઉપર પ્રમાણે કિશોરને ધ્યાનસ્થ જોયો. કિશોર ઘણીવાર ધ્યાનસ્થ રહ્યો. આથી કાન્તા તેને જાગૃત નહિ કરતાં ગૃહકાર્ય કરવા લાગી લગભગ એક કલાક જેટલો સમય પૂર્ણ થતાં કિશોરે આંખ્યો ઉઘાડી આસપાસ જોયું. ઉજાગરાથી તેની આંખ્યો રાતી થયેલી જણાતી હતી. તે ઉભો થયો અને ખુલ્લી અગાસીપર જઈ પ્રભાતનો પ્રભાવ અવલોકવા લાગ્યો. પોતે જે ભવ્ય મહાલયમાં રહેતો હતો, તે મહાલય ઘણું ઉંચું હતું. ખુલ્લા

ધાબામાંથી નજર કરતાં આખું છત્રીસગઢ જણાતું અને ઘણે લાંબે સુધી નજર પહોંચતી. કુદરતની રમ્ય રચના નિહાળી રહેલા કિશોરે મન સાથે બોલવા માંડયું, "માણસના પ્રારબ્ધમાં શું લખાએલું હોય છે, તેની કોઇને ખબર પડતી નથી. તેમજ એકપળ પછી શું થનાર છે એ પણ કોઈ જાણી શકતું નથી. ભાવિ અંધકારમય હોય છે. કહે છે કે,

> તગદીર આડું પાંદડું, પળમાં પલટઇ જાય,
> પ્રભુ ઇચ્છાએ રંક પણ, રાય પદે પૂજાય.

આમજ બને છે અને બન્યું છે. મારા ઉપર દુઃખનાં ઝાડ ઉગ્યાં હતાં, કોને ખબર હતી કે આ રંક કિશોર છત્રિસગઢના રાજ્યમાં સર્વનો માનીતો થઇ સુખી થશે ?

પ્રભુની લીલા ન્યારી છે. મારી કમળાને મારા આ સુખી સમાચાર કોણ આપે ? કમળા ! જીવનદેવી ! તારા વિના આ સર્વ સુખ નકામું છે. પ્રેમદા વિના પતિનું જીવન જગતમાં વ્યર્થ લેખાય છે. સ્ત્રીયો સંસારનું સ્વર્ગ છે. ગૃહિણી વિનાનું ગૃહ સ્મશાનવત્ ગણાય છે. કમળા ! તું કયાં હોઇશ ? શું મારા પ્રારબ્ધમાં તને મળવાના સુખી લેખ લખાએલા હશે ? કહે છે કે માણસને જ્યારે દુઃખ પડે છે ત્યારે સર્વ બાજુએથી દુઃખના ડુંગરાઓ ટૂટી પડે છે અને જ્યારે સુખ પ્રાપ્ત થાય છે ત્યારે ચારે તરફથી સુખ આવી મળે છે. ઘણાં કષ્ટને અંતે હવે સુખની શરૂઆત થઇ છે, તો શું મારી જીવનદેવીનાં દર્શન થશે ? અહા ! રાત્રિએ આવેલા સ્વપ્નમાં મેં મારી કમળાને જોઇ. તેની સાથે વાતો કરી પણ સ્વપ્ન ઘણીવાર ન રહ્યું. જાગૃત થતાં સર્વ અદ્રશ્ય થયું. હા ! પછી નિદ્રાજ આવી નહિ. કમળા ! તું જીવતી છે એમ મારો આત્મા કહે છે. વિલીયમ સાહેબને આવવાના હવે થોડા દિવસો બાકી રહ્યા છે. તે આવશે એટલે તેમની સાથે હું નીકળીશ અને આપણને દુઃખના સીંધુમાં ડુબાવનાર દગાબાજ દુશ્મન કૃષ્ણનંદન; પેલી પિશાચણી કપટકળા અને રામલાલને તેમનાં કર્મની

શીક્ષા કરાવીશ. પશ્ચાત પ્રિયતમા તારી શોધમાં નીકળીશ. હું તને મેળવવા અથાગ પરીશ્રમ કરીશ; છતાં તારૂં મિલન નહિ થાયતો આ ઝેરી સંસારનો ત્યાગ કરી હિમાલયની એકાદ ઉંડી ગુફામાં જઇ નિવાસ કરી જીવનની પુર્ણાહુતિ કરીશ. દેવી ! તારી પ્રત્યેના મારા ઉદ્દગાર જો જગતના લોકો સાંભળે તો જરૂર મારૂં હાસ્ય કરે, કારણકે જગતનાં મનુષ્યોમાં સ્વાર્થી પ્રેમ રહેલો છે. સ્ત્રી એ રમત આનંદની વસ્તુ છે એમ તેઓ માનેછે. પણ દેવી પ્રેમની તેમને પીછાન હોતી નથી. પ્રિયે ! હું તેવા સ્વાર્થી પ્રેમને ધિક્કારૂંછું. હું વિષયનો કીડો નથી. સંસારી મનુષ્યોના જેવી સ્વાર્થી ઇચ્છા મારામાં નથી. હું તને દૈવીપ્રેમથી ચાહુંછું. તું મારી દેવી છે, મારૂં સર્વસ્વ છે. હું અને તું મળીને આત્માની ઉન્નતી કરવાને ઇચ્છીએ છીએ. જગતનાં વિષય લંપટ મનુષ્યોને શુદ્ધ પ્રેમનું તત્વ સમજાવી તેમનું જીવન ઉજ્જવળ કરવાની અભીલાષા ધરાવીએ છીએ. દેવી ! આ કામ મારા એકલાથી બની શકે નહિ તેને માટે હું તને ખોળું છું—યાદ કરૂં છું. દુનિયાંના લોકોની મને દયા આવે છે. દેવી ! આવ, મને હવે વધુ ન રીબાવ. તારૂં સ્મરણુ કરતાં મારા હૃદયમાં કેટલું કષ્ટ ઉત્પન્ન થાય છે એ મારો આત્માજ જાણે છે. મનોરમા ! હું તારા વિના જીવતો છું છતાં મૂએલા સમાન છું. અહા ! પોતાની પ્રિયાના વિયોગથી એક વિયોગી કેવા કરૂણુ ઉદ્દગાર કાઢે છે ? " આમ આત્મગત્ બોલતો કિશોર એક ગાન યાદ આવતાં મંદ સ્વરે ગાવા લાગ્યો.

"પ્રિયા વિણુ જીવતર સુનું, ગમેના રાજ્ય આ ભુનું,
હૃદયમાં દર્દ દુખદનું નુતન લાગે સૌ જુનું.
અહો શીરીન સૃષ્ટિમાં, ફરે ફરહાદ સુનો છે,
દિવાનો માગતો ભિક્ષા, કહે મારો શું ગૂન્હો છે ?
અહો દિલબર દયાહીણુ થઇ, કંઇ સંતાઇ પેઠી છું?
ગમન ગુલજાર કરી ક્યાંઈ, થઈ ઘેલી તું બેઠી છું?
હવે હું તો જઇ શોધું ગિરિ ગુફા અને પ્હાડો,

પ્રિયાના પંથનો રસ્તો અરેરે કોઇ દેખાડો.
કટારી તીવ્ર કાપે છે કલેજું પ્રેમનું ભરીયું,
અરે તું જો જીગર મારૂં ચિરાતું આ સમીપ ધરીયું.
* * * * * *
નથી કંઇ જગતની પરવા પ્રિયા કાજે જવું મરવા,
મળેના પ્રાણુ પ્યારીતો, જરૂર આ પ્રાણુ પરહરવા.
જગતના ઇશ નામું શીશ મને ઇન્સાફ દેને દે,
ભલેતો કાં પ્રિયા મેળવ નહીતો જીવ લેને લે."

કિશોર ગાન પુર્ણુ કરી બોલ્યો, "ખરેખર! મારી પણુ દશા આવીજ છે. આ વિયોગીએ મારા હૃદયને અનુસરતીજ ગઝલ બનાવી છે. ઓ પ્રેમ! તું શું શું કરાવે છે? તું કેટલાને રડાવે છે, કેટલાને હસાવે છે? તારા ભક્તને હસવા કરતાં ઘણું રડવાનુંજ હોય છે." આમ બોલતા કિશોરે બોલવું બંધ કરી નીચે દૃષ્ટિ કરી. સૂર્ય ભગવાનનો ઉદય થઇ ચૂકયો હતો. જગત સોના જેવું જણાતું હતું. જનસમાજ પ્રવૃત્તિમય થઈ રહ્યો હતો. કિશોર એક સ્થળે ઉભો રહી સર્વ દૃશ્ય જોઈ રહ્યો હતો. રાજમહેલપર આવેલો ગુલાબી વાવટો પવનમાં ફરકી રહ્યો હતો અને છત્રીસગઢના પૂણ્યાત્મા રાજા છત્રસિંહની ગૌરવતામાં વધારો કરી રહ્યો હતો. કિશોર તે વાવટા તરફ જોઈ રહ્યો. એટલામાં કાન્તા તેની પાસે ત્યાં આવી. કિશોરને તેના આગમનની ખબર પડી નહિ. કાન્તા તેની નજીક આવી બોલી, "મોટાભાઇ?"

કિશોરે ચમકીને તેની તરફ દૃષ્ટિ કરી. કાન્તાએ કહ્યું, "ક્યારના અહિં ઉભા ઉભા શું કરો છો?"

"બ્હેન! હું આ છત્રીસગઢના રાજમહાલયપર ફરકતો વાવટો જોઇ રહ્યો છું. જો; તે પવનમાં ફરકી આપણા દેશની ભવ્યતામાં ગૌરવતામાં કેવા વધારો કરી રહ્યો છે?"

કાન્તાએ વાવટા તરફ જોઇ કહ્યું, "પરમાત્મા! આપણા ભારતની ગૌરવતામાં દિન પ્રતિદિન વધારો કરો, ભારતની ભવ્યતા અવિચળ રાખો."

કિશોર બોલ્યો, "બ્હેન ! તારી આશિષ સફળ થાઓ. પણ ભારતનાં આજનાં સંતાનો જતે દિવસે ભારતની ગૌરવતા ઓછી કરી નાખશે."

"એમ કેમ ?"

"પારકાના હૃદયના ગુણનું અનુકરણ નહિ કરતાં ભારતવાસીજનો બહારનું કૃત્રિમ અનુકરણ કરે છે. સનાતન ધર્મનાં સિદ્ધાંતોનો ત્યાગ કરી પોતાને ફાવે એમ વર્તે છે. ભારતનાં દયામય જનોમાંથી દયા-સત્ય ધીમે ધીમે દૂર થાય છે અને તેને બદલે સ્વાર્થ-કપટ વગેરે નાલાયક ગુણોનો પ્રવેશ થાય છે. બ્હેન ! તુંજ વિચારી જો કે પ્યારેલાલને તું કેવો દયાળુ અને પરોપકારી જાણતી હતી ? તેણે તમને કેવાં મીઠાં વચનો આપી તેની ઝેરી લાલચમાં સપડાવ્યાં હતાં અને અંતમાં તેનું પરીણામ કેવું વિપરીત આવ્યું ? શું ભારતના તે શ્રિમાનને આવું અઘટિત પગલું ભરવું યોગ્ય હતું કે ? તે દુષ્ટના પ્રતાપે આપણે કેટલું કષ્ટ સહન કરવું પડ્યું હતું ? ભલું થજો તે સાધુનું અને ભલા વિલીયમ સાહેબનું કે જેમણે આપણને તે પાપીના પ્રકોપમાંથી બચાવ્યાં. કાન્તાબ્હેન ! આવા નરાધમોના કારણેજ જતે દિવસે દેશની દુર્દશા થશે."

કાન્તાની આંખ્યોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. તે કાંઇ બોલી નહિ. આ પછી બન્ને નીચે આવ્યાં. કિશોર હિંચકાપર બેઠો. કાન્તા રસોઈ બનાવવા લાગી. થોડીવાર મૌન રહી કાન્તાએ પૂછ્યું, "આજે તમારા મુખપર ઉદાશીનતાની છાયા કેમ જણાય છે ?"

"બ્હેન ! મારી ઉદાશીનું કારણ તું સમજે છે. વિશેષ શું કહું ?"

"પણ તેમાં આપણો શું ઉપાય ? કમળાબ્હેનને મેળવવા તમે શું ઓછા પ્રયત્નો કર્યા છે ?"

"કાન્તા ! બહેન ! તને શું કહું ? મારા હૃદયની વેદના હું તને કેવી રીતે જણાવું ? અરેરે ! ત્હેં તે દયામયીનું મુખ હજી નિહાળ્યું નથી ત્યાં સુધીજ તું આમ કહી શકીશ. બાકી તેનું પવિત્ર દયામય

મુખ જોનારને પણ કંઇક અજબ અસર ઉત્પન્ન કરે છે.”

“ખરેખર એમજ હશે ? મોટાભાઇ ! તમારો પ્રેમ દૈવી છે. મારો આત્મા પણ કહે છે કે જરૂર તમને કમળાનું મિલન થશે.”

“તારી આશિષ સફળ થાવ. બ્હેનની આશિષ સર્વથા સફળજ થાય છે. મારે બ્હેન નહોતી તે પ્રભુએ આપી છે. તે બ્હેનની આશિષ હું અંગીકાર કરૂં છું;” કિશોરે કહ્યું. કાન્તા કંઇ બોલી નહિ.

એ અરસ્સામાંજ કનૈયાલાલ બહારથી અંદર આવ્યો. તેનો સ્વભાવ ઘણો હસમૂખો હતો. તેણે કપડાં ઉતારી કિશોરની સાથે હિંચકાપર સ્થાન લેતાં કહ્યું, “કિશોરભાઇ ! પેલા દરજી સાહેબને આવ્યા તેવા પાછા પધારવાની આપને ખબર પડી કે ?”

“હા, દિવાનજીએ જે કર્યું છે, તે બરાબર કર્યું છે. જેવાને તેવુંજ ઘટે.” કિશોરે કહ્યું.

“તેના ઠાકોરે એક વાઘ માર્યો, તેને માટે પુષ્કળ પૈસા ખરચી ઘણાં પેપરોમાં જાહેરાત છપાવી છે. મને તો તે જાહેર ખબર વાંચતાં ઘણુંજ હસવું આવ્યું. અને આવા નામના ભૂખ્યા ઠાકોર પ્રત્યે કંઇક તિરસ્કાર પણ પ્રકટયો.”

“આ જમાનો જાહેર ખબરોનો છે. ધંધાદારીઓ મોટી મોટી જાહેર ખબરો છપાવી તેમનો ધંધો ચલાવે છે. નામની ખ્યાતીને માટે પણ પત્રો અને માસીકો ઘણાં ઉપયોગી થઇ પડે છે.”

“પેપરો અને માસીકોએ જ એ નાના ઠાકોરની વાઘ મારવાની બહાદુરી જગ જાહેર કરી. સૂર્યમલ ઠાકોર પ્રકાશમાં આવ્યો. પણ એટલું યાદ રાખવાનું છે કે એ બધું ખોટું હોય છે. જાહેર ખબરોમાં ઘણી વખત અસત્ય છૂપાએલું હોય છે. હું એવી જાહેરખબરો અને કીર્તિગાનોપર વિશ્વાસ મૂકતો નથી.”

“ભાઇ ! સમયનો પ્રવાહ ઓરજ પ્રકારે ચાલ્યો જાય છે. દિવસો

જતાં નવું જોશો. આ જમાનો ઘણો સંભાળીને ચાલવા જેવો છે. જમાનો જોવો પણ તેના રંગમાં રંગાવું નહિ." કિશોરે કહ્યું.

આવી રીતે વાતોમાં લગભગ બે કલાક વીતી ગયા. કાન્તા રસોઇ કરી રહી. સેવકે પાટલા અને જળપાત્ર મૂકી દીધાં કાન્તાએ ભોજન પીરસ્યું. કિશોર અને કનૈયાલાલે અતી આનંદથી ભોજન કાર્ય આટોપી લીધું. આ પછી કનૈયાલાલ તેની નોકરીપર ચાલ્યો ગયો.

કિશોર વિચારવશવદને હિંચકાપર બેસી રહ્યો. આજે તેના મુખપર ઉદાશીનતાની છાયા છવાએલી હતી. કિશોર કોઇ કોઇ દિવસે મહાન ચિંતામાં ગરકાવ થઇ જતો હતો. ગઇ રાત્રિએ સ્વપ્નમાં જોએલા દેખાવથી તેનું મુખ ગંભીર અને વિચારવશ જણાતું હતું. જ્યારે જ્યારે કિશોર કમળાને યાદ કરી દુઃખી થતો, ત્યારે કાન્તા તેને બોધક શબ્દો સંભળાવી આશ્વાસન આપતી.

આજે પણ કાન્તાએ તેને અનેક પ્રકારનાં દ્રષ્ટાંતો આપી તેની ગ્લાની દૂર કરવાનો પ્રયત્ન કર્યો હતો. પણ કિશોરની ગ્લાની દૂર થઇ નહોતી. કિશોર મૌનાવસ્થામાં ઘણીવાર બેસી રહ્યો.

આવું જોઇ કાન્તાએ પૂછ્યું, "મોટાભાઇ ! શું વિચાર કર્યા કરો છો ?"

"બ્હેન ! મારા વિચારથી તું અજાણી નથી. મારા દુઃખી વિચાર મને અસહ્ય કષ્ટ ઉત્પન્ન કરી રહ્યા છે."

"પણ તેથી કંઈ ફળ પ્રાપ્ત થનાર છે ? તમે ઘણી ચિંતાઓ કરી શું કમળાદેવીને મેળવી શકશો ? ભાઇ ! પ્રયત્ન કરવાથી ફળ સિદ્ધિ થાય છે. તમારા જેવા સમજુ પુરૂષોને આવી રીતે ચિંતામગ્ન રહેવું એ યોગ્ય નથી. અમે તમારા પ્રતાપેજ સુખી છીએ. અમારો આનંદ, અમારૂં સર્વસ્વ તમેજ છો. તમે દુઃખી તો અમે પણ દુઃખી. માટે ચિંતાનો પરિત્યાગ કરી સ્વકર્મમાં પ્રવૃત્ત થાઓ. પ્રભુ દયાળુ છે. તે કૃપાળુ દુઃખીને જરૂર સ્હાય કરશે." કાન્તાએ કહ્યું.

કિશોરનું હૃદય કંઇક શાન્ત થયું. તેણે કપડાં પહેરવા માંડયાં. કાન્તાએ પૂછ્યું, "કઇ તરફ જાઓ છો ?"

"રામભુવનમાં." કિશોરે જણાવ્યું.

"ત્યાં કેમ જાવ છો?" પુનઃ કાન્તાએ પૂછ્યું.

"રાજકન્યા અને લલીતા આજે મધ્યાન્હે ત્યાં જનાર છે; માટે મારે પણ ત્યાં જવું એવી અગાઉથી સૂચના મળી છે. વળી દિવાનજી પણ ત્યાં આવનાર છે. ત્યાં આજે કંઈક નવોજ વિષય ચર્ચાશે."

"હું સાથે આવું?" કાન્તાએ હસતે વદને પૂછ્યું.

"ઘણી ખુશીથી ચાલો. તમને પણ કંઈક નવું જાણવાનો લાભ મળશે."

કાન્તાએ ભોજન કરી કપડાં પહેર્યાં. રામભુવન નગરથી એક માઈલના અંતરે આવેલું હતું. નોકરે ગાડી તૈયાર કરી. કિશોર કાન્તા ગાડીમાં બેઠાં. ગાડી પુરવેગે રામભુવન તરફ જવા લાગી.



## પ્રકરણ ૪ થું.

### સખીઓનો સંવાદ.

રામભુવન છત્રીસગઢથી એક માઈલના અંતર ઉપર આવેલું હતું. એ ભુવનની આસપાસ કોટ આવેલો હતો. કોટના મધ્યવિભાગે આરસ પત્થરનું એક ભવ્ય મહાલય આવેલું હતું. આ મહાલયનું નામ રામભુવન રાખવામાં આવ્યું હતું. ભુવનની આસપાસ અનેક પ્રકારનાં વૃક્ષો આવી રહ્યાં હતાં. રંગબેરંગી પુષ્પોનાં વૃક્ષોનો પણ સુમાર નહોતો. ખરા મધ્યાન્હકાળે આ સ્થળે શીતળતા વ્યાપેલી રહેતી. રાજા છત્રસિંહ અને તેમનાં કુટુંબીજનો ઘણોખરો સમય રામભુવનમાંજ રહેતાં. કોટના દરવાજાથી મહાલય સુધી જવા પત્થરની સડક બાંધેલી હતી. આસપાસના કુન્જ વનમાં ફરવાને માટે પણ નાની મોટી સડકો બનાવેલી હતી. સડકોની બન્ને બાજુએ વિવિધ જાતનાં નાનાં મોટાં વૃક્ષો આવી રહ્યાં હતાં. મહાલયના કુન્જ વનમાં એક નાનું સરોવર આવેલું હતું. સરોવરની આસપાસ પત્થરોની બેઠકો બનાવેલી હતી.

જુદી જુદી જાતનાં વૃક્ષો ઉપરાંત આ રમ્યભુવનમાં દેશ વિદેશની વસ્તુઓનું એક સંગ્રહસ્થાન પણ હતું. આ સંગ્રહસ્થાન રામભુવનની બાજુમાં થોડેક દૂર આવેલું હતું. અનેક માણસો એ સંગ્રહસ્થાનની વસ્તુઓ જોવા આવતા. સંગ્રહસ્થાન દર રવિવારે ખુલ્લું રહેતું. એ દિવસે નગરજનો અને બહારગામના મુસાફરોની ભીડ થઈ રહેતી. યુરોપીયન લોકો પણ સંગ્રહસ્થાન જોવા આવતા અને રાજાની તારીફ કરતા. ઉન્હાળાના દિવસોમાં આ રામભુવનમાં શીતળ પવન આવતો પુષ્પોનો પમરાટ ચારે તરફ ફેલાઈ રહેતો. વ્યાકુળ હૃદયના મનુષ્યોને આ સ્થળે આવતાં પરમ શાન્તિ મળતી.

આ રામભુવનમાં આજે રાજા પધારેલા નથી; પણ તેમની પ્રિયપુત્રી રત્નાવતી તેની સખી સાથે આવેલી હતી. ભુવનની બહાર સિપાહીઓ પહેરો ભરી રહ્યા હતા. રાજકન્યા અને લલીતા અંદરનાભાગમાં વાર્તા વિનોદ કરી રહ્યાં હતાં. બન્ને બાળાઓ સમાન વયસ્ક હતી. થોડીવાર અન્ય વાતોમાં સમય ગૂમાવી લલીતાએ પૂછ્યું, "બહેન ! હું જે પુછું તેનો સત્ય જવાબ આપશો ?"

"શામાટે નહિ ?" રત્નાવતીએ કહ્યું.

"તમારા મનમાં પરણવાનો વિચાર ઉત્પન્ન થયો છે કે નહિ ?"

"એટલે ?" રાજકન્યાએ વિસ્મયતાથી પ્રશ્ન કર્યો.

"તમારે પરણવાની ઇચ્છા છે કે નહિ ?" લલીતાએ પૂછ્યું.

"હા છે."

"કોની સાથે ?"

"ખરેખરૂં કહું ?"

"હા."

"તારી સાથે." રાજકન્યાએ હશીને કહ્યું.

"અરે જાવ, જાવ, આવું શું બોલો છો ? મારી સાથે તે પરણાતું હશે કે ?"

"ત્યારે તું કહે તેની સાથે પરણું ?" રાજકન્યાએ પૂછ્યું.

" હું શું જાણું ? તમારા મનની વાત તમે જાણો. "

" મારા મનમાં તો કાંઇએ નથી. સખી ! મારે પરણવુંજ નથી."

" અરે પરણ્યા વિના તે ચાલે કે ! સ્ત્રીની ગતી પતીની સેવામાંજ છે, પતી વિના પત્નિની મૂક્તી નથી."

" એટલે ગમે તેની સાથે પરણી તેની સેવા કરી મૂક્તી મેળવવી એમજ ને ? "

" ગમે તેની સાથે નહિ; પણ સમાન ગુણ રૂપ સંપન્ન પતીને પસંદ કરી તેની સાથે પરણવું અને તે પતીદેવની પણ પ્રકારે સેવા કરી જીવનની સાફલ્યતા કરવી એ પ્રત્યેક સ્ત્રીઓની ફરજ છે. "

" ત્યારે તુંજ બતાવ કે મારા લાયક વર કોણ અને ક્યાં છે ? " રાજ્યબાળાએ પૂછ્યું

" તેની મને શી ખબર ! તમે પણ જબરાં છો કે બધું મારા ઉપરજ ઢોળી પાડો છો. " લલીતાએ કહ્યું.

" તારી ઉપર ન ઢોળું તો કોનીપર ઢોળું ? કારણ કે મારી લાગણી તને ઘણી છે. વળી તું મારી વ્હાલી સખી છે. સખીની ફરજ છે કે પોતાની બ્હેનનું ભલું કરવું."

" એતો જાણે સમજ્યાં પણ તમારાં રજવાડાની મને શી ખબર પડે ? " લલીતાએ કહ્યું.

" રજવાડાં અનેક છે; તેમાં વર પણ ઘણા છે; પણ..." રાજકન્યા બોલતાં અચકાઇ.

લલીતાએ પુછ્યું, " પણ કહીને કેમ અટકી ગયાં ? "

" કંઈ નહિ, સ્હેજ. વારૂ લલીતા ! તને કેવું લગ્ન ગમે છે ? " રાજકન્યાએ પૂછ્યું.

" હું તો આપણા માસ્તર કિશોરચંદ્રના વિચારને મળતી છું. તેઓ સ્નેહલગ્નને ઉત્તમ માને છે."

" હું પણ તેજ વિચારને મળતી છું. સ્નેહલગ્ન વિના સંસાર સુખમય થઈ શકતો નથી. કન્યાની ઇચ્છા વિના માતા પિતાએ

પોતાની પસંદગીથી કરેલાં લગ્નો તે સત્ય લગ્નજ નથી. આવાં લગ્ન ભવિષ્યમાં દુઃખી કરે છે. આવાં લગ્નના કારણે ઉત્પન્ન થએલા પ્રસંગોનાં અનેક દ્રષ્ટાંતો આપણા માસ્તર સાહેબે આપી સ્નેહલગ્નની સાબીતી કરી આપી છે. સ્નેહલગ્નના અભાવે પતિ-પત્ની ઘણાં દુઃખી થાય છે."

" ત્યારે તમે પણ સ્નેહલગ્ન કરો. "

" પણ કોની સાથે ? "

" કોઇને શોધી કાઢો. "

" ભાગ્યમાં હશે તે મળી આવશે. પ્રભુકૃપાએ મારા પિતાજી પણ મારા વિચારને મળતા છે એટલે ફીકર કરવા જેવું નથી. મારા પિતાજીને મારા સુખની ઘણી કાળજી છે."

" બ્હેન! હું આપણા પેલા સામેના કબાટમાંથી છબીયોની બુક લઈ આવું. તેમાં રજવાડાના અનેક ઠાકોરો, રાજાઓ અને કુમારોની છબીયો છે." કહી લલીતા કબાટ નજીક ગઈ અને તેમાંથી એક મોટું આલ્બમ લઈ આવી. રાજકન્યા નજીક આવી બેઠી. બન્ને તેની અંદરની છબીયો જોવા લાગ્યાં. દરેક છબીયો નીચે ગામ-નામ પણ લખેલાં હતું. બન્ને બાળાઓ છબીઓને ધ્યાન પૂર્વક જોઈ પાનાં ફેરવવા લાગી. એવામાં એક છબી આવતાં લલીતાએ પુછ્યું, " બ્હેન ! જુઓ આ છબી ? આ એક જુવાન ઠાકોર છે, તેણે તેની મૂછોના આંકડા કેવા વાળ્યા છે ? "

" નીચે નામ વાંચ કે તે કોણ છે ? "

લલીતાએ નામ વાંચતાંજ ખડખડાટ હસીને કહ્યું, " અરે ! આતો પેલો ભીલઠાકોર, કે જેણે એક નાનો વાઘ મારી મોટી મોટી જાહેર ખબરો છપાવી છે. કેમ ઓળખ્યોને ? "

"હા, તેણે પેલા સાહેબને અહિં મારૂં માગું કરવાને મોકલ્યો હતો."

" પણ તે બિચારાને મારા બાપુએ તરતજ લીલું નાળીએર આપી કાળી રાત્રે કાઢી મૂક્યો. " લલીતાએ કહ્યું.

" મૂઓ આ ઠાકોર કેવો ખવીસ જેવો દેખાય છે ? "

" વળી સાહેબ લોકનો પહેરવેશ પહેરવાથી તો તે ભૂતના ભાઇ જેવોજ જણાય છે." લલીતાએ કહ્યું.

" ચાલ હવે બીજું પાનું ફેરવ." રાજ્યબાળાએ કહ્યું.

લલીતાએ બીજું પાનું કાઢ્યું. તે પાનામાં પણ એક યુવાન ઠાકોરની છબી આવેલી હતી. રાજ્યકન્યા તે છબીને ધ્યાન પુર્વક નિહાળી રહી. આ છબીને જોઇ તેના મુખપર કંઇક આનંદની ઉર્મીઓ છવાવા લાગી. એ છબી તેને પસંદ પડી હોય એમ અનુમાન થવા લાગ્યું. એટલામાં લલીતાએ કહ્યું, " બહેન! આ છબી મને ઘણી ગમે છે. અહા! કેવું મનમોહક મુખ છે? આવી આકર્ષક છબી હજી મેં ક્યાંઇ પણ જોઇ નથી."

" નામ તો વાંચ ? "

" નામ રણમલ, ગામ મુજફરપુર. "

" મુજફરપુર ક્યાં આવ્યું ? "

" અહિંથી ત્રણસો ગાઉ દૂર. આ રણમલ ઠાકોર જેવો રૂપગુણ સંપન્ન છે, તેઓ બહાદુર પણ છે. એક દિવસે રજવાડાની વાત નીકળતાં મારા પિતાએ રણમલનું નામ ઉચ્ચારી તેનાં ઘણાં વખાણ કર્યા હતાં. વળી એ રણમલસિંહ હજી અવિવાહિત છે એમ પણ મેં મારા પિતાજીના મુખેથી સાંભળ્યું છે."

" એમકે ? " આટલું બોલતાં રાજકન્યાના મુખપર કંઇક ઓરજ ભાવ પ્રકટ્યો. તેણે પૂછ્યું, " શું તેને કન્યા મળતી નથી ? "

લલીતા બોલી, "તેને માટે કન્યાઓનાં તો અનેક માગાંઓ આવે છે, પણ તે ના પાડે છે. તે શાથી પરણવાની ના પાડે છે તેની કોઇને સમજ પડતી નથી. ત્યાંનો દિવાન કે જે તેનો ખાસ મિત્ર છે અરે મિત્રથી પણ કંઇક વિશેષ છે, તેનું નામ સત્યવીર છે; તે તેના મિત્ર ઠાકોરને માટે કોઇક યોગ્ય કન્યાની ખોળમાં છે એવી મારા પિતાને ખબર મળેલી છે. તે સત્યવીર હાલ બહારવટીયાઓના પંજામાં ફસાએલી કમળા નામક બાઇના ઉદ્ધારને અર્થે ગયેલો છે. "

લલીતાનું બોલવું બંધ થતાં રાજકન્યાને કંઇક યાદ આવતાં બોલી, “ લલીતા ! એ કમળા કોણ છે એ તું જાણે છે કે ? ”

“ ના. ” લલીતાએ કહ્યું.

“ એ કમળા આપણા માસ્તર સાહેબની ધર્મપત્ની છે. ”

“ શું આ સત્ય વાત છે ? ”

“ હા. ”

“ ત્યારે તો ઠીક...પણ આપણા માસ્તર સાહેબ બિચારા ઘણા દુઃખી છે. ” લલીતાએ જણાવ્યું.

“ પ્રભુ તેમને જલ્દીથી દુઃખ મુક્ત કરો. ” આમ કહી રાજકન્યાએ લલીતાને કહ્યું, “ બહેન ! જા હવે એ છબીયો તેના સ્થાને મૂકી આવ. હમણાં માસ્તર આવશે. તે પહેલાં આપણે એક ગીત ગાઇએ. ”

લલીતા છબીયોના આલ્બમને મૂકી આવી. રાજકન્યાએ એક કાગળ કાઢી લલીતાને બતાવતાં કહ્યું.

“ જો, આ બે સખીયોનો સંવાદ મેં બનાવ્યો છે. તે આપણે પરસ્પર ગાઇએ. ”

“ જેવી ઇચ્છા, પણ તમે સિતાર બજાવો છો કે સારંગી ? ” લલીતાએ પૂછયું.

“ સિતારમાંજ ઠીક પડશે. ”

“ લ્યો તારે આ સિતાર અને મેળવો સૂર. ” લલીતાએ સિતાર લાવી રાજકન્યાના હાથમાં આપ્યો. રત્નાવતીએ સિતારના તાર ઉપર આંગળીઓ ફેરવી સુર મેળવવા માંડયો. સુર એકત્ર થતાં મધુરૂં સંગીત શરૂ થયું.

પ્રથમ ચરણુ લલીતાને ગાવાનું હોવાથી તેણે ગાવું શરૂ કર્યું. આ વખતેજ ત્યાં આવવા નીકળેલો કિશોર કાન્તા સાથે ત્યાં આવ્યો અને દિવાનખાનાના દ્વારમાં પ્રવેશતાંજ ઉપર પ્રમાણે દેખાવ નજરે પડયો. તેમના આનંદમાં ભંગ નહિ પાડવાની ઇચ્છાથી કિશોર અને કાન્તા દ્વાર આગળ કોઇ જોઇ શકે નહિ એવી રીતે ઉભાં રહી બન્ને સખી-

યોનો સંગીત સંવાદ સાંભળી રહ્યાં. લલીતા મીઠા સ્વરથી આ પ્રમાણે ગાતી હતી.

પ્રીત પરખીને પછી કરીએ, વર શાણો સુહાગી વરીએ,
પ્રેમદા સુપાત્ર દાનજ કરીએ, વર શાણો સુભાગી વરીએ.
વર ઘેલી અમૃત ગણીને, વિષ કુપે નવ પડીએ,
પ્રેમ સરીતા પ્રેમસાગરે, પ્રીતિ અમૃત ભરીએ......વર.

આ પછી રાજકન્યાને બોલવાનું હોવાથી તેણે કોકિલકંઠે આગળ ગાવા માંડયું.

ચંચળ મનના ચકડોળે ચઢી, અબળા અધીર ન કરીએ;
રસીક તણે હૃદયે વળગીને, સફળ મનેચ્છા કરીએ......વર.

લલીતાઃ—" કુળવંતી કુળરીત આચરી, રીસાતાં રસીકથી ડરીએ;
નમ્ર નવોઢાના સમ રમણી, પુણ્ય પંથ સંચરીએ...વર.

રત્નાવતીઃ— નેક ટેકને વિવેક રાખી, વૃથા બડાઇ નવ કરીએ;
પરદુઃખે અંતરમાં દાઝી, પર પીડા પરહરીએ........વર.

લલીતાઃ— પ્રેમ અબ્ધીના પૂરવેગમાં, માછલી થઈ તરવરીએ;
માનસ સરનાં રાજહંશ લઇ, મુક્તાફળને ચરીએ......વર.

રત્નાવતીઃ— સુઘડ નાર થઇ જન્મો જન્મનાં તાપ ત્રિવીધિ હરીએ;
દુસહ દવમાં અમી બિંદુની આશા અંતર ભરીએ...વર.

આવી રીતના ગાનમાં બન્ને સખીયો ગુલતાન બની આનંદ અનુભવી રહી હતી. ગાવાનો અવાજ સર્વત્ર વ્યાપી રહ્યો હતો, નીચે પહેરાપરના સિપાહીઓ પણ આનંદથી સંગીત શ્રવણ કરી રહ્યા હતા. કિશોરે આવું સંગીત પ્રથમજ સાંભળ્યું હતું. તે હોઠપર આંગળી મૂકી સ્તબ્ધ બન્યો. સંગીત પૂર્ણ થતાં તેણે કાન્તા સામે જોયું. આનંદ પામેલી કાન્તાએ મંદહાસ્ય કર્યું. કિશોરે બન્ને સખીયોની મનમાં પ્રશંસા કરી કાન્તા સાથે ત્યાં પ્રવેશ કર્યો.

## પ્રકરણ ૫ મું.

### કિશોરનું સ્વપ્ન અને સંગીત વિનોદ.

કિશોર અને કાન્તાને જોતાંજ રત્નાવતીએ સિતાર નીચે મૂકી દીધો અને પછી તેણે અને લલીતાએ ઉભાં થઇ બન્નેનો માનસૂચક શબ્દો વડે સત્કાર કર્યો. કિશોર અને કાન્તા ત્યાં પડેલી ખુરશીઓપર બેઠાં. રત્નાવતીએ અને લીલાવતીએ તેમના સામે સ્થાન લીધું. થોડીવાર શાન્તિથી બેઠા પછી રાજકન્યાએ કાન્તા તરફ જોઇ કહ્યું, "કાન્તા-બ્હેન! તમે કેમ અમારી સાથે ફરવા–હરવામાં વધુ ભાગ લેતાં નથી? શું તમને અમારો સહવાસ પસંદ નથી?"

કાન્તા બોલી:–"રાજ્યબાળા! આ શું બોલો છો? તમારો સહવાસ આનંદમય છે. તમારો સહવાસ ભાગ્યવાનોનેજ પ્રાપ્ત થાય છે. હું પોતાને પણ મહાભાગ્યવાન માનુંછું કે તમારા જેવાં ગુણીયલ રાજ્ય-બાળાનો મને સમાગમ થયો છે. બ્હેન! હું તમારી સાથે ફરવા–હરવાને માટે ઘણીજ ખુશીછું, પણ મને નવરાશ મળતી નથી."

"એવું તે શું કામ કર્યા કરો છો કે જેથી નવરાશજ મળતી નથી?" લલીતાએ પૂછ્યું.

"હું મોટા મળસકે જાગૃત થઇ સ્નાનાદિકથી પરવારી પ્રાતઃકાળ સુધી પ્રભુનું ધ્યાન ધરૂં છું. આ પછી ઘરનું અન્ય કાર્ય કરી રસોઇ બનાવી કિશોરભાઇને જમાડું છું. પછી......"

કાન્તાને આગળ બોલતી અટકાવી રાજકન્યાએ પૂછ્યું, "શું એકલા કિશોરભાઇનેજ જમાડો છો?"

કાન્તા શરમાઇ. લલીતા હસતે વદને બોલી, "બ્હેન! એમ કહોને કે કિશોરભાઇ સાથે એમને પણ જમાડું છું."

રાજકન્યાને કંઇક વધુ બોલવાની ઇચ્છા થઇ આવી પણ કિશો-રને ત્યાં હાજર જોઈ બોલતાં અટકી. પુનઃ લલીતાએ પૂછ્યું, "જમ્યા પછીનો સમય શું કાર્યમાં વ્યતિત કરો છો?"

" ભરવા ગુંથવા—શીવવામાં અને અનાજ વગેરે સાફસુફ કરવામાં. આમાંથી વળી વખત બચાવી કોઇ કોઇવાર ગરીબ લતાઓમાં ફરવા જાઉં છું અને તેમને કેટલોક ઉપદેશ આપું છું." કાન્તાએ જણાવ્યું.

" કાન્તા બ્હેન ! તમે ઘણું કામ કરો છો. આખા દિવસમાં લગીર પણ વિશ્રાન્તિ લેતાં નથી. વારૂ રસોઇને માટે અને ઘરના કામકાજને માટે નોકરો રાખ્યા હોય તો તમને સમય મળે કે ?" લલીતાએ કહ્યું.

" લલીતા બ્હેન ! હું પોતે જેવી રસોઇ બનાવું અને જેવું ઘરનું સ્વચ્છ કામકાજ કરૂં તેવું નોકરો કદાપિ કરી શકેજ નહિ. વળી મારા જેવી સામાન્ય અબળાને સ્વહસ્તે કામકાજ કરવું સારૂં. હું આજે તમારા પ્રતાપે રસોઇઓ અને નોકરો રાખી શકું; પણ પછી કદાચ અમારે અન્ય સ્થળે જવું પડયું તો ત્યાં અમે નોકર કયાંથી રાખી શકીએ ? હું......"

વચમાં રાજકન્યા બોલી, " એ તો તમે અમારા માસ્તર સાહેબનાં બ્હેન એટલે બોલ્યામાં બંધાશો નહિ. પણ આપને અમારી વિનંતિ છે કે સમય મેળવી અમને દર્શનનો લાભ આપી કંઇક નવું જ્ઞાન પ્રાપ્ત કરાવશો."

" તમે સર્વગુણ સંપન્ન છો." કાન્તાએ કહ્યું.

વાતને પતાવવાને ઇરાદે કિશોર બોલ્યો, " રાજ્યબાળા ! હું અને કાન્તા અહિં આવ્યાં તે અગાઉ તમે અને લલીતા જે ગાન ગાતાં હતાં તે ઘણું સુંદર અને બોધક હતું."

" તમે સાંભળ્યું હતું ?" લલીતાએ પૂછ્યું.

" હા, તે ગાન મેં અને કાન્તાએ સારી રીતે શ્રવણ કર્યું છે વારૂ તે ગાન કોણે બનાવેલું છે ?"

" આ બ્હેનબાએ પોતેજ." લલીતાએ રાજકન્યાની તરફ હાથ લંબાવી કહ્યું.

"બ્હેન ! આ શું સત્ય વાત છે ?" કિશોરે પૂછયું.

રાજકન્યાએ શરમથી નીચું જોયું. આવું સુંદર ગાન બનાવવાને માટે કિશોરે તેને ધન્યવાદ આપ્યો. આ પછી પોતાની પાસેથી એક કાગળ કાઢી તેણે રાજકન્યાને આપતાં કહ્યું, "બ્હેન ! આ ગાયનનો રાગ બેસાડો જોઇએ."

રાજકન્યાએ કાગળ હાથમાં લઇ તેની અંદર લખેલાં ગાન વાંચી પૂછયું, "આ શું છે ?"

"સ્વપ્ન." કિશોરે જણાવ્યું.

"કોનું સ્વપ્ન ?" રાજકન્યાએ પૂછયું.

"મારૂં."

"શું આપને સ્વપ્ન આવ્યું હતું ?"

"હા."

"ક્યારે ?"

"ગઇ રાત્રે."

"તે આપે સંગીતમાં બનાવ્યું ?"

"હા."

"ત્યારે તો તમે સ્વપ્નની વાત પ્રથમથી કહો, ગાન આવતાં આ લલીતાને રાગ બતાવજો કે જેથી તે ગાશે અને હું સિતાર બજાવીશ." રાજકન્યાએ કહ્યું.

લલીતાએ કાગળ હાથમાં લઇ ગાનના રાગ બેસાડયા. રત્નાવતીએ સીતાર હાથમાં લીધો. કિશોરે સ્વપ્નની વાત કહેવી શરૂ કરી. "ગઇ રાત્રિએ હું તમારી પાસેથી ગૃહે ગયો. કાલે મેં તમને સતી સન્નારીનો જે ધર્મ હતો તે વિસ્તારથી સમજાવ્યો હતો.. આ ધર્મની વાર્તા મારી કમળા મારી પાસેથી નિરંતર સાંભળતી. તે વારંવાર મારી સાથે સન્નારીના ધર્મની ચર્ચા કરતી. આથી મને એકલો પડતાં તેના વિચાર આવવા લાગ્યા. મારૂં આગળનું સુખ, તેનું નિર્દોષ મુખ મારી દૃષ્ટિ સમીપ જણાયું. તેને યાદ કરી મેં કંઇક અશ્રુ પણ વહાવ્યાં. આ

પછી ઘણીવારે મને નિદ્રાએ ઘેર્યો; પણ નિદ્રામાં મને શાન્તિ નહોતી. હું અશાન્ત નિદ્રામાં હતો. તે નિંદ્રા હતી કે તંદ્રા તે હું બરાબર સમજી શકયો નહિ, એ તંદ્રામાં હું મારી કમળાની શોધમાં જંગલો અને પહાડોમાં ભ્રમણ કરવા લાગ્યો. ફરતાં ફરતાં હું એક એવા વનમાં આવી ચઢયો કે જે સ્થળની શોભા અનુપમ હતી. એ રમ્ય સ્થળ એવું હતું કે જેનું વર્ણન પણ થઇ શકે એમ નહોતું. હું તે સ્થળે એક સમચોરસ ઉજ્વળ પત્થર પર બેઠો. આકાશમાં ચંદ્રદેવ પૂર્ણ કળાથી પ્રકાશી રહ્યા હતા. પૃથ્વીપર રૂપેરી તેજ ફેલાએલું હતું. સૃષ્ટિ શાન્ત અને સુરમ્ય જણાતી હતી. હું ઘણીવાર સૂધી તે રમ્ય મોહક સ્થળમાં બેસી રહ્યો. એવામાં મારાથી થોડેક દૂર કોઇક બે સ્ત્રીયો પરસ્પર વાદવિવાદ કરતી જણાઇ. મેં આશ્ચર્ય પામી તેમની તરફ જોયું. તે બે સ્ત્રીઓ સુંદરતાની દેવીઓ હતી. સંસારમાં તેમના સમાન રૂપ અને તેજથી પરીપૂર્ણ કોઇ પણ સ્ત્રી હશેજ નહિ. હું તેમના રૂપતેજથી અંજાઇ ગયો. બીજા ચંદ્ર પ્રકાશતા હોય તેવાં પ્રકાશમય તે બંન્નેનાં વદન કમળ નિહાળી હું દિગ્મૂઢ બન્યો અને તેઓને સ્વર્ગની અપ્સ-રાઓ સમજવા લાગ્યો. તે બન્નેનો વાદ વિવાદ સાંભળવાની મારી ઇચ્છા બળવત્તર થતાં હું મારા સ્થાનેથી ઉઠયો અને તે બંન્નેની નજી-કમાં તેઓ જાણે નહિ અને જુએ નહિ એવી રીતે ધીમેથી જઇ છૂપાઇ ઉભો. થોડીવારમાં મને તરતજ માલમ પડયું કે તે બન્ને માની એકતો જગતના મનુષ્યોનાં લેખ લખનારી પરમપવિત્ર વિધાતા હતી અને બીજી જગતનાં મનુષ્યોને લલચાવી અધોગતિના તળીએ ડૂબાવનારી માયાદેવી હતી. આ બન્નેને ઓળખતાંજ મેં દૂરથીજ તેમને નમસ્કાર કર્યા. તે બન્ને એક બીજાની સાથે વાદવિવાદ કરી કહેતી હતી કે હું મોટી છું, ત્યારે તરતજ બીજી બોલતી કે “ હું મોટી છું.” મેં તે બન્નેનો વિવાદ સાંભળી તેમાંથી થોડોક ઉપયોગી ગાયનરૂપે બનાવ્યો. બ્હેન લલીતા! પ્રથમ તે ગા; પછી આગળ કહીશ.”

લલીતાએ ગાવા માંડયું. રત્નાવતીએ સિતાર બજાવવો શરૂ કર્યો. સૂર મળતાં લલીતાએ પ્રથમ વિધાતા દેવીનું બોલવું ગાન રૂપે લલકાર્યું.

ભાગ્યદેવી હું જગે ગણાવું, નિર્ધનને ધન આપું;
અનુપમ જ્ઞાન દઈ માનવનાં, કષ્ટ નિરંતર કાપું.
વિધીનો લેખ એવો કો દી ફરે ન તેવો.........

× × × × ×

માયાદેવી:—અજબ નામ મોહિની મારૂં, સુંદર ને વળી સારૂં,
ચોગી ભોગી સૌને ભેટી, હું મુનીનાં માન ઉતારૂં,
માયા હું મદમાતી, ત્રીલોકમાં પંકાતી..........

વિધાત્રી:—પ્રાણી માત્રનાં પાપ નિવારૂં, શુદ્ધ સદા મન મારૂં.
જીહ્‌વાએ વશી દગ્ધજનોનાં, ત્રિવિધ તાપ હું ટાળું;
વિધીનો લેખ એવો, કો દી ફરે ન તેવો.........

માયાદેવી:—ઇન્દ્ર ચંદ્ર વિષ્નુ ઉમાવર, સૌજનની હું સાથી,
દેવ અને દાનવમાં મોટું, કોઇ નથી મારાથી,
માયા હું મદમાતી, ત્રીલોકમાં પંકાતી.........

લલીતાએ ઘણા મોહન સૂરથી ગાઇ ગાન પૂર્ણ કર્યું. પુનઃ કિશોરે તેના સ્વપ્નની વાત આગળ ચલાવી.

"આવી રીતે તે બન્ને દેવીએ પરસ્પરમાં પોત પોતાની શ્રેષ્ઠતા દર્શાવવા લાગી. એ અરસામાં વિધાતાએ તેને શાન્ત પાડી કહ્યું, "જો તારી ઇચ્છા હોય તો આપણે એક માણસપર આપણી વિદ્યા અજમાવીએ અને પછી જોઇએ કે આપણ બન્નેમાં શ્રેષ્ટ કોણ છે?" વિધાતાનું કહેવું સાંભળી માયા બોલી, "તારે ખાત્રી કરવી હોય તો કર, પણ હું તો ચોક્કસ જણાવું છું કે જગતમાં મારા સમાન કોઈ નથી. ભલભલા મારી જાળમાં જકડાય છે.

"પણ તારી જાળમાં જકડાવાના લેખ તો લખનારી હું ને?" વિધાતાએ કહ્યું.

"અરે તારા લેખપર મેખ મારવાની શક્તી હું પૂર્ણ રીતે ધરાવું છું." માયાએ કહ્યું.

વિધાતાએ થોડીકવાર કંઇક વિચાર કરી કહ્યું, "જો તનેએટલો ગુમાન હોય, તો જો આપણી નજીકમાં એક માણસ છૂપાઇને ઉભો છે, તું તેનીપર તારૂં બળ અજમાવ."

"અરે હું તેને જોત જોતામાં મારે વશ કરી એક મર્કટની માફક નચાવીશ." માયાએ કહ્યું.

"જોજે પસ્તાય નહિ."

"બેફિકર રહે."

આમ બોલતી તે બન્ને દેવીઓ ધીમે પગલે મારી નજીક આવવા લાગી. હું ગભરાયો. મારૂં સર્વાંગ કંપવા લાગ્યું. મેં પ્રભુની સ્તુતિ કરી માયાની જાળમાં ન ફસાવાને માટે સ્હાય માગી. એવામાં જ તે બન્ને દેવીઓમાંથી માયાએ મારી નજીક આવી એકાએક મારો હાથ પકડી માયાળુ પણ મોહક અવાજે પૂછ્યું, "તમે કોણ છો?"

તેના અવાજથી મારા સમસ્ત શરીરમાં કંઇક થઈ ગયું. તેના સ્પર્શથી મારા આખા શરીરમાં વિજળીની માફક કંઇક સમજ પડે નહિ એવો ફેરફાર થયો. હું તેના સામે અનીમેષ દ્રષ્ટે જોઇ રહ્યો. મને તેની આંખ્યોમાં મોહક તેજ જણાયું. હું કંઇ પણ બોલવાનું સાહસ કરી શક્યો નહિ. આથી પુનઃ તે દેવીએ પૂછ્યું, "તમે કોણ છો? અને અહિં રાત્રિના સમયે આવવાનું શું કારણ છે? શું રસ્તો તો ભૂલ્યા નથી ને?"

દેવીના આ શબ્દો મને ઘણા આનંદમય લાગ્યા. મેં વિનીત ભાવે કહ્યું, "હું એક દુઃખી માણસ છું. જન્મ્યો ત્યારથી જ દુઃખના ડુંગરાઓ તળે કચડાએલો છું. મને જગતમાં શાન્તિ નથી. હું મારી પ્રેમ પ્રતિમાને શોધવા; તેનો બચાવ કરવા આ સ્થળે આવી ચઢ્યો છું."

મારૂં કહેવું સાંભળી માયાદેવીએ સ્મીત હાસ્ય કર્યું. આ હાસ્ય મને કંઇક આનંદમય જણાયું, પણ તેમાં મને કંઇક ભયંકરતાનું પણ ભાન થયું. તે દેવીએ દયામય દ્રષ્ટે મારા મુખ તરફ તાકી રહી

પૂછ્યું, "તારી પત્નીનું નામ શું છે?"

હું શરમાયો, પણ તરત બોલ્યો, "કમળા."

"તે ક્યાં ગઈ છે કે જેથી તારે તેની શોધમાં નીકળવાની જરૂર પડી છે?" દેવીએ પૂછ્યું.

મ્હેં તે દેવીને મારી તમામ વાત ટુંકમાં જણાવી. મારી વાત સાંભળી માયાદેવી ઘણી દુઃખી થઇ હોય એમ જણાયું, તેણે મને કહ્યું, "ખરેખર તારી કપટકળા પિશાચ સ્વરૂપી જ છે."

"હા, તે ભયંકર રાક્ષસીએ જ મારા સુખી સંસારને ક્લેશમય બનાવ્યો છે."

"ત્યારે તું હવે તારી કમળાને કેવી રીતે મેળવી શકીશ?" દેવીએ પૂછ્યું.

"જીવન પર્યંત તેને મેળવવાનો પ્રયત્ન કરીશ, છતાં તે નહિ મળે તો પૂર્વે જન્મમાં પણ તેને મળવાની પ્રભુને પ્રાર્થના કરીશ."

"તારા જેવો પ્રેમ ઘેલો તો મેં ક્યાંઇ પણ જોયો નહિ."

"દેવી! હું ગાંડો જ છું. કમળાના વિયોગે દિવાનો થઈ મારૂં તમામ ભાન ભૂલ્યો છું."

"શું કમળા જેવી બીજી સ્ત્રી જગતમાં ન મળે?"

"ના, મારી કમળા મારા આનંદનું ધામ છે; મારૂં સ્વર્ગ, મારૂં સર્વસ્વ છે. હું તેના સમાન સન્નારી આ સૃષ્ટિમાં ક્યાંઇ પણ જોઇ શકતો જ નથી."

"અરે! તારી કમળા કરતાં પણ અધીક રૂપગુણ સંપન્ન સન્નારીઓ આ પૃથ્વીપર છે. બોલ, તારે તેનાથી અધીક ગુણ સંપન્ન સુંદરીની ઇચ્છા છે?"

આ પછી કિશોરે લલીતાને ગાવાનું સૂચવ્યું. કારણકે તે પછીનો સંવાદ કિશોરે ગાનમાં બનાવેલો હતો. લલીતાએ ગાવું શરૂ કર્યું.

કિશોર દીનવદને દેવીને કહેતો હતો કે,

"કમળાદેવી મેળો મુજને, એ નામ હિરાનો હાર છે,
એ પ્રેમની પ્રતિમા વિના, વ્યર્થ સૌ સંસાર છે."

* * * *

માયાદેવીઃ—"કમળા કમળા શું બકે? કોણ કમળા નાર છે?
જો હોય ઇચ્છા તાહરી તો સુંદરી હજાર છે?
કહે તો લાવું સ્વર્ગથી કોઇ અપ્સરા કે પદ્મિની,
ત્રણ લોકની ભેગી કરૂં, સૌ પ્રેમદા પારસમણી."

કિશોરઃ—"મને ગમે એકે નહિ દેવી કે દિવ્ય સુંદરી,
પ્રિયતમા કમળા વિના અન્ય સૌ પત્થર પડી."

માયાદેવીઃ—"હઠીલા હઠ છોડી દે, શું અમર કમળા નાર છે?
ઘણાં ગૃહે રામા રમે, કૃત્રિમ જગતનો પ્યાર છે."

કિશોરઃ—"સ્થળ સ્થળ મોતી ન નીપજે, જળસ્થળ હિરા ન હોય,
ગૃહે ગૃહે કમળા ન મળે, રામા સૌ સતીઓ ન હોય."

લલીતાએ ગાન પૂર્ણ કરતાં કિશોરે કહેવા માંડ્યું, "દેવીએ મને ઘણી લાલચોથી લલચાવવા માંડ્યો; પણ હું તેની કૃત્રિમ લાલચોથી નહિ લલચાતાં મારા નિશ્ચયને વળગી રહ્યો. આ પછી તે દેવીએ તેનો હાથ ઉંચો કરી કંઇક અવાજ કર્યો કે જેથી એકાએક આકાશમાંથી એક દિવ્ય વિમાન નીચે ઉતરી આવ્યું. તે વિમાનમાં અપૂર્વ રૂપ લાવણ્યમયી ચાર રમણીયો બેઠેલી હતી. હું તે સુંદરીઓના રૂપ લાવણ્યથી મોહમુગ્ધ બન્યો, પણ વિકારવશ ન થયો. હું તેમનું રૂપ જોઇ પરમાત્માની પ્રશંસા કરવા લાગ્યો. આકાશ માર્ગેથી આવેલી તે રમ્ય રમણીઓએ પ્રથમ માયાદેવીને નમન કરી પછીથી દૂર ઉભેલાં વિધાતા દેવીને પ્રણામ કર્યાં. વિધાતા દેવી કંઇક સ્હેજ દૂર ઉભી રહી હતી. તેના મુખપરના અપૂર્વ તેજ સાથે દિવ્ય પ્રકાશ પથરાઇ રહ્યો હતો. વિમાનમાં બેસી આવેલી રમણીઓ માયાદેવીની પાસે ઉભી રહી. તેમના સામે જોઇ માયાદેવીએ હસ્તાવદને પૂછ્યું, "તમે બધી અહિં કેમ આવી છો?"

"આ નંદનવનમાં આનંદ કરવા." રમણીઓ બોલી.

"બીજી કંઇ ઇચ્છા છે?" માયાદેવીએ પૂછ્યું.

"અમારી ઇચ્છા આપનાથી ક્યાં અજાણી છે કે જેથી અમારી પાસેથી આપ શ્રવણ કરવાની ઇચ્છા ધરાવો છો?"

તે રમણીઓનું આવું બોલવું સાંભળી માયાદેવીએ મારા સામે જોઇ કહ્યું, "કિશોર?"

"માતા." મેં નમ્ર અવાજે જવાબ આપ્યો.

તરત તે દેવી કહેવા લાગી, "જો આ સુંદરીઓ કેવી મનહર છે? આ સર્વ સ્વર્ગની અપ્સરાઓ છે. નિરંતર સ્વર્ગમાં જ રહેનારી છે. તેઓ કોઇક દિવસ આનંદની ખાતર પૃથ્વીપર આવે છે. બોલ, આવી સુંદર સુંદરીઓ તેં કયાંય જોઇ છે કે?"

મ્હેં કહેવા માંડયું, "પૃથ્વીપરની સ્ત્રીઓમાં આવું સ્વર્ગિય સ્વરૂપ કયાંથી હોઈ શકે? આવા સ્વરૂપવાળી તો દેવીઓ જ હોય."

"તારૂં કહેવું સત્ય છે. કિશોર! હવે મને કહે કે તારી કમળા સુંદર છે કે આ રમણીઓ?" દેવીએ પૂછયું.

"મારી કમળા મૃત્યુ લોકની બાળા છે અને આ સ્વર્ગની દેવીઓ છે. એટલે આ દેવીઓ મારી કમળાથી અધિક સુંદર હોય એમાં શું નવાઈ?"

"ત્યારે તું કમળાને ભૂલી જા અને આ ચારમાંથી એકને પસંદ કરી સુખી થા."

દેવીના આ શબ્દોએ મારા હૃદયના ચૂરેચૂરા કરી નાખ્યા. હું ગભરાઇને બોલ્યો, "માતા! તમે આ શું બોલો છો? હું તો આ દેવીઓની સેવા કરવાને લાયક છું."

"પણ તારી કમળા કરતાં એ સુંદરીઓ વિશેષ રૂપ ગુણ સંપન્ન એનો તો ખ્યાલ કર?"

"મને આ દેવીઓ કરતાં મારી કમળા અધીક સુંદર અને ગુણ સંપન્ન લાગે છે."

"તારી ભૂલ થાય છે. મૃત્યુ લોકની અબળા આ દેવીઓના સમાન હોઇ શકે કે ?"

"પણ મારી કમળા એવી જ છે એમ મારૂં માનવું છે."

"પણ મારી ઇચ્છા છે કે તું આ ચારમાંથી એકનો સ્વીકાર કર."

"હું એમ કરી ભયાનક પાપમાં પડવા ઇચ્છતો નથી. હું મારી કમળા પ્રત્યે પ્રાણાંતે પણ વિશ્વાસઘાતી થનાર નથી. મારો પ્રેમ પવિત્ર છે. તે પ્રેમ કમળાને સમર્પ્યો છે. અમે તે પવિત્ર પ્રેમના પરીબળે સ્વર્ગમાં પણ સુખી થઇશું."

"કિશોર! હાથમાં આવેલું અમૃત શામાટે ઢોળી નાખે છે?"

"આ અમૃત નથી પણ વિષ છે."

"મારૂં માનવાથી સુખી થઇશ."

"મારે અનીતિનો આશ્રય કરી સુખી થવાની લગીર પણ ઇચ્છા નથી."

"મારી આજ્ઞાનો અનાદર કરીશ ?"

"આપની આજ્ઞા અન્યાયયુક્ત છે તેથી મારે અસ્વીકાર છે."

"કિશોર! હઠમાં હાની છે ?"

"તેથી શું ?"

"બહુ દુ:ખી થઇશ ?"

"દુ:ખને તો હું મિત્ર ભાવે ભજું છું; સાથે લઇને જ ફરૂં છું."

"આ સુંદરીઓની ઇચ્છા પૂર્ણ નહિ કરે તો તારે તેમનો શ્રાપ સ્વીકારવો પડશે."

"દેવીઓ દયાળુ હોય છે, તેઓ કદી શ્રાપ દેજ નહિ."

આ પછી માયાદેવીએ વધુ કંઇ નહિ કહેતાં નજીકમાં ઉભેલી રમણીયોને કંઇક છૂપી ભાષામાં સમજાવ્યું. આથી તત્કાળ તે દેવકન્યાઓ મારી આસપાસ આવી ઉભી રહી અને અનેક પ્રકારના હાવ ભાવ, નેત્ર કટાક્ષથી મને લોભાવવા લાગી. સ્વર્ગ સુખનાં વખાણ કરી અને મોટી મોટી લાલચો બતાવવા લાગી. પણ હું તો આંખ્યો બંધ

ફરી પ્રભુનું જ ધ્યાન ધરી રહ્યો હતો. આથી તે રમણીઓ મને ફસાવવાને અનેક પ્રકારે બોલી સમજાવવા લાગી. આ પછી મારે તેમની સાથે જે સંવાદ થયો, તે ગાન રૂપે લખેલો છે.

લલીતાએ પુનઃ ગાવું શરૂ કર્યું. દેવીઓ વિનિત ભાવે અને મોહક સ્વરે વિનવતી હતી કે,

"કામદેવ રઢીયાળા આવ્યા, રેલી અમી ઝરણી,
મુક્તા ફળથી ભાવે વધાવ્યા, પ્રબળ આશ અંતરની;
અમે સૌ કામદેવ પરણી.

કિશોરઃ— દેવ સમાં સન્માન જ દીધાં ઉત્તમ તમ કરણી,
શુભ શુકુનની એજ નિશાની, છો કુમ કુમ ચરણી;
નમું હું માતા મનહરણી.

અપ્સરાઓઃ—રાજ પધાર્યા આજ ઉલ્લાસે પાવન થઇ ધરણી,
મોહનમંત્ર ભણી અજવાળી વિદ્યા વશીકરણી;
અમે સૌ કામદેવ પરણી.

કિશોરઃ— દૃષ્ટિ યોગમાં મધુરૂં હસતાં ચારૂ ચંપક વરણી,
મૂક્તિરૂપ શક્તિ સાધકની સાધો સ્વર્ગ નીસરણી;
નમું હું માતા મનહરણી.

અપ્સરાઓઃ—આશા રૂપ સ્વરૂપ પ્રભુજી છોજી મુગુટ મણી,
રમ્ય જીવિત હૃદયની આશા પૂરો પારસમણી;
અમે સૌ કામદેવ પરણી.

કિશોરઃ— જનની ભગનીના ભાવ સ્મરાવો, પ્રતિમા નાજુક નમણી,
કાન્ત સકળની કાન્તિવાળાં, બ્રહ્મ ભોગી રમણી;
નમું હું માતા મનહરણી.
પ્રકૃત્તિની જડ ચેતન સૃષ્ટિ બ્રહ્મ તણી સહચરણી,
શાન્તિ સદનમાં જગ જન હિતની શોધો પાર ઉતરણી;
નમું હું માતા મનહરણી.

લલીતા ગાઇ રહી. રાજપુત્રીએ સિતાર નીચે મૂકી પૂછ્યું. એ પછી શું થયું.

કિશાર બોલ્યો, " હું તેમના ચરણમાં પડ્યો. અપ્સરાઓ નીચું જોઈ રહી. માયાદેવીની પણ વિકળ બની. બાદ તેમણે મને ધન્યવાદ આપી વિધાતાને પાસે બોલાવી પોતાની હાર કબુલ કરી. મેં વિધાતાના ચરણમાં પ્રણામ કર્યા. વિધાતાએ મારા શીરે હાથ મૂકી આશિષ આપતાં કહ્યું કે " પુત્ર ! સુખી થા અને અહિંથી આ પળે તું પૂર્વ દિશા ભણી ચાલ્યો જા. તને તારી કમળાનું મિલન થશે. " આટલું કહી વિધાતા સર્વ દેવીઓની સાથે વિમાનમાં બેસી આકાશ માર્ગે પ્રયાણ કરી ગઈ. હું બે હાથ જોડી તેમને જોવાય ત્યાં સુધી જોઇ રહ્યો અને પછી દેવીએ કહ્યા પ્રમાણે પૂર્વ દિશા તરફ વળ્યો. ઘણે દૂર જતાં એક મ્હોટો પ્હાડ આવ્યો. તે પ્હાડની તળેટીમાં એક ગુફા આવેલી હતી. તે ગુફાના દ્વાર પાસે મેં એક સ્ત્રીને બેઠેલી જોઇ. હું તત્કાળ તેની પાસે ગયો; અને તે સ્ત્રી કે જે મારી કમળાજ હતી તેને જોતાં જ હું આનંદની બૂમ પાડી ઉઠયો. કમળા પણ મારે કંઠે વળગી રૂદન કરવા લાગી. હું તેને આશ્વાસન આપવા લાગ્યો. પછી અમે સુખ દુઃખની વાતો કરવા લાગ્યાં પણ એટલામાંજ એક વૈતાળ જેવો કદાવર ભયાનક માણસ દોડી આવ્યો અને તેણે મારા કંઠે વળગેલી કમળાને તેના પ્રચંડ હાથથી ખેંચી લીધી અને મને બીજા હાથ વતી જોરથી ધક્કો માર્યો; કે જેથી હું એક નાના પક્ષીની માફક ઉછળી ઘણે દૂર આવી પડયો. બ્હેનો ! આ પછી તરત મારી આંખ ઉઘડી ગઇ. હું આંખ્યો ચોળતો પથારીમાં બેઠો થયો અને વ્યાકુળતાથી ચારે તરફ જોવા લાગ્યો. દીપક મંદ પ્રકાશે પ્રકાશી રહ્યો હતો. મને સ્વપ્નની ખાત્રી થઇ. મેં ઉભા થઇ ઘડીઆળમાં જોયું તો રાત્રિના ત્રણ વાગેલા જણાયા. આ પછી મને ઉંઘ આવી નહિ, હું જાગતો જ બેસી રહ્યો. આ વિચિત્ર સ્વપ્નના લીધે હજી પણ મારી અશાન્તિ દૂર થતી નથી.

સ્વપ્નની વાત પૂર્ણ થતાં રાજપુત્રી બોલી, " ખરેખર તમારૂં એ સ્વપ્ન અદ્ભુત છે. પણ મારો આત્મા કહે છે કે તમારી કમળા હવે

તમને ટુંકમાંજ મળશે. વારૂ પેલો મુઝફ્ફરપૂરનો દિવાન સત્યવીર કમળાના બચાવના અર્થે નિકળ્યો છે તેના કંઇ સમાચાર મળ્યા કે નહિ ? ”

“ ના, પણ આવતી તારીખ બીજીએ વીલીયમ સાહેબ આપણા નગરની મૂલાકાતે આવનાર છે. તેમને મળી સત્યવીરની તપાસ કરાવીશું. ”

“ સત્યવીર ઘણોજ બાહોશ માણુસ છે. ” લલીતાએ કહ્યું.

“ હા, તે બહાદુર નરે જ કમળાનો કૃષ્ણનંદનના પિશાચખાનામાંથી ઉદ્ધાર કર્યો હતો. તેનો એ ઉપકાર જન્મ પર્યંત વિસરી શકાય એવો નથી.”

“ લલીતાએ ગાએલા સંવાદને આપે ગાયન રૂપે ક્યારે બનાવ્યો ? ” રાજકન્યાએ પૂછ્યું.

“ મોટા મળસકે. ” કિશોરે જણાવ્યું.

“ ઘણો સુંદર સંવાદ છે, તેમાંથી બોધ પણ મળી શકે એમ છે. હું એ સંવાદને મારી નોંધ પોથીમાં લખી રાખીશ. ” રત્નાવવતીએ કહ્યું.

“ માસ્તર સાહેબ ! તમે મુજફ્ફરપુરના ઠાકોરનું નામ સાંભળ્યું છે કે ? ” લલીતાએ પૂછ્યું. રાજકન્યાના મુખપર રોષ પ્રકટયો, કિશોરે કહ્યું, “ હા. તે ઠાકોર ઘણોજ બહાદુર અને સાથે ગુણજ્ઞ છે. તેની કીર્તિનાં ચારે તરફ વખાણ થાય છે. તેની પ્રજાને સંપૂર્ણ સુખ છે. કંપની સરકારમાં પણ તેનું સારૂં માન છે. ત્યાં રાજા અને દિવાન બન્ને ન્યાયનીપુણ છે. વારૂ તેના વિશે તમારે કેમ પૂછવું પડ્યું ? ”

“ સ્હેજ. ” લલીતાએ રાજકન્યા સામે જોઇ હસી દીધું. રત્નાવતી લલીતાપર ગુસ્સે થઈ હોય એમ જણાયું.

કાન્તા લલીતાના બોલવાથી અને રાજકન્યાના રોષ ઉપરથી સમજી ગઇ. તેણે ગંભીર મુખે કહ્યું, “ ત્યારે તો તે ઠાકોર આપણાં રત્નાવતી બ્હેનને લાયક ગણાય. કિશોરભાઇ ! આ રત્નાવતી બ્હેન હવે લગ્નને માટે લાયક થયાં છે.”

" મહારાજા પણ તેજ વિચારમાં છે. "

ત્યારે તમે રત્નાવતી બહેનના માટે તે રણમલસિંહની ભલામણ રાજાજીને કરજો. "

કિશોર હસ્યો. રત્નાવતીને કાન્તાનું બોલવું અંતરમાં ગમ્યું; પણ તેણે તે ભાવ તેના મુખપર જણાવા દીધો નહિ. મૌન પ્રવર્તાયું. થોડી-વારે નીચેના ભાગમાં ગાડીનો ખડખડાટ સંભળાયો. લલીતાએ ઉભી થઇ બહાર દૃષ્ટિ કરી, તો તેને ગાડીમાં બેસી પોતાના પિતા ત્યાં આવતા જણાયા. તેણે દિવાનજીના આવવાના સમાચાર સર્વને આપ્યા. રાજપુત્રીએ સિતાર દૂર મૂકી દીધો. સઘળાં દિવાનજીના આગમન દ્વાર તરફ દૃષ્ટિ કરી રહ્યાં.

---

## પ્રકરણ ૬ ઠું.

### એક દૃષ્ટાંત-ઉપદેશ.

છત્રીસગઢ રાજ્યના કાર્યદક્ષ દિવાન માણેકચંદે રામભુવનમાંના દિવાનખાનામાં પ્રવેશ કર્યો. તેમને જોતાંજ સૌએ ઉભાં થઇ તેમને નમન કર્યું. માણેકચંદે સૌને આશિષ આપી ગાદીપર સ્થાન લીધું. કિશોર—કાન્તા—લલીતા અને રાજકન્યા રત્નાવતી તેમની સન્મુખ બેઠાં. દિવાને કિશોર સામે જોઈ કહ્યું, " કેમ તમને બરાબર ફાવે છે ને ? આ નગરમાં ગમે છે ને ? "

કિશોરે કહ્યું. " આપના પ્રતાપથી હું અત્રે પૂર્ણ સુખી છું. "

" કિશોર! પ્રતાપ પ્રભુનો છે. હવે તમારી કમળા તમને મળે તો મને સંતોષ. " દિવાને કહ્યું.

" પિતાજી ! આપણા તરફથી કમળાદેવીની શોધ ચાલે છે ને ? " લલીતાએ પૂછ્યું.

" હા. " દિવાને જણાવ્યું.

" તે કામ કોને સોંપ્યું છે ? " રાજકન્યાએ પૂછ્યું.

"આપણા રામગોપાળને, તે ઘણો કાર્યદક્ષ છે."

"તેણે કંઇ સમાચાર મેળવ્યા?" કાન્તાએ પૂછયું.

"ના, તે હજી કંઇપણ સમાચાર મેળવી શક્યો નથી."

"કમળાદેવીના વિયોગથી માસ્તર સાહેબ ઘણા દુઃખી થાય છે, નિરંતર મનમાં મુંઝાય છે." રાજ્યબાળા બોલી.

"પ્રભુ સૌ સારૂં કરશે. દુઃખમાં દુઃખ અને સુખમાં સુખ આવી મળે છે. કિશોરને સુખની શરૂઆત થઇ છે તો હવે જરૂર કમળાનું મિલન થઈ તેના સુખમાં વૃદ્ધિ થશે."

"આપની આશિષ સફળ થાવ." કાન્તાએ કહ્યું.

"બાપુ! મુજફ્ફરપુરનો ઠાકોર રણમલસિંહ કેવો છે?" લલીતાએ રાજકન્યા સામે જોઇ પૂછયું.

"કેમ વારૂં? તારે તે જાણવાની શી જરૂર છે?" દિવાને પૂછયું.

"તે પાછીથી કહીશ; પણ પ્રથમ મેં પૂછયું તે કહો?"

"આખા રાજસ્થાનમાં તેના સમાન અન્ય કોઇપણ ઠાકોર અગર રાજા નથી. ટુંકાણમાં તે સર્વ ગુણ સંપન્ન ઉપરાંત રૂપવાન પણ છે."

"ત્યારે આપણાં આ રત્નાવતી બ્હેનને તેની સાથે પરણાવ્યાં હોય તો?" લલીતાએ હશીને પૂછયું.

તેની જોડે બેઠેલી રાજ્યબાળાએ ગુસ્સે થઇ કોઇ જાણે નહિ એમ તેને ચુંટકી ખણી.

દિવાન બોલ્યો, "મારો અને મહારાજાનો પણ એવોજ વિચાર છે. આવતી તારીખ બીજીના રોજ વિલીયમ સાહેબ આપણા નગરની મુલાકાત લેનાર છે. તે સાહેબને અને રણમલ ઠાકોરને સારો સ્નેહ છે. વિલીયમ સાહેબ અહિં આવશે ત્યારે અમે રાજકન્યાના લગ્ન વિષે તેની સલાહ લેશું અને પછી લગ્ન કાર્યનું પણ નક્કી કરીશું."

રાજકન્યાને મનમાં આનંદ થયો, લલીતા પણ ખુશી થઇ. થોડીવાર શાન્ત રહી દિવાને કહ્યું. "કિશોર! લ્યો, આ તમારા નામનું કાગળનું એક બંડલ આવ્યું છે." દિવાને એક નાનું કાગળનું બંડલ

કિશોરના હાથમાં આપ્યું. કિશોરે બંડલ ખોલી તેમાંનું લખાણ વાંચવા માંડ્યું. વાંચવામાં ઘણો વખત વિત્યો. આથી દિવાને પૂછ્યું, "કિશોર! એમાં એવું તે શું લખેલું છે કે જેથી વાંચવામાં છેકજ તદ્રુપ બની ગયા છો ?"

કિશોર બોલ્યો, "હું અગાઉ આપને જે મારા એક લેખક મિત્ર વિશેની વાત કરી હતી; તેણે આ લખાણ મારીપર મોકલ્યું છે. આમાં કન્યા વિક્રય અને કંઇક સમાજના સુધારાપરનો વિષય ચર્ચેલો છે."

"ત્યારે તો ઉતાવળથી વાંચો કે જેથી અમે પણ તે લખાણ સાંભળવાનો લાભ મેળવીએ. વારૂ લખનારનું શું નામ છે ?" દિવાને પૂછ્યું.

"લખનાર મારા તે લેખક મિત્રનો સ્નેહિ છે. તેણે મારા એ લેખક મિત્રપર તેનું આ લખાણ સુધારવાને અર્થે મોકલી આપ્યું હતું, પણ તે મારા મિત્રને સુધારવાની ફુરસદ નહિ મળેલી હોવાથી તેણે સુધારવાને માટે મારાપર મોકલી આપ્યું છે. આ લખનારનું નામ મી. વલ્લભદાસ શામળજી છે. તેઓશ્રી હાલ કલકત્તામાં વ્યાપારી છે. તેમના આ લેખનું નામ નીચે પ્રમાણે છે. આપની ઇચ્છા છે તો સાંભળો. બ્હેનો! તમે પણ ધ્યાનપૂર્વક સાંભળજો." કિશોરે વાંચવા માંડ્યું.

## "અમારી સામાજીક ફતેહ."

સવારના આઠનો સમય હતો. પ્રાતઃકાર્ય કરીને હું મારા ગૃહમાં બેઠો બેઠો આપણી સાંસારીક દુર્દશા વિષે વિચાર કરી રહ્યો હતો. કેટલીક વખત વિચારના પ્રવાહમાં તલ્લીન થઇ ગયેલા મનુષ્યને આસપાસ શું ચાલે છે તેનું પણ ભાન રહેતું નથી. મારી સ્થીતિ પણ આજે કંઇક એવાજ પ્રકારની થઇ રહી હતી. થોડો સમય વિતતાં મારૂં મન વિચારવા-બોલવા લાગ્યું કે, "જ્યાં સુધી આપણા સંસાર સમાજમાં ઉંડા પેસી ગયેલા સડા નીકળશે નહીં, ત્યાં સુધી બીજી દિશાઓમાં આપણી ગમે તેટલી પ્રગતી થાય, છતાં આપણી ઉન્નતિ થવાની નથી. અરે પ્રભુ ! શું અમારી હતભાગિની બાળાઓના ઉષ્ણુ

અહુધી અમારો સંસાર–સમાજ સદાકાળ કલંકીત રહેવા નિર્માણ થયેલો હશે? આવા દુષ્ટ રીવાજોમાંથી અમારો ઉદ્ધાર નહીંજ થઇ શકે કે શું?"

"એકાએક પ્રશ્ન થયો કે,

"કયો દુષ્ટ રીવાજ?"

મેં ચમકીને ઉંચું જોયું તો મારા સ્નેહી મિત્ર શ્રીયુત પ્રેમજીભાઇ કે જેઓ મુંબાઇમાં એક બાહોશ વ્યાપારી છે–વિદ્વાન છે અને સદા આનંદી–હસમુખા છે; તેઓ જાત્રાએથી પાછા ફરતાં મને દર્શનનો લાભ આપવાની ઇચ્છાથી મારા રંક ગૃહને પાવન કર્યું હતું; તેમણે એકાએક મને ઉપરનો પ્રશ્ન કર્યો. તેઓશ્રી મારી સામેનીજ ખુરશી ઉપર બેઠા હતા. તેમને જોઇ મેં આનંદ પામી પૂછ્યું.

"ઓહો! આપ કયારના મારી પાસે આવી બેઠેલા છો! માફ કરજો કે મને આપના આગમનની ખબરજ રહી નહીં."

મારા મિત્ર પ્રેમજીભાઇ હસતાં હસતાં બોલ્યા. "આમ વિચારમાંને વિચારમાં ચિત્ત ભ્રમ ન થઇ જાય તેની સંભાળ રાખજો. વારૂ! પણ શું વિચાર કરી રહ્યા છો તે તો કહો!"

"શું કહું ભાઇ, હું જેમ જેમ આપણી સામાજીક દુર્દશાનો વિચાર કરૂં છું, તેમ તેમ મને વધારે વધારે દુઃખ થતું જાય છે. હાય! આપણો સંસાર એક વખતે કેવો સુંદર હતો, અને હાલ કેવો છે? કેવો વિચિત્ર ફેરફાર? અરે પ્રભુ! તેં અમને એક વખતે ઉન્નતિને શીખરે ચડાવી દીધા તે આવી અધોગતીમાં ગબડાવી પાડવાને વાસ્તેજ! નહિ, નહિ; પણ એમાં પ્રભુને દોષ દેવો વૃથા છે. 'જેની ચડતી તેની પડતી.' એતો કુદરતી નિયમ છે. પ્રભુ! તું તો દયાનો સાગર છે! તો તને દુઃખી બાળાઓની યતકિંચીત્ પણ દયા નથી આવતી શું? દયા કરો, પ્રભુ અમારી ઉપર દયા કરો! રંક અને અજ્ઞાન મનુષ્યોને અધોગતીમાંથી બચાવો."

મી. પ્રેમજીભાઇ કે જે અત્યાર સુધી આ બધુ શાંત ચિત્તે સાંભળતા હતા, તે હવે બોલ્યા–"ભાઇ! સમાજની દુર્દશાના વિચારથી

હૃદય વ્યથા થાય એમાં કાંઈ નવાઇ નથી. પરંતુ નકામો બળાપો કરવાથી શું ફાયદો ? આજ વર્ષો થયાં કેટલા દયાળુ આત્માઓ કન્યા વિક્રય જેવા દુષ્ટ રીવાજો નાબુદ કરવા વાસ્તે તનતોડ યત્ન કરી રહ્યા છે ? પણ ભાઇ, મને કહો કે એનું પરીણામ શું આવ્યું ? 'જ્યાં આભ ફાટયું ત્યાં થીગડું દેવા કયાં જવું ?' જ્યાં આપણી જ્ઞાતિઓના અગ્રેસર બાબાપોજ કન્યાવિક્રય કરવાવાળાઓના આગેવાન ત્યાં નગારખાનામાં તુતુડીના અવાજની માફક આપણી દાદ ફરીઆદ કોણ સાંભળે છે ? જ્યાં સ્વાર્થના પડળ મનુષ્યને અંધ બનાવી દે છે ત્યાં આપણા જેવા થોડાકના યત્નથી તેનાં ચક્ષુ કેમ ઉઘડે ? મેં તો હવે નિશ્ચય કર્યો છે કે આ બાબતમાં મિથ્યા પ્રયત્ન છોડી દઈ શાન્ત ચિતે ઘરને ખુણે બેઠા બેઠા શું થાય છે, તે જોયા કરવું." મારા મિત્રના આ કથનથી હું તદ્દન નિરાશ થઈ ગયો. "શું આ વિષય-માં હવે પ્રયત્ન માત્ર છોડી દેવો ? નહિ, નહિ, એતો કેમ બને ? ત્યારે કરવું શું ? હાય ! કન્યા વિક્રયરૂપી દુષ્ટ દૈત્ય દર વરસે કેટલી બધી અણસુંઘેલી કુસુમ કળીઓને ખીલતાં પહેલાંજ કરમાવી નાખતો હશે ? હાય ! કન્યાવિક્રયના પંજામાં ફસી પડેલી કેટલી બધી બાળ યુવાન વિધવાઓ ચોધાર અશ્રુઓ વરસાવી રહી હશે ? અને આપણી સમાજને શ્રાપ આપી રહી હશે ? મને તો લાગે છે કે આપણી દરેક પ્રકારે જે અધોગતી થઈ રહી છે તેમાં આપણી બાળાઓના શ્રાપજ કારણભૂત હશે !

અરે આર્ય પિતાઓ ! તમે તો આખા વિશ્વમાં જીવ દયાને માટે પ્રખ્યાત હતા ને હજી પણ છો. તમારા પગ તળે એક નાની કીડી છુંદાઈ જતાં પણ તમને કંપારી છુટે છે; તો પછી તમારા રૂધીરથી ઉત્પન્ન થયેલી તમારા અંશરૂપ આત્મજાઓને ઢોરની પેઠે વેચતાં તમારો જીવ કેમ ચાલે છે ? મને તો લાગે છે કે તમારા કરતાં મુસલમાન ભાઇઓ હજાર દરજ્જે ઉત્તમ છે. કારણકે તેઓ પોતાની પુત્રીઓને કદાપી પણ વેચતા નથી. હાય ! તમારા હસ્તથી દરવરસે કેટલી બધી

કુસુમલતાઓનો કચરઘાણ નીકળી જતો હશે, તેનો જ્યારે ખ્યાલ આવે છે ત્યારે હૃદય ચિરાઇ જાય છે. તમારા જુલમને લઇને એક બાજુ જ્યારે વિધવાઓની સંખ્યા વધતી જતી જોવામાં આવે છે. ત્યારે બીજી બાજુ ઘણા સુશિક્ષિત યુવકો ધનને અભાવે પુખ્ત ઉમ્મર થવા છતાં કુંવારી સ્થિતિમાં રખડતા જોવામાં આવે છે.

આજ વખતે મારા એક બીજા મિત્ર શ્રીયુત છગનલાલભાઇએ ગૃહમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાં કરતાં તેમણે મારૂં છેલ્લું વાક્ય સાંભળ્યું, અને ખુરશી ઉપર પોતાની બેઠક લેતાં બોલ્યા,—" એમ કેમ ? વિદ્યોપાર્જન કરવા છતાં આપણા યુવક વર્ગને કન્યા ન મળે, એ વાત હું માની શકતો નથી. "

મેં કહ્યું, " તમે ધારતા નહિ હો, પરંતુ હું તો ધારૂં છું કે કન્યાવિક્રયે આપણા યુવક વર્ગને પણ કફોડી સ્થિતિમાં મૂકી દીધેલ છે.

" એમ કે ? " છગનભાઇએ ફરીથી પણ એનોએજ પ્રશ્ન કર્યો."

" સાંભળો, એ તો તમે પોતે પણ કબુલ કરશો કે આપણી આધુનીક કેળવણી કાંઇ એવા પ્રકારની નથી કે જેને લઇને આપણો યુવક વર્ગ પોતાની આર્થીક સ્થિતિ સુધારી શકે. હવે જેઓ કન્યાવિક્રય કરનારા છે, તેઓ વર કેળવાયેલ છે કે નહિં તેની થોડીજ દરકાર કરે છે. તેઓતો આંખો મિચીને જે પૈસા આપે તેનેજ કેળવાયેલ સમજીને દીકરી આપે છે. હવે આપણા યુવકો પેટે પાટા બાંધીને માંડમાંડ કેળવણી લઇ શકયા હોય તેઓ કન્યાના મા બાપને મોં માગ્યું ધન ક્યાંથી લાવી આપે ? જે લોકો કન્યાવિક્રય કરનારા નથી તેના તરફથી આ લોકો કંઇક આશા રાખી શકે ખરા, પરંતુ આ સજ્જનોની સંખ્યા ઘણીજ જુજ છે. અને વળી તેઓ વર પસંદ કરતી વખતે એકલી વિદ્યાપર નજર નહિ કરતાં એટલી બધી સૂક્ષ્મ બાબતોનું અવલોકન કરે છે કે આપણા યુવકોને ઘણે ભાગે તેમના તરફથી પણ નિરાસા જ મળે છે. અલબત્ત જે જ્ઞાતિઓ વિશાળ છે, ત્યાં તો કેળવાયેલ વર્ગની યોગ્ય કદર કરનાર મળી આવે છેજ. પરંતુ આપણી જ્ઞાતિ

જેવી ટુંકી જ્ઞાતિઓમાં 'ટકે શેર ભાજી ટકે શેર ખાજા' ની માફક કેળવાયેલ અને વગર કેળવાયેલ વર્ગના સરખા હાલ છે. અહિં તો લક્ષ્મી દેવીનેજ માન છે. સરસ્વતી દેવીનો કોઇ ભાવ પણ પૂછતું નથી.

છગનલાલઃ-ત"મારી દલીલ કંઇક અંશે વ્યાજબી છે ખરી. પણ તમારા કથન પ્રમાણે જ્યારે એક બાજુએ વિધવાઓ અને બીજી બાજુએ કુંવારાઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે;ત્યારે જાણ્યે અજાણ્યે, પરોક્ષ યા પ્રત્યક્ષ રીતે અનેક અનાચારો થાયજ, તેમાં કાંઈ નવાઇ નથી. આજે જેટલી વિધવાઓ છે, તેટલી સધવા હોત અને જેટલા કુંવારા છે તેટલા પરણેલા હોત તો આપણી જ્ઞાતિ દિન પ્રતિદિન ટુંકી થતી જાય છે તે ન થાત. મને તો લાગે છે કે જો પુનર્લગ્નની છુટ મળે તો આ બધી પંચાત મટી જાય, કેમ ખરૂં કે નહિ? તમારો શું મત છે?"

મેં તથા પ્રેમજીભાઇએ કંઇ પણ જવાબ આપ્યો નહિ કારણકે અમે બન્ને પુનર્લગ્નથી વિરૂદ્ધ વિચારો ધરાવતા હતા. કારણકે સ્નેહ લગ્નના સ્વપ્નમાં રમતા આત્માઓને પુનર્લગ્નની વાત ક્યાંથી ગમે? 'લગ્ન એ કાંઇ શારિરીક સંબંધ માત્રજ નથી. પરંતુ આત્મીક સંબંધ છે. લગ્નમાંની પ્રેમગાંઠ સાક્ષાત્ પરમેશ્વર પોતાને હાથે જ બાંધે છે. અને એક આત્માનો બીજા આત્માની સાથે પ્રેમ સંબંધ જોડે છે.' એ નવસંહીતામાંના કથન ઉપર સંપૂર્ણ વિશ્વાસ ધરાવનારાને પુનર્લગ્નની હિમાયત કરનારાઓની દલીલો કેવી રીતે ગળે ઉતરી શકે? જવાબ ન મળવાથી પુનઃ છગનભાઇ બોલ્યા, "જ્યારે એક બાજુએ તમો વિધવા વિવાહ તરફ અણગમો બતાવો છો, ત્યારે બીજી બાજુએ વિધુર વિવાહ તરફ આંખ આડા કાન કરો, એ તમારો કેવો ન્યાય? સ્ત્રી વિધવા થાય તો તેણીની આખી જીંદગી બરબાદ જાય અને પુરૂષ ગમે તેટલી વખત વિધુર થાય. છતાં ફરી વખત પરણી સુખી થાય એ શું તમારો સ્ત્રી જાત પ્રત્યે ચોકખો અન્યાય અને જુલમ ન કહેવાય કે? અલબત્ત, હું તમને એમ નથી કહેતો કે તમે વિધવા વિવાહની તરફેણ કરો.

જો તમે વિધવા વિવાહનો પ્રચાર કરવા ન ઇચ્છતા હો તો વિધુર વિવાહ બંધ કરવા તનમનથી યત્ન કરો. જ્યાં સુધી વિધુર વિવાહ પ્રચલીત છે, ત્યાં સુધી તમે વિધવા વિવાહની સામે ગમે તેટલી દલીલ કરો છતાં તમારી દલીલો સ્વાર્થીજ ગણાશે. શું તમો નથી માનતા કે પુરૂષોના પુનર્લગ્નોનો જ મોટે ભાગે કન્યાવિક્રય જેવા દુષ્ટ રીવાજને ઉત્તેજન આપે છે? જો હમણાં પુરૂષવર્ગમાં પુનર્લગ્નનો રિવાજ બંધ થઇ જાય તો કન્યાવિક્રય કરવાવાળાઓના મોટા ભાગની જબરી રોજી તુટી જશે. અને તેને પરીણામે વિધવાઓની સંખ્યામાં પણ ઘટાડો થશે. એટલે અમોને વિધવા વિવાહની હિમાયત કરવાનું કાંઇ પણ કારણ રહેશે નહિ.”

મી. પ્રેમજીભાઇ:—“તમારી દલીલ અક્ષરશઃ સત્ય છે. હું તે કબુલ કરૂં છું. વિધુરવિવાહ બંધ કરવાની સંપૂર્ણ જરૂર છે. પરંતુ એક એવી દલીલ છે કે જેને લઇને વિધુર વિવાહને કંઇક અંશે છુટ હોવી જોઇએ. આપણા શાસ્ત્ર પ્રમાણે એક માણસનો વંશ પુરૂષથી ચાલુ રહે છે અને નહીં કે સ્ત્રીથી. જો સ્ત્રી સંતાન વગર ગુજરી જાય તો કોઇનો વંશ બંધ પડી નહિ જાય સ્ત્રી પરંતુ એક માણસનો એકનો એક દીકરો સંતાન વગર ગુજરી જશે તો તેનો આખો વંશ બંધ પડી જશે. માટે મારી માન્યતા છે કે જો ત્રીસ વર્ષના અંદરની પુરૂષની સ્ત્રી ગુજરી જાય; અને તે પુરૂષને પુત્ર ન હોય તો તેને પુનર્લગ્ન કરવાની છુટ મળવી જોઇએ. પરંતુ ત્રીસ વર્ષની ઉપરના પુરૂષને પુત્ર ન હોય છતાં તેણે પુનર્લગ્ન કરવું એ વ્યાજબી નથી. વળી જે પુરૂષને સંતતીમાં એકાદ પુત્ર હોય અને જો તેની સ્ત્રી ગુજરી જાય, તો તેણે પુનર્લગ્ન કરવાની બીલકુલ જરૂર નથી.”

મેં કહ્યું, “વાહ તમે મારા વિચારને બરાબર મળતા છો. જો આ પ્રમાણે સુધારો થશે તો પુનર્લગ્નની હિમાયત કરનારાઓ આપણી ઉપર જે આક્ષેપો કરે છે તે નહિ કરે. અલબત્ત જો કે આ ઘણો આકરો સુધારો છે. પરંતુ વિધવાઓને જે દુઃખ વેઠવું પડે છે તેની આગળ પુરૂષનું દુઃખ કાંઇ વિસાતમાં નથી.”

આમ વાર્તાલાપ ચાલી રહ્યો છે, તેવામાં "મણીઆ, એ મણીઆ, અહિં મણીઓ છે કે ?" એમ બોલતા એક હાથમાં હુક્કો અને બીજા હાથમાં કુંચીઓનો જુડો હલાવતા મગનશેઠે ગૃહમાં પ્રવેશ કર્યો.

"આવો, આવો કાકા, અહિંતો મણીભાઇ આવેલ નથી. બેસોને."
"ના, ના, બેસીશ તો નહિ. એતો મણીઓ દી ઉંડેલ સવારનો ઉઠીને દીશાએ જવાનું નામ લઇને કોણ જાણે કયાં ગયો છે. મેં જાણ્યું કે અહિં બેઠો હસે તે તેડી આવું. ઠીક ત્યો. હવે હું જાઉં છું. દુકાને કોઇ નથી."

"ના, ના. કાકા, એમ તે થાય ! જરાકતો બેસો."

"ઠીક લે ત્યારે." એમ કહીને મગન કાકા ધબ દઇને એક ખાલી ખુરસી ઉપર બેસી ગયા, અને હુક્કો ગગડાવવા મંડી પડયા.

થોડીવાર સુધી સૌ મૌન રહ્યા. છેવટે મગનશેઠે શાન્તીનો ભંગ કર્યો, "કેમ શું ગપાટા ચાલી રહ્યા છે મારા આવવાથી ચૂપ કેમ થઇ ગયા ? કાંઇ ખાનગી વાતો તો નથી ચાલતીને ? એવું કાંઇ હોય તો હું અહિંથી જાઉં ? હોય ભાઇ ! જુવાન મંડળી એટલે નવી નવી વાતો પણ ચાલે."

અત્રે જણાવવું આવશ્યક થઇ પડશે કે ભગતશેઠ અમારી જ્ઞાતિના૦૮ ગૃહસ્થ હતા. ગામડામાં પરચુરણ વ્યાપારની દુકાન એટલે આર્થીક સ્થિતિ નબળી હોયજ. ઉમ્મર લગભગ પચાસ ઉપરની થવા આવી હતી. પરંતુ સ્વભાવ એવો તો મીલનસાર હતો કે નાના બાળકથી તે વૃદ્ધ સુધીનાં દરેક સાથે વાતચીતમાં મળી જતા. જો કે હતા તો જુના વિચારના પરંતુ નવિન વિચારોનો તિરસ્કાર કરતા નહિ. પણ યુવાન વર્ગમાં તેમને કેટલીક ખામીઓ જણાતી અને પ્રસંગોપાત આ ખામીઓ યુવાન વર્ગ સમક્ષ જણાવી પણ દેતા. પોતે જો કે કન્યાવિક્રયથી વિરૂદ્ધ હતા છતાં આ વર્ષે તેમની દીકરીનું સગપણ કરી વરવાળા પાસેથી અમુક રકમ તેમણે લીધી હતી. તેના આ કૃત્યથી કન્યાવિક્રય કરવાવાળાઓના પક્ષમાં એકનો વધારો થયો જાણી ખુશી કન્યાવિક્રયી

પક્ષ થયો હતો પરંતુ અમારા જેવા જુવાનીઆ તેના આ કૃત્યથી ઘણાજ નાખુશ થયા હતા.

મગનશેઠના પ્રશ્નનો જવાબ આપતાં પ્રેમજીભાઇ બોલ્યા, " ના, એવું કાંઇ છે નહિ. એતો કન્યાવિક્રય વિષે સ્હેજ વાત થતી હતી.

મગન કાકા એક નિઃશ્વાસ નાંખીને બોલ્યા, " હા ભાઇ! હવે એ દુષ્ટ રીવાજનો જેમ બને તેમ જલદીથી અંત આવે તો સારૂં."

આ સાંભળીને અમે બન્ને તો ચુપ રહ્યા. પરંતુ છગનભાઇ જરા તામસી પ્રકૃત્તિના હતા. તે છાનામાના બેસી શક્યા નહિ. અને બોલી ઉઠયા—" બસ કરો કાકા, હવે બહુ થયું. તમારામાં કેટલું પાણી છે તે જણાઈ આવ્યું છે. હવે તો તમારે કન્યાવિક્રયની વીરૂદ્ધ વિચાર દર્શાવતાં શરમાવું જોઇએ. અમે નહોતા ધારતા કે તમે પોતેજ ઉઠીને આવું નીચ નિંધ કાર્ય કરશો. માફ કરજો, પરંતુ જ્યાં સુધી તમારા જેવા ગૃહસ્થો આપણી ન્યાતમાં છે ત્યાં સુધી આપણી સમાજનો જરા પણ ઉદ્ધાર થવાનો સંભવ નથી. તમારા કરતાં તો બીજા કન્યાવિક્રય કરવાવાળાઓ સારા કે તેઓ છચોક કહે છે કે અમે કન્યાવિક્રય કર્યો છે, કરીએ છીએ, અને હજી પણ કરીશું."

છગનભાઇના આવા અવિનય માટે અમને ઘણું માઠું લાગ્યું. હું તેમને ઠપકો આપવા જતો હતો તેવામાં મગનકાકા એક ઉંડો નિઃશ્વાસ નાંખીને અમને ત્રણેને ઉદ્દેશીને કહેવા લાગ્યા, " ભાઇઓ આ છગનના બોલવાથી મને માઠું નથી લાગ્યું. પરંતુ મને દીલગીરી માત્ર એટલીજ થાય છે કે તમારા યુવકવર્ગના આવા વર્ત્તનથી ધારેલું પરીણામ નથી આવતું. ભાઇઓ! તમારા ઉદ્દેશો સ્તુતિપાત્ર છે, એમાં શક નહિ; પરંતુ આકળા કે ઉતાવળા થઇ જવામાં સાર નથી. તમે લોકો જુસ્સાપુર્વક લાંબાં લાંબાં ભાષણ કરવાનું અને જુના વિચારવાળાઓ ઉપર વાક્ય પ્રહાર ચાલુ કરવાનુંજ જાણો છો. પરંતુ યાદ રાખજો કે આ તમારૂં વર્ત્તન તમારા કાર્યમાં અનુકુળ થવાને બદલે નવાં નવાં વિઘ્નો ઉપસ્થિત કરતું જાય છે. યાદ

રાખજો કે જુના વિચારવાળાઓની સાથે મળી જઈને જ તમે ધારેલું પરીણામ નિપજાવી શકશો, અને નહિ કે તેમને તરછોડીને તમે ઘણી વખતે જોયું હશે કે જોસબંધ પડતા વરસાદનું પાણી જમીનમાં નહિ ઉતરતાં નદી નાળામાં ચાલ્યું જાય છે. પરંતુ ધીમે ધીમે પડતા વરસાદનું પાણી જમીનમાં ઉતરી જમીનને પોચી અને ફળદ્રુપ બનાવે છે.

તેવીજ રીતે જુસ્સાદાર ભાષણોથી સામા માણસના મન ઉપર ઓછીજ અસર થશે. અને થશે તો પાછી ઝડપથી ભુંસાઇ જશે. પરંતુ જો તમે કન્યાવિક્રય કરવાવાળાઓને ધીરજથી પ્રેમથી નમ્રતાપૂર્વક તેમની ભુલોની સમજ પાડશો તો હું નથી ધારતો કે તે લોકો એટલા મુર્ખ હોય કે તમારી અવજ્ઞા કરે. તમે કદી પણ જુના વિચારવાળાઓની સાથે ટેબલ ઉપર હાથ પછાડીને બોલવા સિવાય શાન્તિથી વાત કરી છે? કદી તેમની દલીલો સાંભળી છે? અને સાંભળી હોય તો તેની ઉપર શાન્તિપૂર્વક વિચાર કર્યો છે? કહો કે નહિ. ભાઇયો! મારે જવાનું મોડું તો થાય છે, પરંતુ જ્યારે વાત નીકળી છે ત્યારે મારા જેવા કે જેઓને નિરૂપાયે દીકરીના પૈસા લેવા પડ્યા છે, તેમની વતી બે બોલ બોલવાની ઇચ્છાને રોકી શકતો નથી. તેથી મારે એ શબ્દો તમને સમજાવવા જોઇએ.

ભાઇઓ! બધા કન્યાવિક્રય કરવાવાળાઓ કાંઇ તમે ધારો છો એવા દુષ્ટ અંતઃકરણના નથી હોતા. અલબત્ત મારા જેવા ઠપકાને પાત્ર તો છે. પરંતુ અમને દુષ્ટ અંતઃકરણવાળા કહેવા એતો ચોકખો અન્યાય છે. સાંભળો મારી દલીલ. આજકાલ દિકરીના લગ્ન પ્રસંગમાં તેમજ આણા પરીઆણામાં નાતજાતના રીતરીવાજ પ્રમાણે કેટલું બધું ખર્ચ કરવું પડે છે તે તમો જાણો છો?

હવે જ્યારે અમે માંડ માંડ અમારૂં ગુજરાન ચલાવી શકીએ છીએ તો પછી આ બધું ખર્ચ કરવું ક્યાંથી?"

છગનભાઇ—"એટલે? તમારૂં બોલવું ગેરવ્યાજબી છે, શું દિક-

રીના ધનવડે મસાલાદાર મીઠાઇ બનાવી જ્ઞાતી ભોજન કરવું ? જાનને જમાડવી અને દિકરીને કરીઆવર કરવો તેના કરતાં તો જ્ઞાતિભોજન ન કરવું. જાનને રહા પાઇને વળાવી દેવી, અને દિકરીને કરીઆવર ન કરવો એ શું ખોટું છે ?"

મગનશેઠ—"ભાઈ, તારૂં કહેવું વ્યાજબી છે. પરંતુ તમારા જેવા સમજુ ઘણા થોડાજ હોય છે. જ્ઞાતિનો મોટો ભાગ અણસમજુજ હોય છે. એટલે જો અમે જ્ઞાતિભોજન ન કરીએ, જાનને આગ્રહ કરીને વધારે દીવસ ન રોકીએ અને દિકરીને કરીઆવર ન કરીએ તો જ્ઞાતિજનો અમારી ઉપર નિંદાનો વરસાદ વરસાવે, એટલે લોક-નીંદાથી ડરીને અમારે આ બધું કરવું પડે છે અને તેટલા ખાતરજ નિરૂપાયે કન્યાવિક્રય કરવો પડે છે. અને હું માનું છું કે મારા જેવા અનેક જનોને એજ કારણને લઇને નિરૂપાયે કન્યાવિક્રય કરવો પડતો હશે.

ભાઇઓ તમો શાણા છો તો વિચાર કરો કે આમાં અમે વધારે દોષીત ગણાઇએ કે જ્ઞાતિના રીવાજો ? જો હમણાં જ્ઞાતિના આગેવાનો આગળ પડીને જ્ઞાતિભોજનનો રીવાજ બંધ કરે, જાનને રોકવાના ખર્ચમાં-ટંકમાં ઘટાડો કરે, અને દિકરીને કરીઆવર કરવાનો ચાલ બંધ કરે તો હું નથી ધારતો કે અમારા જેવાને કન્યાવિક્રય કરવાનું કાંઈ પણ કારણ રહે."

આ સાંભળી હું બોલ્યો—"કાકા, તમારે જ્ઞાતિના કાયદાનું શું કામ છે ? તમો પોતેજ જ્ઞાતિભોજન ન કરો, જાનને વધારે દિવસ નહિ રોકતાં તમારી શકિત અનુસાર સ્વાગત કરો, અને શકિત ન હોય તો દિકરીને કરીઆવર ન કરો. જ્ઞાતિ તમને કયાં ફરજ પાડવા આવે તેમ છે ?"

મગનકાકા—"ભાઇ તારી વાત ખરી છે. પરંતુ એ પ્રકારની પહેલ કરવા જેટલું અમારામાં આત્મબળ નથી. અલબત્ત જો કોઇ શ્રીમંત સજ્જન આ પ્રકારની પહેલ કરે તો અમે તેને અનુસરવા તૈયાર છીએ. પરંતુ અમારાથી તો પહેલ નજ થઈ શકે.

વળી મારી હવે એક બીજી દલીલ સાંભળો. કન્યાવિક્રય કરનારાઓમાંનો એક વર્ગ એવો છે કે જેઓ પોતાના વ્યાજબી સ્વાર્થની ખાતરજ કન્યાવિક્રય કરે છે. આ લોકોની એવી દલીલ છે કે અમારા દિકરાઓને કોઈ કંકુને ચાંદલે કન્યા આપતું નથી. તેથી અમે જો દિકરીના પૈસા લઈ દિકરાના અવેજમાં ન ભરીએ તો અમારા છોકરાને કુંવારા મરવાનો સમય આવે."

પ્રેમજીભાઈ—"જો તેઓ કન્યાવિક્રય ન કરવાની દૃઢ પ્રતિજ્ઞા લે તો કુદરતી નિયમ પ્રમાણે તેના છોકરાઓ કંકુને ચાંદલે વરવાજ જોઇએ."

મેં કહ્યું—"અલબત્ત તમારી વાત સત્ય છે. પરંતુ આપના જેવા વિદ્વાન હોય તેજ કુદરતી નિયમનું રહસ્ય સમજી શકે. તે લોકોને તેવું રહસ્ય સમજવા જેટલું જ્ઞાન હોતું નથી, અને હોય છે તો તેટલી ધીરજ હોતી નથી. કર્મવાદીઓ માને છે કે અમે કર્મ નહીં કરીએ તો પણ અમને કર્મમાં લખેલ હશે તે મળી રહેશે. જો કે તેઓને કર્મ ઉપર આટલી શ્રદ્ધા હોય છે, પરંતુ તેમનામાં કર્મ ઉપર આધાર રાખીને બેસી રહેવા જેટલી ધીરજ હોતી નથી. તેથી તેઓ કર્મવાદી હોવા છતાં રાત્રી દિવસ ઉદ્યમ કર્યા કરે છે."

આ સાંભળી પ્રેમજીભાઇ શાન્ત રહ્યા અને મગનશેઠે ગાડું આગળ ચલાવ્યું, "આ બન્ને પ્રકારની દલીલો તમે સાંભળી, અને તમારી ખાત્રી થઇ હશે કે આ દલીલો તદ્દન પાયા વગરની નથી. માટે જો તમે કન્યાવિક્રય નાબુદ કરવા ઇચ્છતા હો તો પ્રથમ લોકોને સમજાવી ઠેકાણે લાવો."

મેં કહ્યું, "તમારી વાત તો સાચી, પરંતુ તે લોકોને ઠેકાણે લાવવા કેવી રીતે?"

મગનશેઠ—"અમારા જેવાને ઠેકાણે લાવવાનું કાર્ય તો ઘણુંજ સરળ છે. સાંભળો, જ્ઞાતિના અગ્રેસરો સાથે મળી, તેમને સમજાવી, તેમને મોટપ આપી, તેમની મારફતજ લગ્ન વિગેરે પ્રસંગના ખરચા એટલા કમી કરી નાંખો કે, એક ગરીબ માણસ પણ પોતાને ત્યાં

આવેલ શુભ પ્રસંગ વિના મુસ્કેલીએ ઉકેલી શકે. આમ થશે તો એ લોકો ઘણી ખુશીથી કન્યાવિક્રય કરતા અટકી જશે. હવે જે લોકો પોતાના છોકરાઓને વરાવવા-પરણાવવા માટે કન્યાવિક્રય કરે છે, તેઓને સમજાવવાનું કાર્ય જરા કઠીન છે. કારણકે તેમને લાગુ પડે તેવી દવા તમારી પાસે નથી. પરંતુ હીંમત હારશો નહિ. ધીરજથી અને દ્રઢતાપૂર્વક તેઓને સમજાવવાનું ચાલુ રાખો અને અમને લગ્ન વિગેરે પ્રસંગના ખરચની ધુંસરીમાંથી મુક્ત કરો એટલે અમો ખુશીથી અમારી દિકરીઓ આ લોકોના દિકરાઓને કંકુને ચાંદલે દઇને તમારા કાર્યમાં મદદ કરીશું.

આ બન્ને વર્ગો કન્યાવિક્રય કરતા બંધ પડયા એટલે જે નીચ લોકો પોતાની આત્મજાઓના રૂધીરનું પાન કરીનેજ પોતાનો અને પોતાનાં બાળબચ્ચાંઓનો નિર્વાહ ચલાવે છે તે લોકો પણ મનમાનતો શિકાર નહિ મળવાથી ધીરે ધીરે ઠેકાણે આવશે અને નહિ આવે તેને જ્ઞાતિના સખ્ત કાયદાઓ જોરજુલમથી ઠેકાણે લાવશે. માત્ર સરત એટલીજ કે તમારે જ્ઞાતિના અગ્રેસરોને સમજાવીને તમારા પક્ષમાં લેવા જોઇશે અને તમારામાં આવડત હશે તો એ કાર્ય કાંઇ મુસ્કેલ નથી.

ભાઇ! મારે તમને કહેવાનું હતું તે ઘણું ખરૂં કહેવાઇ ગયું છે. તમો યુવક વર્ગમાંજ આપણી સમાજની સઘળી આશાઓ સમાયેલી છે. માટે તમોને હજુ ફરી વખત પણ વિનંતી કરીને કહું છું કે, ઉતાવળા કે આકળા ન થશો. જ્ઞાતિના જુના વિચારવાળાઓ સાથે હળીમળીને ચાલો. તેમને તમારા ખોટા ડોળડમાકથી ભડકાવો નહિ. પરંતુ તેમના ઉપર પ્રેમપૂર્વક તમારા વિચારોની છાપ બેસાડો. તેમના હસ્તકથીજ જ્ઞાતિના કાયદાઓમાં યોગ્ય ફેરફાર કરાવો. તમારામાંના શ્રીમંત ભાઇઓ બહાર પડી તમારે ત્યાં આવેલ શુભપ્રસંગ ઘણાજ ટુંકા પાયા ઉપર ઉકેલો, અને તેમ કરીને બીજાઓને તમારો દાખલો આપો.

જો આ પ્રમાણે કરશો તો ઇશ્વર જરૂર તમોને મદદ કરવાનો.

બાકી જુના વિચારવાળાઓ સાથે અતડા અતડા રહેવાથી કાંઈ વળવાનું નથી."

આટલું કહી મગનશેઠ ઘડીયાળ સામે જોઇ બોલ્યા, "ઓહો! વાતમાં ને વાતમાં કેટલો બધો વખત જતો રહ્યો તેની ખબરજ રહી નહિ. હજુ મણીઆનો પત્તો નથી. લ્યો હવે હું ઉઠીશ."

પ્રેમજીભાઇ તો આ બધી હકીકત સાંભળીને છક્કજ થઇ ગયા. જો કે તેઓ આવા કાર્યોમાં ઉત્સાહપૂર્વક ભાગ લેતા હતા પણ તેઓએ આ બધી વાત સ્વપ્નમાં પણ સાંભળી નહોતી. તેમને પોતાના અવિનય માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો.

મેં કહ્યું—"કાકા આજે તમોએ અમોને જે અમુલ્ય શિખામણ આપી છે, તેને માટે આપનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. કાકા, અમો યુવકવર્ગ શામાટે કોઇ પણ કાર્યમાં ફત્તેહ નથી મેળવતા તેનું કારણ આજેજ મને સમજાયું. આજથી અમે પ્રતિજ્ઞા કરીએ છીએ કે જુના વિચારવાળાઓ સાથે હળતા મળતા રહીને અમે અમારી ફરજ બજાવીશું."

"ઠીક હવે હું રજા લઇશ."

"ભલે ખુશીથી પધારો." એમ કહીને હું મગનશેઠને મારા ગૃહદ્વાર સુધી વળાવા ગયો. તેમના ગયા બાદ મેં મારા બન્ને મિત્રોને ઉદ્દેશીને કહ્યું, "ભાઇઓ ઘણુંજ મોડું થઇ ગયું છે, માટે આજે છગનભાઇ અહિંજ ભોજન કરવાનું રાખશે એવી મારી ઇચ્છા છે. મારી વિનંતી સ્વિકારશો તો મને ઘણો આનંદ થશે.

છગનભાઇએ મારી ઇચ્છાને અનુમોદન આપ્યું, અને અમે ત્રણે મિત્રો ત્યાંથી ઉઠીને ભોજન ગૃહ તરફ ગયા અને જમ્યા.

* * * * *

ઉપરોક્ત ઘટનાને છ માસ જેટલો સમય વીતી ગયો છે. મગન શેઠ પ્રસંગોપાત અમુલ્ય સૂચનાઓ આપતા રહે છે. પ્રેમજીભાઇ તેમના દેશ ગયા છે. યુવકો ઉદ્ધતાઇ છોડીને દરેક સાથે નમ્રતાપૂર્વક વર્તન શીખ્યા

છે. અમે જ્ઞાતિના એકાદ બે શેઠીઆઓનાં દિલ જીતવામાં કંઇક અંશે ફત્તેહમંદ થયા છીએ. કારણકે તેઓ પ્રથમ જેમ અમને દેખીને ભડકતા હતા તેમ હવે ભડકતા નથી. પરંતુ હવે તો અમારી વાતોમાં રસપૂર્વક ભાગ લેતા જણાય છે.

આજે રાત્રે ઉપરોક્ત શેઠીઆઓની ખાસ સૂચનાથી જ્ઞાતિના દશ બાર અગ્રેસરોની એક ખાનગી સભા મહાજનવાડીના મકાનમાં મળવાની હતી. આ સભા માત્ર અગ્રેસરોનીજ હતી. છતાં તેમાં અમોને આમંત્રણ હતું. પ્રથમ જેઓ અમારૂં નામ માત્ર સાંભળીને ગાળોનો વરસાદ વરસાવતા હતા, તેમના તરફથી અમને આટલું બધું માન મળે તે આશ્ચર્યકારક હતું. પરંતુ એ બધા પ્રતાપ મગન કાકાના હતા. રાત્રીના આઠ વાગે અમારે ત્યાં જવાનું હતું. હું ભોજન કરીને મારા મિત્રોની રાહ જોતો બેઠો હતો તેવામાં મારા બે મિત્રો આવ્યા, એટલે અમો ત્રણે જણ ગૃહમાંથી બહાર નીકળ્યા. માર્ગમાં આજ વિષય વિષે વાતચીત કરતા કરતા થોડીવારમાં મહાજનવાડીના મકાને આવી પહોંચ્યા. હજુ બે ત્રણ શેઠીઆઓનું આગમન થયું હતું. તેઓને નમસ્કાર કરીને અમે અમારી જગોએ બેઠા થોડીવારમાં જે કોઇ આવવાના હતા તે આવી ગયા, એટલે સાંકળચંદ કે જેઓ નગરશેઠ તરીકે ઓળખાતા હતા, તેઓએ પોતાની જગ્યાએથી ઉઠીને બોલવાની શરૂઆત કરી, " ભાઇઓ, આજે આપણે આ સ્થળે શામાટે એકત્ર થયા છીએ, તેનું કારણ તો તમે સૌ કોઈ જાણો છો. આપણી તેમજ બીજી જ્ઞાતિઓમાં કન્યાવિક્રય જેવા દુષ્ટ રીવાજોએ પગ પેસારો કરીને કેટલું સત્યાનાશ વાળ્યું છે, તે આપણે સૌ કોઇ જાણી શક્યા છીએ. આજ દિવસ સુધી આપણે અજ્ઞાનરૂપી અંધકારમાં પડી રહ્યા. પરંતુ હવે આપણાં નેત્રો ખુલ્લાં થયાં છે, અને આપણે આપણી ભુલો સમજી શક્યા છીએ. મારે ન્યાયની ખાતર કહેવું જોઇએ કે આપણને આપણી ભૂલો સમજાવનારા જુવાનીઆઓજ છે. માટે આપણે સમગ્ર જ્ઞાતિએ તેઓનો આભાર માનવો જોઇએ. પરંતુ આપણે ઘણાજ મોડા જાગ્યા છીએ.

માટે વાતો કરવાનો અને ખાલી આભાર માનવાનો હવે સમય રહ્યો નથી. હવે તો કમ્મર કસીને આ દુષ્ટ રીવાજ જડમૂળમાંથી નાબુદ થાય તેને માટે યોગ્ય પગલાં જેમ બને તેમ જલ્દીથી લેવાની જરૂર છે. મારો એવો વિચાર છે કે થોડા વખતમાં સમગ્ર જ્ઞાતિનું એક સંમિલન કરવું. પરંતુ તે વખતે આપણી જ્ઞાતીના કાયદાઓમાં શા ફેરફાર કરવા તે અત્યારથીજ નક્કી કરવા વાસ્તે આપણે એકત્ર થયા છીએ, તો હું સૌ ભાઇઓને વિનંતી કરૂં છું કે તેઓએ વિના સંકોચે પોતાને જે યોગ્ય લાગે તે વિચારો જણાવવા. મી. મોતીલાલ? તમારી પાસે સુધારાની જે ટીપ કરેલી છે તે વાંચતા જાવ, એટલે એક પછી એક ખુલાસા થતા જાય." આટલું બોલી નગરશેઠ નીચે બેસી ગયા.

બાદ મોતીલાલભાઇએ પહેલો સુધારો એ મૂક્યો કે, વેવીશાળથી માંડીને વરરાજા લગ્ન કરીને સ્વગૃહે જાય ત્યાં સુધીમાં વર અને કન્યા પક્ષવાળાઓને જે મોટા ખર્ચમાં ઉતરવું પડે છે તે ખર્ચ કમી કરી નાખવાં.

આ બાબતમાં ચર્ચા કરવાની નગરશેઠ તરફથી રજા મળતાં મેં મારી જગાએથી ઉભા થઈ બોલવું શરૂ કર્યું, " મુરબ્બી શેઠ સાહેબો! આપ જાણો છો કે આપણી કોમમાં વેવીશાળથી માંડીને વર પરણીને સ્વગૃહે વિદાય થાય ત્યાં સુધીમાં લુગડાં લત્તાં–ઘરેણાં–વાજીંત્ર વગેરે અનેક ખર્ચમાં કન્યા પક્ષવાળાઓ વર પક્ષવાળાઓનું રૂધીર ચુસી જાય છે, અને જ્યાં અંતે પોતાની દિકરી જવાની છે તે ગૃહને તદ્દન નિર્ધન કરી મૂકે છે. નવાઇની વાત છે કે વર પક્ષવાળાઓને અવેજ ભરવો પડે છે છતાં પણ લગ્ન સુધીમાં ઘરેણાં ઉપરાંત હજારો રૂપીઆનો ખર્ચ થઇ જાય છે. હવે આમાં બિચારા ગરીબ જનોએ શું સમજવું? તેઓને જો દીકરી હોય છે તો તેણીને વેચીને દિકરીને પરણાવે છે. ને દિકરી નથી હોતી તો દિકરો મોટી ઉમ્મર સુધી કુંવારો રહે છે. દિકરીનાં માબાપોને પણ લગ્ન ક્રીયાઓ તેમજ બીજા પ્રસંગે જ્ઞાતિ રીવાજોને લઇને ખર્ચના ઉંડા ખાડામાં નાહક ઉતરવું પડે છે

જેથી તે લોકોને કન્યાવિક્રય કરવાની ફરજ પડે છે. માટે હું સર્વેને વિનંતિ કરીને કહું છું કે આ બધા ખોટા ખર્ચો ન્યાતીએ ફરજીયાત રીતે કમી કરી નાંખવાં જોઇએ અને તેવા કાયદા શ્રીમંત યા ગરીબ સર્વેને એક સરખી રીતે લાગુ પડવા જોઇએ."

કમળસીંહ શેઠ વચ્ચે ગર્જી ઉઠયા કે આ કાયદો દરેકને માટે ફરજીયાત કરવાની શી જરૂર છે ? પૈસાદાર હોય તે ભલેને મરજી મુજબ ખર્ચ કરે અને જે શક્તિહિન હોય તે ભલેને ના ખર્ચ કરે. પરંતુ તેઓને ન્યાતિ વધારે ખર્ચ કરવાની ફરજ ના પાડે એટલે થયું. પણ કાયદો બધાને એક સરખી રીતે લાગુ પાડવાને હું કાંઇ જરૂર જોતો નથી."

મોતીલાલ શેઠ, " કમળશી કાકા, તમારી માન્યતા ભુલભરેલી છે. જો કે હું તમારા કરતાં વયમાં નાનો છું પરંતુ અનેક અનુભવોમાંથી પસાર થઇ ગયો છું. તેથી મારી તો ખાત્રી થઇ ગઇ છે કે, જ્યાં સુધી આ બધા ખરચા ફરજીયાત રીતે કમી કરવાનો કાયદો દરેકને એક સરખી રીતે લાગુ કરવામાં નહીં આવે, ત્યાં સુધી બધા શક્તિવાન હોય કે નહોય છતાં આબરૂ જવાના ભયથી, અને સગાં વહાલાંના મેણા ટુંણાથી કંટાળીને ખર્ચના ખાડામાં ઉતરવાનાજ અને તેને પરીણામે કન્યાવિક્રય પણ ચાલુ રહેવાનોજ. જ્યાં સુધી આવી બાબતોમાં ફરજીયાત અંકુશ નહિ મુકવામાં આવે, ત્યાં સુધી કન્યાવાળા વરવાળાનું લોહી પીવાનાજ એ ચોક્કસ માનજો. "

ભીમજી શેઠ અકળાઇને વચમાંજ બોલી ઉઠયા " અરે તમે તે કાંઇ ગાંડાબાંડા થયા છો કે શું ? જેને ભગવાને બે પૈસા આપ્યા છે, તેઓ પોતાના પૈસા આવા શુભ પ્રસંગે ન વાપરે તો વાપરે ક્યારે? દિકરા દિકરીના લગ્ન વખતે પાંચ નાતીલા એઠું મોં ન કરે તો તેના પૈસામાં શું પૂળો મૂકવાનો? ઘેર આવેલી જાન બે દીવસ વધારે ન રોકાય, તો કેમ જણાય કે શાહુકારને ત્યાં જાન આવેલી છે ? દિકરીને પાંચ કુચા કુરીઆવરમાં વધારે ન કરે તો કેમ જણાય કે સારે ઘેર દિકરી વરાવી

છે? જેને ભગવાને સારો દિવસ દેખાડ્યો છે, તેને આવો લ્હાવો ન લેવા દો એ મને તો ગમતું નથી. પછી તો ભાઇ તમે જાણો.”

આ સાંભળી ભલાભાઇ બોલ્યા, “મોટા કાકા, તમારી વાત તો ઠીક છે, પરંતુ થોડા તવંગરના લ્હાવા માટે અનેકનું સત્યાનાશ વળી જાય છે, તેનો કાંઇ વિચાર કરો છો? કાંઈ તમે જણાવી એવી એવી બાબતોમાંજ લ્હાવ લેવાની પરિસીમા આવી જતી નથી. જ્ઞાતિભોજન ન કરે અને તેને બદલે ઇચ્છા થાય તો ભલે એકને બદલે એક હજાર રૂપીઆ જ્ઞાતિ હિતાર્થે વાપરે? દિકરીને કરીઆવર જ્ઞાતિના કાયદા અનુસારજ કરે, અને તેને બદલે પોતાની શક્તિ હોય તો દિકરીને ખાનગી રીતે ગમે તેટલું આપે; તેમાં અમને ક્યાં વાંધો છે? પુત્રવધુને ઘરેણું જ્ઞાતિના કાયદા અનુસાર કરે, અને તેને બદલે પુત્રવધુ, સ્વગૃહે આવ્યા પછી ભલેને તેણીને સોનેથી મઢાવે એમાં અમે ક્યાં વાંધો લઇએ છીએ? લક્ષ્મી દેવીની કૃપા હોય તો ખાનગી રીતે પોતાની છત દેખાડવાના ક્યાં થોડા રસ્તા છે? પરંતુ જાહેરમાં તો તેઓ જ્ઞાતિના કાયદાને માન આપે એમાંજ શોભા છે.”

ભલાભાઇ આટલું બોલી રહ્યા કે તુરતજ સઘળે કલબલાટ થઈ રહ્યો. કોઇ મારા મિત્રની આ દલીલોની તરફેણમાં અને કોઇ વિરૂદ્ધમા પોતાના અભિપ્રાયો દર્શાવવા મંડી પડ્યા.

છેવટે નગરશેઠે બધાને શાન્ત પાડીને બોલવાની શરૂઆત કરી, “ભાઇઓ, આ સુધારા ઉપર તમો સઘળાએ પોતપોતાના વિચાર દર્શાવ્યા. મેં તે સઘળા ઉપર શાન્ત ચિતે વિચાર કર્યો છે, અને હું જે નિશ્ચય ઉપર આવ્યો છું, તે આપ સઘળા સમક્ષ જણાવવાની રજા લઉ છું.

**(૧) જ્ઞાતિના કોઇપણ ગૃહસ્થે કન્યા વિક્રય નિમિત્તે એક ફૂટી પણ લેવી નહિ તેમ દેવી પણ નહિ. જાહેર રીતે યા ખાનગીમાં આ કાયદાનું ઉલંઘન કરનારને જ્ઞાતિ બહાર મેલવા અને ભારે દંડ લઇને જ જ્ઞાતિમાં પાછા દાખલ કરવા.**

(૨) વેવીશાળથી માંડીને લગ્ન સુધીના બધા કરો જેમ બને તેમ કમી કરી નાંખવાનો કાયદો કરવાની પુરતી જરૂર છે. અને આ કાયદો ગરીબ યા તવંગર સઘળાને એક સરખી રીતે લાગુ પડવો જોઇએ. આ કાયદાના પેટામાં નીચે પ્રમાણે કાયદા થવા જોઇએ.

(अ) વેવીશાળથી આરંભીને લગ્નોત્સવ પૂર્ણ થઇ ગયા સુધીમાં વરવાળાએ અને કન્યાવાળાએ પરસ્પર શું આપવાનું અને શું લેવાનું તેની રકમ જ્ઞાતિવાળાએ ઠરાવવી. તે ઠરાવેલી રકમ ઉપરાંત કોઈ વધારે લઇ પણ શકે નહિ અને દઇ પણ શકે નહિ.

(ब) કન્યાને કેટલું ઘરેણું ચડાવવું તે જ્ઞાતિ ઠરાવે. અને આ ઠરાવ ઉપરાંત વધારે ઘરેણું કોઇ લઈ પણ શકે નહિં અને દઇ પણ શકે નહિ. કોઇ શાહુકાર હોય તો પુત્રવધુ સ્વગૃહે આવ્યા પછી ભલે સોને મઢાવે.

(क) વેવિશાળથી આરંભીને લુગડામાં, સમુરતામાં, તેમજ છાબ વગેરેમાં વરવાળાએ કન્યાવાળાઓને કેટલાં કેટલાં લુગડાં આપવાં, તે જ્ઞાતિએ ઠરાવવું અને આ ઠરાવ ઉપરાંત કોઇ વધુ લઇ પણ શકે નહિં અને દઇ પણ શકે નહિ.

(ड) લુગડાં વખતે સમુરતાં વખતે તેમજ જાનમાં કેટલાં માણસો આવે, અને કેટલા દિવસ રોકાય તે જ્ઞાતિએ ઠરાવવું. જાનમાં વરવાળા પગ રસ્તે આવે તો બળદનું ખર્ચ વરવાળાએ આપવું. ઠરાવ ઉપરાત જાનમાં કોઇ વધુ માણસ લાવી શકે નહિં તેમજ ઠરાવ ઉપરાંત વધુ ટંક કન્યાવાળા જાનને રોકી શકે નહિ. જ્ઞાતિના કાયદાથી ઓછા ટંક જેને રોકવી હોય તેને માટે છુટ છે.

(इ) લગ્ન વખતે જ્ઞાતિભોજન કરવાની કાંઇ પણ જરૂર નથી. છતાં જેને કરવુંજ હોય તેને છૂટ છે. પરંતુ એક કરતાં વધારે જ્ઞાતિ ભોજન ન થવાં જોઇએ. કોઇ શખ્સ પૈસાપાત્ર હોય તો જ્ઞાતિહિતના બીજા કાર્યોમાં ગમે તેટલું ધન આપે પરંતુ એક ઉપરાંત બીજું જ્ઞાતિ ભોજન થઈ શકે નહિ.

(ગ) દિકરીને ફરીઆવરમાં કપડાં ઘણાં જુજ એટલે નહિ જેવાં જ આપવાં. અને તે જ્ઞાતિ ઠરાવે. આ ઉપરાંત જે દિકરીને વધારે આપવા માંગતો હોય તો સોનું અથવા રોકડા રૂપીયા ગમે તેટલા આપે તેની છુટ છે. આ ઉપરાંત હું મારા તરફથી એક નવો સુધારો મુકું છું તે એ કે જો વરપક્ષવાળા શ્રીમંત હોય અને તેઓની ખુશી હોય તો કન્યાવાળાઓ વરવાળા પાસે કન્યાના નામ ઉપર અમુક રકમ વ્યાજે મુકાવે તેની છુટ છે પરંતુ આ રકમ એક હજાર રૂપીયા કરતાં વધુ ના જોઇએ તેમજ આ રકમ વરવાળા પાસેથી જોર જુલમથી નહી પરંતુ તેની ખુશી પડે તોજ મુકાવવી. આ ધન ઉપર સ્ત્રી-ધન તરીકે કન્યાનો પોતાનો જ હક રહેશે. તેની ઉપર સાસરીયાં કે પીયેરીયાંનો જરાપણ હક્ક ના રહેવો જોઇએ. આ ધન સ્ત્રીઓને દુઃખના વખતે ઘણું ઉપયોગી થઇ પડશે એમ ધારીને મેં આ સુધારો મુકયો છે. પરંતુ તે સુધારો કોઇ રીતે ફરજીયાત ગણવાનો નથી. આ ઉપરાંત આપણી જ્ઞાતીનો જે સમુહ બંધાયેલ છે, તે સમુહની બહાર કોઇએ કન્યા દેવી ના જોઇએ, કારણકે આમ થવાથી કન્યાવિક્રયને ઉત્તેજન મળવાનો વિશેષ સંભવ રહે છે. હવે આ ઉપરાંત કોઇ વિશેષ સુધારો મુકવો બાકી રહી જતો હોય તો ખુશીથી બોલો?"

મેં તરત જણાવ્યું કે પુરૂષોનાં પુર્નલગ્ન થવાથી કન્યાવિક્રયને ઉત્તેજન મળે છે માટે તે ઉપર યોગ્ય અંકુશ મુકવાની જરૂર છે.

મારી આ સુચના ઉપર લાંબા સમય સધી વાદવિવાદ ચાલ્યો. ઘણાને મારી આ સુચના બીલકુલ ગમી નહી. આખર નગરશેઠે પુરતો વિચાર કરીને સુધારો મુકયો કે જે પુરૂષોને પુત્ર છે તેઓ ગમે તેટલી વયે વિધુર થાય તોપણ તેમને ફરીથી લગ્ન ના કરવાં જોઇએ. પાંત્રીશ વર્ષની અંદરના પુરૂષની સ્ત્રી ગુજરી જાય અને જો તેને પુત્ર ના હોય તો તેવા પુરૂષને ફરીથી લગ્ન કરવાની છુટ છે. પાંત્રીશ વયની ઉપરાંતના પુરૂષોએ કોઇપણ સંયોગોમાં ફરીવાર લગ્ન કરવાં ના જોઇએ.

આ પ્રમાણે જેટલા સુધારા મુકવા જરૂરના લાગ્યા તેટલા

સુધારા નગરશેઠે કહી બતાવ્યા. આમાંના કેટલાક સુધારા કોઇ કોઇને પસંદ પડયા નહી. પરંતુ નગરશેઠનો પ્રભાવ એવો હતો કે તેની વિરૂદ્ધ કોઇની બોલવાની હિંમત ચાલતી નહોતી, જેથી દરેકે ઇચ્છા અનીચ્છાએ પણ આમાં પોતાની સંમતિ આપી.

છેવટે એવો ઠરાવ થયો કે થોડા વખત પછી સમગ્ર જ્ઞાતિનું સંમેલન કરવું અને તે વખતે આ સુધારાઓ કાયદા તરીકે બહાર પાડવા.

હવે કાંઈ કામ રહ્યું નહોતું જેથી સૌ સ્વગૃહે જવા વિખરાઇ ગયા. અમે પણ ઉતાવળથી ગૃહ તરફ પ્રયાણ કર્યું. આજે અમારો હર્ષ માતો નહતો; કારણકે લાંબા વખત પછી અમે અમારા પ્રયત્નમાં ફતેહમંદ થયા હતા. પરંતુ એ બધા પ્રયત્નો કોના? મગન કાકા શેઠના.



## પ્રકરણ ૭ મું.

### કન્યાવિક્રય એ મહા ભયંકર પાપ છે.

કિશોરે પોતાની પર આવેલો લેખ પૂર્ણ વાંચી રહી દિવાનને પૂછયું, "કેમ આ લેખ કેવો છે?"

"ઘણોજ સારો છે, દરેક જ્ઞાતીઓમાં એ પ્રમાણે સુધારા થવા જોઇએ. આવા દુષ્ટ રીવાજોના લીધેજ આપણા દેશની દુર્દશા થઇ રહી છે. કન્યા વિક્રય, બાળલગ્ન; વર વિક્રય; વૃદ્ધ વિવાહ વગેરે હાની કારક રીવાજોએ આપણા આર્ય સંસારને અનાર્ય સંસાર બનાવી મૂકયો છે. આ રાક્ષસી રીવાજોને અનુસરનારાઓ આર્ય કહેવાને તદ્દન નાલાયક છે. થોડા વખતપરજ આપણા નગરના ઉપરથી ધર્મીષ્ટ ગણાતા પણ અંદરથી કાળા હૃદયના એક પિશાચે તેની એકની એક પુત્રીને રૂપીઆ દસ હજાર લઇ એક વૃદ્ધ સાથે પરણાવી. એ વૃદ્ધવર મસાણે જવાને લાયક હતો છતાં ગમે એ ઉદ્દેશે પણ પોતાનો વંશ રહે એ ઇચ્છાએ ઘર–જમીન વગેરે વેચીને પણ કન્યા મેળવી ગૃહે આવ્યો; અને પછી નાની નવી પત્ની સાથે ભાડાના ઘરમાં

રહ્યો. આ પછી બીજે વર્ષે તે મરણ પામ્યો. વેચાએલી બાળા વિધવા થઇ. પતીની તમામ મિલ્કત પોતાના પિતાએ લીધેલી હતી. આ મિલ્કત પણ તે બાળાના બાપ પાસે રહી નહિ. પુત્રીને પરણાવ્યા પછી છ માસે તેના ઘરમાં ચોરી થઇ, મકાનમાં આગ લાગી અને બાકીના રૂપીઆ જ્યાં જમે મૂક્યા હતા, ત્યાં ખાદ આવવાથી ડૂલ્યા. કન્યા વિક્રય કરનાર કોડી વિનાનો થયો. તેનું હતું તે પણ ગયું. ભીખારી થઈ પોક મૂકી રોયો. ગરીબબાળાને તો ન સાસરામાં કે ન પિયરમાં ઠરીને રહેવાનું રહ્યું. આવી રીતે વેચાએલી પુત્રી આંખ્યોમાંથી શ્રાવણ ભાદરવો વરસાવી દુઃખી દિલે તેના માબાપને કેવો કકળતો શ્રાપ આપતી હશે? આવી વેચાયેલી કન્યાના તેના પિતા પ્રત્યેના દુઃખી ઉદ્‌ગાર એક વિદ્વાન કેવા હૃદયભેદક વર્ણવે છે તે સાંભળો." આટલું કહી દિવાને પોતાના ગજવામાંથી એક કાગળ કાઢી લલીતાને વાંચવા આપ્યો! લલીતા કરૂણ કંઠે ગાવા લાગી.

ઓ બાપ! હવે તું બાપજ મારો શાનો?
હું તને માનતી હતી બધાથી દાનો,
તેં મારૂં સત્યાનાશ અરેરે વાળ્યું,
તેં તારી મતલબ કાજ બ્હોતરૂં બાળ્યું.
હું તું જોવાને ભુવન, હાય જન્મી કાં?
જન્મી તો જોવા દુઃખ આમ જીવી કાં?
મેં તારા ઘરનું નહિ બહુ ખાધું પીધું,
તેં કયા કાળનું વેર, બાપ આ લીધું.
મુજ વર્ષ દોઢતો ગયું, માત ધાવણમાં,
હું હતીજ ક્યારે ભારે તારા ઋણમાં.
શું થયું તને નુકશાન કહેની હુંથી?
એ અઢી વર્ષ મેં ગાળ્યાં ભાણ્યાં ચૂંથી,
મેં વર્ષ ચારતો આ રીતેજ વિતાડયાં,
બાકીનાં ઘરનું કરી વૈતરૂં કાઢયાં,

હું ન્હાનાં ન્હાનાં કામ પ્રથમ કરતીતી.
માથે ગડુકડા ધરી, પાણી ભરતીતી.
ત્રણ ચાર વર્ષ તો છાણુ મેળવી છાણા,
થાપી કીધાં તૈયાર, ગાઉં શાં ગાણાં ?
તુજ ઘેર ટૂકડા ટાઢા હું ખાતી'તી,
કજીયો ફતવો કરતાં પણ બહુ બ્હીતી'તી.
હું તારા ઘરમાં જેમ, મોટી થાતી ગઇ,
એઠાડુ મારી માત, તેમ થાતી ગઇ.
જયમ ગળી જાય છે ગૂડા, ગાડું દેખી,
મુજ માતની ચલગત એવી મેં તો પેખી.
મ્હારાથી ચાકર પેટભરો પણ સારો,
એને પણ આવે ઘડી બેસવા વારો.
હું ગમે એમ તો બાળકડી કહેવાઉં,
મુજ ગજું કેટલું ? ક્યાંક ભૂલી પણ જાઉં.
મુજ વાંક જરા જો જાણી જાય જનેતા,
વાગે તો મારા બાર લજાઉં કહેતાં.
દે કોળી વાધરી કરતાં ગાળો નરતી,
અથવા તો માર મારી ધ્રુજાવે ધરતી.
મુજ માત તણી ફરીયાદ, બાપ તુજ પાસે,
ક્યમ થાય કહે મૂજ થકી હૃદય પણ ત્રાસે.
વળી એ કરતાં તું નથી વધારે રૂડો,
મેં તારા જેવો કોઇ ન દીઠો કુડો.
હજી દયા રાખતી હતી કંઇક મા મા'રી,
પણ બાપલીયા તેં મને જીવતી મારી.
તેં મને બતાવી અનેકને લલચાવ્યા,
તેં લઇ રૂપીઆ પેટીમાં પધરાવ્યા.
તેં બા બા કહી મુજ ઠીક કાટલું કાઢ્યું,

તેં તારી મેળે નાક હાય ! તુજ વાઢ્યું.
તું ખોટો કર મા ખેદ, ઢોંગ છોડી દે,
તું અગ્નિ કે જળ સાથ, મને જોડી દે.
આમે પણ હિન્દુ કોમ, પુત્રીને પાંણો,
માને તેથી તું લાલચમાં લોભાણો.
છે ધન્ય છાતી તુજ અને ધન્ય તુજ હિંમત,
તુજને અબળાના હૃદય તણી શી કિંમત.
મુજ માતાના છે દોષ અલ્પ તુજ આગળ,
તેં તો મારૂં બસ કહાડી નાખ્યું કાસળ.
દશ વર્ષ લગી તેં ત્રણસો ધાર કે દીધા,
તે બદલે દશ હજાર દુષ્ટ તેં લીધા.
મન ન્હોતું માનતું વિક્રયમાં મુજ માનું,
ત્હેં એનું ફેરવ્યું ફંદ રચીને પાનું.

× × × × ×

જો કે હું ઘરનું કામ બધું કરતી’તી,
નહી ખમાય એવો ઠપકો સાંભળતીતી.
તે છતાં ઉરે મુજ ગુન્હો કહે શું પેઠો ?
તું આમ દૈત્યનું રૂપ, લઇ કાં બેઠો ?
ઓ તાત ! રૂપૈયા કદિ નહિ એ રહેશે,
તું યાદ રાખજે દંડ દૈવડો દેશે.
જે ચક્રવૃદ્ધિનું બ્યાજ, હશે ખાનારો,
તું તે કરતાં પણ સોળ ઘણો ગોઝારો.
વય તારૂં વર્ષ અઢાર, તણું કદી હોય,
તુજને પરણાવે ડોશી સાઠની કોય !
ઓ બાપ ! તને એ કેવું વસમું લાગે ?
હું જાણું એમ જરૂર મ્હોત તું માગે.

× × × × ×

તુજ સમા દેશમાં, જન્મ્યા જ્યારથી પાપી,
દુર્દશા ત્યારથી વણિક વિપ્ર ઘર વ્યાપી.
હું હવે સાસરે ફરી કદી નહિ જાઉં,
પ્રભુ સોગન તારી પાસ આજ હું ખાઉં.
હું શુકલતીર્થમાં જઇશ, ભભૂતી ચોળી,
હું કાંધે ભરાવીશ ભેખની ઝોળી.
હું રામ નામની લઇશ હાથમાં માળા,
હું ગાઇશ ગોવીન્દ ગાન હમેશ રસાળાં.
તેં દુષ્ટ પિતા ! આલોક બગાડયો મારો,
પરલોક તણો લઇ લઉં, હવે સધીયારો.
હું બેઉ પક્ષને લેશ નહિ એબ લગાડું,
હું તુજ પેઠે ભૂ સ્વર્ગ નહિજ બગાડું.
નથી પ્રણામ કરવા યોગ્ય, તોય કરૂં છું,
હું નથી દિકરી તારી દેવી હું છું.
જા, શાપ નથી હું તુજને મુખથી દેતી,
ત્યમ કઠણ શબ્દ પણ તુજને નથી કહેતી.
મુજ વાક્ય આટલું સૂણી સુખેથી જાઓ,
તુજ સમા પુત્રીના પિતા કદી ના થાઓ.
મુજ માને મારૂં પગે લાગણું કહેજો,
સુત સ્યામ તણો આ સંદેશો જઇ દેજો.

આ કરૂણ ગાન ગાતાં લલીતાની આંખોમાં અશ્રુ ઉભરાયાં. સર્વ સાંભળનારાઓના મુખપર પણ કરૂણ છાયા છવાઇ. કિશોર મંદ સ્વરે કહેવા લાગ્યો, “ ખરેખર કન્યાવિક્રય કરનારા કસાઇનુંજ કામ કરે છે. આ વિશે કન્યાવિક્રય નામક ગ્રંથમાળામાં મેં વાંચ્યું છે કે, એક મોહમેદનની જોડે એક હિંદુને કોઇ કારણથી તકરાર થઇ. તેમાં એક બીજા એક બીજાના ધર્મ–કર્મ ઉપર પણ ઉતરી પડયા. તે મુસલમાનને ખબર હતી કે આ હિંદુએ તેની દિકરીના પૈસા લીધા છે, તેથી તેણે તત્કાળ

તેને સંભળાવ્યું કે, “ એ લડકીકા પૈસા ખાનેવાલા મુંજી ! ઇધરસે જલ્દ ચલા જા, તેરે ઠહરનેસે લ્હાંકી જમીન કાંપ રહી હય. ” આ શબ્દો જેવા પેલા હિંદુના કાને અથડાયા કે એકદમ ત્યાંથી ધ્રુજતીના ડરથી તે હિંદુ પસારજ થઇ ગયો. એ લોકો પોતાની પુત્રીઓનો એક દોકડો પણ લેતા નથી. એટલુંજ નહિ પણ પોતાની મિલ્કતમાં તેણીનો પણ હિસ્સો સમજે છે. ત્યારે પોતાને પવિત્ર આર્ય માનનાર અને ધર્મ-કર્મનો ડંકો-ડોળ રાખનારા હિંદુઓ અને તેમાં પણ વાણીઆ બ્રાહ્મણ જેવી ઉંચ મનાતી કોમના માણસો ખુલ્લે ચોક પોતાની પુત્રી-ઓનાં નાણાં લે છે, આ તેઓને માટે કેટલું શરમ ભરેલું તથા નીચું જોવડાવનારૂં છે. આવા લોકો ભલે ધર્મની અનેક ક્રિયાઓ કરે અને ભલે તે સંબંધે અનેક તરેહની ડંશાસો મારે, પરંતુ જો મને પૂછો તો હું સત્યજ કહીશ કે તેઓને ઇશ્વર તરફ ખરેખરી શ્રદ્ધાજ નથી. શું પરમેશ્વર કોઇને પણ ધંધારોજગારનું સાધન બનાવવા દિકરી આપે છે ? અને શું કોઇએ તેણીને તેવી માનવી પણ જોઇએ ? જે પૂર્ણ શ્રદ્ધાવડે ઇશ્વર પ્રત્યે પ્રેમ રાખતો હોય અને સર્વ પ્રકારે તે સમર્થ છે, એવી જેની સાચી માન્યતા હોય તેને શું કદી પણ પોતાના નિર્વાહની ચિંતા રહે ? અને ધારો કે કદાચ તે કોઈ પૂર્વના કુયોગથી દુઃખમાં પણ આવી પડયો હોય તો શું તેણે તેના નિવારણના ઉપાય તરીકે દિકરીના હિતનો ભોગ આપવો જોઇએ ? ખુદ માતાપિતાનું આવું કાર્ય તો ખરેખર મહા ભયંકરજ છે, અને તે જેઓ તરફથી કરવામાં આવે તેઓ ઇશ્વરનું સામર્થ્ય જાણુતા નથી. અથવા તેઓએ તેવું કાંઇ પણ જાણવાનો યત્ન કર્યો નથી. તેઓ મનુષ્ય નહિ પરંતુ પશુની પંક્તીમાં મૂકવાને લાયક પણ નથી. તેઓને માટે પવિત્ર ઇશ્વ-રનું ઘર ઘણુંજ દૂર છે, કારણ કે તેઓ મનુષ્ય હોવા છતાં મનુષ્ય-ત્વ ગુમાવી દઇ પશુથી પણ ઉતરતું કામ કરે છે. પશુ પણ પોતાનાં બચ્ચાંઓનો પૈસો લેતાં નથી અને તે જાતીને તેમ કરવાની સમજ પણ નથી. જ્યારે મનુષ્યો તેવું કામ સ્વાર્થ સાધવા માટે સમજીને-

જાણીને કરે છે, અને પછી મહા ભયંકર પાપકર્મના ભાગી થાય છે કે જે પાપનું નિવારણ શાસ્ત્રકારોએ પણ જણાવેલું નથી. શાસ્ત્રકારો કહે છે કે—

**गायत्रि हरते पापं त्र्यंबके नायुर्वर्धते ।**
**उभयं रुद्र जाप्येन न कन्या हय विक्रये ॥**

ગાયત્રીનો જપ જપવાથી અનેક પાપનો નાશ થાય છે. મૃત્યુંજયનો જપ કરવાથી આયુષ્યમાં વૃદ્ધિ થાય છે, અને રૂદ્રનો જાપ જપવાથી પણ કેટલાંક પાપમાંથી મુક્ત થઇ શકાય છે અને તેની સાથે આયુષ્યની પણ વૃદ્ધિ થાય છે પરંતુ કન્યાવિક્રય કરવાથી લાગેલું પાપ ગમે તેટલી ગાયત્રી કે મૃત્યુંજયને મંત્ર જપો, રૂદ્રી કરો અગર ગમે તેટલું દાન કરો, ગમે તેટલું તિર્થાટન કરો, અને ગમે તેવો યજ્ઞ કરો તો પણ એ મહાપાપનો નાશ થતો નથી. ભગવાન મનુ કહે છે કે.—

**स्त्रीधनानि तु ये मोहादुपजीवन्ति बान्धवाः ।**
**नारी यानानि वस्त्रं वा ते पापा यान्त्यधोगतिम् ॥**

ભાવાર્થઃ—કન્યાના પિતા, ભાઇ વગેરે જે બાન્ધવો મોહને લીધે પોતાની પત્ની દિકરી વગેરેનાં સ્ત્રી ધનો ઉપર આજીવીકા કરે છે અથવા તો સ્ત્રીનાં વાહનોને અને વસ્ત્રોનો ઉપભોગ કરે છે, તે પુરૂષો મરણ પછી મહા નરકમાં પડે છે,

કેટલાક તો કન્યાવિક્રય કરવાથી પાપ બંધાય છે એવું બરાબર મનની અંદર સમજે છે, છતાં પણ તેઓ જયારે તક આવે છે, ત્યારે તેવું પાપકર્મ કરવામાં બિલકુલ પાછી પાની કરતા નથી. જેને હરામનું ખાવાની ટેવ પડેલી હોય છે, તે જેમ પોતાના બાપદાદાની લાજનો વિચાર કરતાં નથી તેમ જેને વગર મહેનતે પૈસા મેળવવાની લાલચ થઈ આવે છે; તેજ અધમ લોકો કન્યાવિક્રય જેવા અધમ કાર્યમાં માથું મારે છે. અધુના જે એમ કહેવાય છે કે બ્રાહ્મણમાં

બ્રાહ્મણત્વ રહ્યું નથી, વૈશ્યોમાં વૈશ્યત્વ રહ્યું નથી અને ક્ષત્રિયમાં ક્ષત્રિયત્વ રહ્યું નથી તેનું કારણ પણ એજ મહાભયંકર પાપ છે.

જે વ્યક્તિ પોતાના ધર્મ-કર્મને ત્યજી દે, તે વ્યક્તિ પછી પોતાનું ભૂષણ જાળવી શકતી નથી, અને આ પણ ખરૂં છે કે, જેટલે દરજ્જે બ્રાહ્મણમાં હાલ છેક ઉઘાડો કન્યાવિક્રય પ્રચલિત છે તેટલે અંશે વણીકમાં નથી. અને જેટલે અંશે વણીકમાં છે તેટલે અંશે ક્ષત્રિયમાં નથી અને શુદ્રોમાં કન્યાવિક્રય નહિ જેવો ક્યાંક હશે ?

વિદ્વાનો કહે છે કે,—

· आददीत न शूद्रोऽपि दुहितां ददन् ।
शूल्क हिगृणहन्कुरुते छन्नं दुहितृ विक्रयः ।
तंदेशं पतितं मन्ये यत्रास्ते शुल्क विक्रयी ॥

અર્થાત:—શુદ્ર જાતીના પુરૂષે પણ કન્યાદાન દેતી વખતે દ્રવ્ય લેવું ન જોઇએ, તો પછી બ્રાહ્મણાદિકથી તો કેમજ લેવાય ? કારણકે શુલ્કગ્રહણ ( કન્યાવિક્રય ) કરનાર લોભથી આ છાનું પાપ કરે છે અને વળી જ્યાં કન્યાવિક્રય કરનારાં માણસો વસે છે તે દેશ પતિત ( નહિ જવા અગર વસવા લાયક ) મનાય છે.

न कन्यायाः पिता विद्वान्गृह्णीयाच्छुल्क मण्वपि ।
गृह्णंश्छुल्कं हि लोभेन स्यान्नरोऽपत्य विक्रयी ॥

કન્યાવિક્રયનો દોષ જાણનારા કન્યાના પિતાએ કન્યાદાનના મૂલ્ય તરીકે વરની પાસેથી થોડું ધન પણ લેવું નહિ. જે પુરૂષ લોભને લીધે વરની પાસેથી કન્યાનું મૂલ લે છે તે પુરૂપ સંતાનને વેચનારો ગણાય છે.

પ્રાયશ્ચિત હેમાદ્રી સ્કંદ પુરાણમાં કહ્યું છે કે,—

विवाहोर्ध्वं विवाहात्प्राक्कन्यां गौरीमथापिवा ।
रोहिणीं पुष्पिणीं वापियः क्रीणन्कन्यका धनम् ॥

विवाहार्थं मिति व्याजं कृत्वा स्वीकरणं चरेत् ।
पितरो नरकं यान्ति स्वयंपत्नी समन्वित: ।
रौरवे नरके घोरं वसत्या चन्द्रतारकम् ॥
जामातुरतिमात्रं स्यात्सावेकिङ्करिणी भवेत् ॥

વિવાહ થયા બાદ અથવા વિવાહ થયા પહેલાં કન્યા (દશ વર્ષની ઉમ્મરવાળી) ગૌરી (આઠ વર્ષની ઉમ્મરવાળી) રોહિણી (નવ વર્ષની ઉમ્મરવાળી) તથા પુષ્પિણી (દશ વર્ષથી ઉપરાંત ઉમ-રવાળી) કુમારીઓમાંથી કોઇ પણ કુમારીનું લગ્ન કરનાર પુરૂષ અમુકના વિવાહ માટે આ દ્રવ્ય (કન્યાવિક્રય સંબંધી) હું લઉં છું એવી રીતના છળ કરીને જે દ્રવ્ય લે છે તે પુરૂષના પિતૃઓ નરકમાં પડે છે અને પત્ની સહિત પોતે રૌરવ નામના ઘોર નરકમાં પ્રલય થતાં સુધી રહે છે. અને તે પુરૂષનો જમાઇ અત્યંત કષ્ટ ભોગવે છે. અને દીકરી દાસીનું કામ કરે છે. આવું મહા ભયાનક અધોગતીના ઉંડા તળીએ ડૂબાવનારૂં અને જીવનને તથા દેશને દુર્દશા પ્રાપ્ત કરાવ-નારૂં મહાપાપ જે કમભાગ્ય દૈત્ય હશે તેજ કરશે. પ્રભુ સર્વના હૃદયમાં શુદ્ધ બુદ્ધિ ઉત્પન્ન કરી સદ્જ્ઞાન પ્રકટાવો.” આટલું લંબાણ વિવેચન કરી કિશોર પુનઃ આગળ કહેવા લાગ્યો, “ હું થોડીક વાત-માંથી લાંબી વાતમાં ઉતરી પડ્યો, મેં આ જગતમાં ઘણું અવલો-ક્યું છે. હિંદુ સંસારની બાળાઓ ઘણે સ્થળે સંપૂર્ણ દુઃખી છે. આવા અનેક દુષ્ટ કુચાલોને લીધે આપણો પવિત્ર દેશ હાલ નિર્માલ્ય બની પોતાની પરતંત્રતાની બેડીમાં વધુજકડાતો જાય છે. હવે મારે આ વાતને વિશેષ લંબાવવાની જરૂર નથી. આપણે સૌ સમજીએ છીએ. તેથી આપણે આ પિશાચી રીવાજો દૂર કરવાને સંસાર મય-દાનમાં ઉતરી પડી એવા દુષ્ટ આચરણોવાળા રાક્ષસો સાથે લઢી સૌનું કલ્યાણ કરવું જોઇએ અને તે પ્રમાણે આપણે કરીશું. આપણા સંસારનું દુઃખદાયક ચિત્ર મારા એક મિત્રે આલેખેલું છે, તે સંભ-ળાવી આપણી આ વાતને અટકાવી અન્ય કાર્યમાં પ્રવૃત્ત થઇશું. મારા મિત્રની કવિતા નીચે પ્રમાણે છે.

## સંસાર ચિત્ર.

નિજ બાળ ન્હાનું પારણે હજુ હોય હરનિશ ઝુલતું,
ખાતાં પિતાં નવ આવડે વળી વાણી શુદ્ધ ન બોલતું;
માબાપ લેવા લ્હાણુ ઝટ વ્હેવાઇમાં વાતો કરે,
ધરી માંકડું અહા ! લાકડે નિજબાળનું સુખ સૌ હરે.

× × × × ×

સમજે ન શું સંસાર એવાં બાળને પરણાવતા,
રૂપ ગુણ શીલ પરખ્યાવિના, અહા ! કૈંકનો ભવ બાળતા;
ધિક્કાર એ માબાપને જે બાળલગ્નો આદરે,
બંધન રૂઢીનું કાપવા કયમ કોઈ હિમ્મત ના કરે?
બહુ પાયમાલી બાળલગ્ને જોઇ દિલ દુઃખાય છે,
સદ્દજ્ઞાન ને વિદ્યાતણું મોટું મીડું મૂકાય છે,
વય જેમ વધતું જાય ત્યમ ભરવા ઉદર અકળાય છે,
ચિંતા વધે ચિત્તમાં શરીરનું હીર પણ બળી જાય છે,

+ + × × ×

વિક્રય વધ્યો બહુ બાળકીનો હિન્દુના સંસારમાં,
તેથી ઘરોઘર લગ્ન બાળકનાં અને વ્યવહારમાં;
વર વરસ પંચોતેરનો તો હોય વહુ દસ બારની,
અથવા યુવતી વય વીશનું ને કંથ ઉમ્મર તેરની.
બંધાઇ રૂઢીના બંધને આવાં કજોડાં જ્યાં કરે,
સંસાર—રથ સમ ચક્ર વિણ ત્યાં કેમ સહેજે સંચરે ?
નીતિ ન સમજે પ્રેમની, વર—વહુ નિસાસા નાખતાં,
પ્રત્સ્ક જુઓ, જન રૂઢીને તજતા ન દુઃખ પામે છતાં.
લઇ દામ દિકરીના જીવે, પણ પેટ નીજ નવ ફોડતા,
કુળ મોટપે મોહી પડીને, બાળકી બસ વેચત.
લીલામ રે નીજ પુત્રીનું એ ધર્મ કહો ક્યાંનો હશે ?

શી રીત એવા રાક્ષસોનો પાપથી છૂટકો થશે?
મન મિત્રતા વિણ કંથ કલેશે આત્મહત્યા આદરે,
અથવા કરી અતિ ક્રોધ કામિની કુપમાં જઇને પડે;
પછી પોક મૂકે દુઃખથી માબાપ, એ નરનારનાં,
નજરે નિહાળ્યાં ચિત્ર એવાં કૈંક આ સંસારનાં

રા. ધિરજ.

કિશોરનું ગાન પૂર્ણ થતાંજ માણેકચંદ બોલ્યા, "ખરેખર! આર્ય સંસારમાં સર્વથા આવુંજ બને છે.

એવી ભયંકર રૂઢીયો નાબુદ થયા વિના સંસારની દશા સુધારવાની નથી. આવા દુષ્ટ રીવાજો નાબુદ કરવા, અજ્ઞાનીઓને ઉપદેશ આપી સત્યના પંથે ચઢાવવા મારો વિચાર થોડા દિવસ પછી એક સેવક મંડળ સ્થાપવાનો છે"

"આપનો વિચાર સ્તુત્ત છે. અમે પણ તેમાં પૂર્ણ ઉમંગથી ભાગ લઇશું." કિશોરે કહ્યું.

"પણ આ લલીતા બ્હેનને હવે ક્યારે પરણાવશો?" કાન્તાએ પૂછ્યું.

"તેનો વિચાર થાયતો તરત પરણાવું." દિવાને કહ્યું.

"આપણાં સંસારમાં પુત્રીઓના મત ક્યાં લેવાય છે?" કાન્તાએ પૂછ્યું.

"પણ મારા ઘરમાં પુત્રીની ઇચ્છા મુજબજ સૌ કામ થાય છે."

"કહો લલીતા બ્હેન! પરણવાનો ક્યારે વિચાર છે?" પુનઃ કાન્તાએ પૂછ્યું.

લલીતાએ શરમાઇને કંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ.

દિવાન બોલ્યો, "આ રત્નાવતી બ્હેનનાં લગ્નની સાથેજ મારે લલીતાનાં પણ લગ્ન કરવાનો વિચાર છે. પ્રભુ કૃપા હશે તો રાજ્ય-કન્યાનાં લગ્ન આ વર્ષમાંજ થશે."

" રાજ્યબાળાના લગ્નતું ક્યાં નક્કી કર્યું છે ?" કિશોરે પૂછ્યું.

" એતો બ્હેનની ઇચ્છા. મહારાજા પણ મારા વિચારને મળતા છે." દિવાને જણાવ્યું.

રાજકન્યાએ શરમાઇને નીચું જોયું.

પુનઃ કિશોરે પૂછ્યું; " આખા રજવાડામાં મને રાજકન્યાને માટે કોઇ પણ વર લાયક માલમ પડતો નથી."

" મારી ધ્યાનમાં એક છે." દિવાને કહ્યું.

રાજકન્યાનું મન તે કોણ છે એ સાંભળવાને અધીરૂં બન્યું. કાન્તાએ પૂછ્યું. " તે કોણ છે ?"

• " મુજફ્ફરપુરનો ઠાકોર રણમલસિંહ." દિવાને જણાવી દીધું.

રાજકન્યાને આનંદ થયો. લલીતાએ હસ્તાવદને રાજ્યબાળા તરફ જોયું.

" પણ તે સ્થળ મહારાજાને પસંદ છે ?" કિશોરે પૂછ્યું.

" મહારાજાની પસંદગી રાજકન્યાની ઇચ્છા પર છે." દિવાને કહ્યું.

" અરે રાજકન્યા તો રણમલરાજને પરણવાની કયારનાંએ જપમાળા જપી રહ્યાં છે." લલીતાએ કહી દીધું.

રાજકન્યાએ તેના સામે જોયું ગુસ્સાથી સઘળાં હસી પડયાં. થોડીવાર પછી રાજકન્યાએ ધીમેથી પૂછ્યું. " તમારી લલીતાને કયાં પરણાવશો ?"

" તેને પણ મુજફ્ફરપૂરમાં, રણમલસિંહના દિવાન સત્યવીરના હાથ નીચે એક નાયબ દિવાનછે. તેનું નામ કનકરાય છે અને તે અમારે ત્યાં ઘણાં વર્ષો રહેલો છે; તેની સાથે લલીતાને પરણાવવાનો વિચાર છે. મારી લલીતા પણ ખુશીછે, એટલે વાંધો નથી. વળી તમે બન્ને સખીઓ છો તેથી એકજ સ્થળે જશો." દિવાને જણાવ્યું. બન્ને બાળાઓ મનમાં ખુશી થઇ. આ પછી વિવિધ વાતો થઇ. અંતે સાંજપડી. સઘળાંને રાજમહેલે જવાનું હતું. આજે રાજમહેલમાં સત્યનારાયણ ભગવાનની કથા સાથે હરદાસની કથા થનાર હતી. એટલે સઘળાંએ પોત પોતાને મુકામે

જવાની તૈયારી કરી. રામભુવન નીચે બે ગાડીઓ તૈયાર હતી. એકમાં દિવાન, લલીતા અને રાજકન્યા બેસી વિદાય થયાં, અને બીજીમાં કિશોર અને કાન્તા બિરાજમાન થઇ પોતાના નિવાસસ્થાને આવ્યાં.

---

## પ્રકરણ ૮ મું.

### દેવીએ દાનવનો કરેલો નાશ.

**ચારે** તરફ પથરાએલા પર્વતોની વચ્ચમાં એક નાનું ગામ આવેલું હતું. ગામ ઘણું નાનું હતું. આશરે સોએક ઘરની વસ્તી હતી. વસ્તીમાં સઘળા ભીલ–ઠાકરડા હતા. તેમનો ધંધો ખેતીનો હતો; પણ લુંટફાટમાં સારૂં પેદા થવાથી તેમણે પોતાના તે ધંધાને તીલાંજલી આપી દીધી હતી. આ ગામ પર્વતોની વચમાં આવેલું હોવાથી કોઇ જાણતું નહોતું. લુંટારાઓ લુંટ કરી આવી તેમના ગામમાં આવી નિર્ભયતાથી રહેતા. આ લોકોનો એક સરદાર હતો. તે ગામનો રાજા ગણાતો. આ હરામખોરો ઘણો ત્રાસ વર્તાવતા. તેમને પકડવા યા જીવથી મારવા ઘણા પ્રયત્નો થતા; પણ આ લોકો હાથમાં આવતા નહિ. આ ગામની વચ્ચમાં એક સ્હેજ મોટું ઘર આવેલું હતું. ગામનાં ઘર છાણ–માટીનાં બનાવેલાં હતાં, ત્યારે આ ઘર ઇંટો–માટીથી બનાવેલું હતું ઘરની આગળ એક લીંબડાનું વૃક્ષ આવેલું હતું અને પાછળની બાજુએ એક મોટું તળાવ આવેલું હતું. તળાવ પાણીથી ભરેલું હતું. કિનારે એક હોડીયું પણ પડેલું હતું. એ હોડીયામાં બેસીને ગામનો સરદાર તળાવમાં ફરી આનંદ મેળવતો. આ ઘર ગામના સરદારનું હતું.

આજે સાંજના સમયમાં સરદારના ઘરમાં બે પ્રૌઢા સ્ત્રીયો એક યુવાન સ્ત્રીએ સારાં સારાં વસ્ત્રો અને ઘરેણાં પહેરાવી રહી હતી. એક ઘરેણાં–વસ્ત્ર પહેરાવતી હતી; ત્યારે બીજી સર્વ વસ્તુઓ લાવી રજુ કરતી હતી. વસ્ત્રાભુષણ ધારણ કરનારી યુવાન બાળા રૂપવાન હતી; પણ તેના મુખપર ખીન્નતા જણાતી હતી. તેનું વદન ગૌર હતું; પણ કોણ જાણે કે શાથી તેના ગૌર ગાલમાં ખાડા પડ્યા હતા અને

તેની આંખ્યો ઉંડી ઉતરી ગઇ હતી. તેના ગૌર મુખપર ફીકાશ જણાતી હતી. વસ્ત્ર અને ઘરેણાં પહેરતી તે બાળા મનમાં દુઃખી હતી, પણ ઉપરથી સુખી હોય એવું જણાવવા પ્રયત્ન કરતી હોય એમ અનુમાન થતું હતું. તેની પાસે બેઠેલી સ્ત્રીયોએ તેને કપડાં-ઘરેણાં પહેરાવી દીધાં. એવામાં એક ત્રીજી બાઇએ ઘરમાં આવી તે બાળાના હાથે પુષ્પના ગજરા બાંધ્યા. આ બધું થઇ રહ્યા પછી તે ત્રણે સ્ત્રીયો ત્યાંથી ચાલતી થઇ. તેમના ગયા પછી તે બાળા ઉભી થઇ ઘરના અંદરના ભાગમાં ગઇ. ઘરની પછીતે એક બારી આવેલી હતી. તેણે બારી ઉઘાડી આકાશમાં અદ્રસ્ય થતા સૂર્ય ભગવાન સામે જોઇ એક નિઃશ્વાસ નાખ્યો. આ પછી તેણે તળાવ તરફ અને હોડીયા તરપ દૃષ્ટિ કરી. તે થોડીવાર ત્યાં ઉભી રહી અને પછી કાંઇક વિચાર આવતાં બારી બંધ કરી ત્યાંથી પાછી ફરી એક નાના ઓરડામાં આવી. આ ઓરડો કંઇક ઠીક હતો. જમીનપર એક જાજમ પાથરેલી હતી. જાજમ પર એક બાજઠ મૂકેલો હતો અને તે બાજઠ પર દારૂનો એક શીશો અને કાચના બે પ્યાલા પડેલા હતા. આ ઓરડો થોડુંકમાં ચુનાથી ધોળાએલો હોય એમ માલુમ પડતું હતું. દિવાલો પર ત્રણ છબીઓ લટકાએલી હતી. તેમાં એક અંબાજીની બીજી બહુચરાજીની અને ત્રીજી કાળભૈરવની છબીઓ હતી. જાજમની બાજુમાં એક મોટો ઢોલીયો પણ બીછાવેલો હતો. ખૂણામાં એક લાકડાની પેટી પડેલી હતી. વસ્ત્રાભુષણથી શોભતી તે બાળા ઢોલીયા પર પડી ઝારઝાર રડવા લાગી. આશ્ચર્ય! આ બાળા કેમ રડતી હશે? દુઃખ સિવાય કોને રડવું આવે? ત્યારે શું આ બાળા દુઃખી હશે? રડવા ઉપરથી તો એમજ સમજાય છે.

તે બાળાએ થોડીવાર રડી હૃદય હલકું કર્યું અને પછી એકદમ ઉભી થઇ ખુણામાં પડેલી પેટી પાસે આવી પેટી ઉઘાડી અને તેમાંથી કોઇ એક ચીજ કાઢી તેણે પહેરેલાં વસ્ત્રમાં છૂપાવી દીધી. બાદ પેટી બંધ કરી તે જાજમ પર જઇ બેઠી. દિવસ પૂરો થયો. સાયંકાળની પણ પૂર્ણાહુતી થઇ. અંધકાર પથરાવા લાગ્યો. એક આધેડ ઉમ્મરની સ્ત્રી હાથમાં દીવાનું કોડીયું લઇ ઓરડામાં આવી અને ત્યાં પડેલી એક ઉંચી લાક-

ડાની દીવીપર દીપકનું કોડીયું મૂકી જાજમ પર બેઠેલી બાળાના સામે જોઇ હશી પડી. હસવાથી તેના દાંત બહાર દેખાયા, બાળાએ તેના સામે જોઇ તેના હસવા પ્રત્યે અણગમો દર્શાવ્યો. આથી તે કાળા રંગના શરીરવાળી સ્ત્રી તેની ઝીણી આંખ્યોના વિચિત્ર ચાળા કરતી બોલી, “ભલાં આમ હું કરો છો? આજતો તમે અલબેલી નાર બન્યાં છે. તમને ન્યાળી હું આજ ઘણી હરખાઉં છું.”

“તું શાથી હરખાય છે?” બાળાએ મંદ સ્વરે પૂછયું.

“આજે ઘણા દહાડે તમે મનાયાં અને આ હારાં હારાં લુગડાં પહેર્યાં તેથી.”

“આજે હું કેવી દેખાઉં છું.”

“જાણે ઇંદરનાં ઇંદરાણી.”

“ખરૂં કહે છે?”

“હા, આ કમરકુંવેર બાના પગના હમ ખાઇને કહું છું.”

બાળા મૌન્ન રહી. સ્હેજ હસતું મુખ ચિંતામય બની ગયું. તેણે દિર્ઘ નિઃશ્વાસ નાખ્યો. પ્રિય પાઠકો! તમે આ કમળકુંવરને ઓળખી હશે? આ કમળકુંવર અન્ય કોઇ નહિ પણ આપણી કમળા, કિશોરની પ્રિય પત્ની હતી. લુંટારાઓ તેને આ ગામમાં લાવ્યા હતા. ગામમાં આવ્યા પછી લુંટારાઓએ કમળાને સરદારના ઘેર રાખી અને સરદારના પુત્રને સરદારના મરાયાની વાત કરી. આ સ્ત્રીએ મારા બાપને માર્યો જાણી સરદાર પુત્ર કે જેનું નામ મોહનસંગ હતું તે ઘણો ક્રોધાયમાન થયો. તેણે તેની ખુની આંખ્યો કમળા તરફ ફેરવી; પણ કમળાનું રૂપ સૌન્દર્ય જોતાંજ તેની ખુની આંખ્યો કંઇક શાન્ત બની. તેણે સઘળા લુંટારાઓને જણાવ્યું કે આ રૂપાળી બાયડીને મારી નહિ નાંખતાં મારી બાયડી બનાવીશ. લુંટારાઓ સરદાર પર ખુશી થયા, અને પછી લુંટમાં આણેલો માલ અને પેલો હીરો મોહનસંગના પગ આગળ રજુ કર્યો. મોહનસંગે લુંટમાંથી કેટલોક માલ વ્હેંચી આપી તેમને વિદાય કર્યા.

લુંટારાઓ પોતપોતાને ઘેર જઈ દારૂ પી આનંદ કરવા લાગ્યા.

સરદાર મોહનસંગે બાપના મરવાથી ખુશી થયો. તેણે હિરો હાથમાં લઈ જોવા માંડયો. કમળા તેની નજીકમાં બેસી રહી. મોહનસંગે હિરાને થોડીકવાર જોઇ રહી કમળાના સામે જોયું.

કમળાના રૂપથી તે મોહાંધ બન્યો. તેણે તેની ઇચ્છા કમળાને જણાવી. કમળા દુ:ખી હતી. દુષ્મનોના પંજામાં સપડાએલી હતી, છતાં દુ:ખ પડવાથી તે હિંમતવાન બનેલી હતી. તેણે સમય વિચારી સરદારની ઇચ્છાને આધિન થવાનો વિચાર જણાવ્યો. મોહનસંગના આનંદની સીમા રહી નહિ. તેણે તત્કાળ લગ્ન કરવાનો વિચાર જણાવ્યો, પણ કમળાએ તેને અનેક પ્રકારની મધુરી વાતો કહી એક મહીના પછી પરણવાનું જણાવ્યું. મોહનસંગે તેનું કહેવું કબુલ કર્યું. તેણે પોતાનાં માણસોને કમળાની સારી રીતે સેવા ચાકરી કરવાનો હુકમ કર્યો. કમળા ત્યાં રહી. તેને સર્વ પ્રકારનું સુખ મળતું, પણ તે સર્વ સુખ તેને નકામું હતું. કમળા કોઈ પણ ઉપાયે નાશી છૂટવાને ઇચ્છતી હતી. તેણે અનેક તર્ક વિતર્ક કરી જોયા પણ નાશી છૂટવાનો એક પણ રસ્તો જણાયો નહિ. દિવસો વિતવા લાગ્યા. કમળા દુ:ખી દિલે દિવસો નિર્ગમન કરવા લાગી. જંગલી લોકો રાત્રિ દિવસ તેની સેવામાં હાજર રહેતાં અને તેને કમળકુંવર કહીને બોલાવતાં. આખરે એક મહિનો પૂર્ણ થયો. સરદારે કમળાને લગ્ન કરવાનું કહ્યું. કમળાએ હા પાડી. સરદારનું ઘર ચૂનાથી ધોળાયું. ગીત ગવાવા લાગ્યાં. ગામના બે મોટા લુંટારાઓની સ્ત્રીયોએ આવી કમળાને સારાં વસ્ત્ર ઘરેણાં પહેરાવ્યાં. મોટે મળસકે લગ્નનું મુહુર્ત હતું. કમળા વસ્ત્ર ઘરેણાં પહેરી તેના ઓરડામાં આવી અને પેટી ઉઘાડી કંઇક વસ્તુ છૂપાવી બાજઠપર બેઠી અને પછી એક સ્ત્રી આવી તેનાં વખાણ કરવા લાગી. હવે આગળ શું થાય છે એ આપણે જોઇએ.

કમળા વિચાર–ચિંતામાં નિમગ્ન થઈ મૌન રહી. પુન: તે સ્ત્રીએ પૂછયું, " કમરકુંવેર ! ચ્યમના વચાર હવે કરો છો ? "

કમળાએ સાવધ થઇ તેના મુખ તરફ જોઇ હસીને કહ્યું, "હું એમ વિચાર કરૂં છું કે આ પહેરેલાં લુગડાંથી સરદાર ખુશી થશે કે નહિ ? "

" અરે એ હું બોઇલાં ? સરદાર સાબ તો તમને નિરખતાં જ આંધળા ભેંત થાહે અને તમને છાતીએ દાબી ટાઢા હિમ બનહે." તે ચૂડેલે કહ્યું.

કમળાને તેનું બોલવું ઝેર જેવું લાગ્યું, પણ તે ભાવ મુખપર પ્રકટ નહિ થવા દેતાં કહ્યું, " આજે તે હજી સુધી અહિં કયમ નહિ આવ્યા હોય ?"

" ઇતો મોંડવામાં જ્યા છે."

" માંડવો શાનો ?" કમળાએ પૂછયું.

"તમારે પઇણવાનો."

" શું માંહવો બંધાવ્યો છે ?"

" હા."

" કયાં બાંધ્યો છે ?"

" ગામની વચ્ચોવચ."

" પણ સરદાર અત્યારે ત્યાં શું કરવા ગયા છે ?"

" ચ્યમ નોજાય ? અમારામાં ધારો છે કે જ્યારે સરદાર પઇણે, તે પહેલાં મોટું રાવણું ભરે અને તેમાં પેટ ભરીને બધાને દારૂ પાય. આ પછી તે પઇણે. આથી સરદાર સાબ રાવણામાં જ્યા છે."

" ત્યારે તો ત્યાં ખૂબ દારૂ પીશે ?"

"હા, તે એટલો બધો કે તેમને ઉપાડીને ઘેર લાવવા પડહે."

" ત્યારે પરણશે કયારે ?"

" દારૂનો નસો ઉતરેજ તો ?" બલાએ તેની આંખ્યો મટ-મટાવતાં કહ્યું.

કમળા વિચારમાં પડી. તેનો વિચાર ઘણીવાર લંબાયો. અંતે તેણે કંઇક નિશ્ચય કર્યો હોય એમ જણાયું. રાત્રિ પડી ચૂકી હતી. અંધકાર આખા જગતપર ફરી વળ્યો હતો. મોહનસંગ સરદારના ઘરને આંગણે ગોખલામાં એક દીવાનું કોડીયું સળગી રહ્યું હતું. ઘરની આગળ એક લુગડું પાથરવામાં આવ્યું હતું. ઘરની આગળ કોઈ જણાતું નહોતું. એવામાં એકાએક ઢોલ વાગવા લાગ્યું. ઢોલનો

ધમધમ અવાજ રાત્રિના સમયે પ્હાડી પ્રદેશમાં પથરાઇ રહ્યો અને તેના પડઘા સંભળાવા લાગ્યા. ઢોલનો અવાજ સાંભળી કમળાએ પેલી ચૂડેલને પૂછ્યું, "અત્યારે આ ઢોલ કેમ વાગે છે?"

"લગન છે તેથી."

"પણ લગન તો પરોઢીએ થવાનું છે?"

"હા, પણ ઢોલ શ્યમ ન વાગે?"

"રાવણું ક્યાં સુધી ચાલશે?" કમળાએ પૂછ્યું.

"મધરાત હુધી."

"ત્યાં સુધી આપણે જાગવું પડશે?"

• "તમને નંદરા આવે છે?"

"હા."

"તમે તો જબરાં છો કમરકુંવેર. આવા હરખમાં તે નંદરા શ્યમ કરીને આવે?"

"કામ વિના બેસી રહેવાથી દરેકને ઉંઘ આવે."

"ત્યારે તમે થોડીવાર આડાં થાવ; હું લગીર ઘરની બાર જઇ આવું."

"કેમ વારૂ?"

"હું બે ચારેક બૈરાંને બોલાવી આવું."

"શું કરવા?"

"ગીતો ગાવા."

"શાનાં ગીત?"

"તમારા લગનનાં."

કમળા બોલી નહિ. પિશાચિની ઘરની બહાર નીકળી ગઇ. કમળા એકલી પડી. તેણે ચારે તરફ નજર ફેરવી બોલવા માંડ્યું,

"હે હરી! હવે મારી શી દશા? મારાથી મારા શીયળનું રક્ષણ કેવી રીતે થઇ શકશે? શું મારે ભ્રષ્ટ થવું પડશે?" કમળા થોડીવાર શાન્ત રહી બોલી, "ના, આ પ્રાણ છે ત્યાં સુધી તો ધર્મ

ભ્રષ્ટ નહિ થાઉં. હું મારા નિશ્ચયની આજે પૂર્ણાહુતી કરીશ. દુઃખે મને હિંમતવાન બનાવી છે. હું હવે સંકટથી ડરનાર નથી. હું આજે એમજ કરીશ. પણ એમાં નિષ્ફળતા મેળવીશ તો ?" કમળાના મનમાં વિચાર ઉત્પન્ન થયો.

તેની આંખોમાં ઝળઝળીયાં જણાયાં. પુનઃ તે આત્મગત્ બોલી, "જો હું મારા કાર્યમાં નિષ્ફળ નિવડીશ તો તરત મારા પ્રાણનું વિસર્જન કરીશ. જે થવાનું છે તે આ રાત્રિએજ થઈ જશે. પ્રાતઃકાળ કેવો થશે એ પ્રભુ જાણે. આ રાત્રિ કદાચ મારા જીવનની છેલ્લીજ રાત્રિ હોય તો શી ખબર ? છેલ્લી હોય યા ન હોય, પણ મારે હવે ગભરાવું–ડરવું ન જોઇએ. જીવન–મરણની મને દરકાર નથી. મારા કિશોરને મળવાની ઇચ્છા પણ ધીમે ધીમે ઓછી થાય છે. કિશોર ! મારા દુઃખીઆરા પતિ ! તારૂં મિલન થવું એ હવે પ્રભુના હાથમાં છે. તું મને ભૂલી જજે, તારી કમળાને મરી ગએલી માનજે. પ્રાણાધાર ! તું જ્યાં હો ત્યાં સુખી થજે. તારી કમળાના જીવન–મરણની આ છેલ્લી રાત્રિ છે. આ રાત્રિમાંજ હું મારૂં કામ પૂર્ણ કરનાર છું. જો મારૂં ધારેલું કામ પૂર્ણ થશે, મારી ઇચ્છા સફળ થશે તો કંઇક આશા બાકી રહે છે, નહિ તો તને છેવટના પ્રણામ. હું તને......" કમળા બોલતી બંધ થઇ. બીજી સ્ત્રીઓને બોલાવવા ગએલી પેલી બદસુરત બલા તેની સાથે તેના જેવી ચારેક સ્ત્રીઓની સાથે ત્યાં આવી ઉભી, અને તેણે કમળાને કહ્યું, "લ્યો, ઠકરારાં ! ઉઠો હવે; આપણે ગીતો ગઇએ." કહી તેણે કમળાનો હાથ પકડી ઉભી કરી.

કમળા સર્વ સ્ત્રીયોની સાથે બીજા ઓરડામાં આવી; અને સૌની વચ્ચે નીચે બેઠી. તે પછી જંગલી સ્ત્રીયોએ લાંબા રાગડા કાઢી ગાવું શરૂ કર્યું. તેમનાં અશુદ્ધ પ્હાડી રાગડા એક કલાક સૂધી ચાલ્યા અને પછી એકાએક બંધ થયા. કારણકે મોહનસંગ સરદાર ત્યાં આવતા હતા. સરદાર દારૂ ખુબ પીવાથી લથડીયાં ખાતો હતો. તેને બે માણસોએ બન્ને બાજુએથી પકડયો હતો. આગળ ઢોલવાળો ઢોલ

જોરથી વગાડી ચાલતો હતો. સર્વ મંડળ ઘર નજીક આવ્યું. સ્ત્રીયો જતી રહી. કમળા ઘરના ઓરડામાં પેશી ગઈ. ઘરના દ્વાર આગળ આવતાં જ મોહનસંગે એક જબરો ખુંખારો કરી કહ્યું, "મને નવાં ઠકરાળાંનાં ઓયડામાં લઇ હાલો."

સરદારના હુકમ મુજબ તે બે માણસોએ કમળાવાળા ઓરડામાં સરદારને લાવી ઢોલીયા પર સૂવાડ્યો. મોહનસંગે પાટડાની માફક ઢોલીયામાં પડી તે બે માણસોને કહ્યું, "અલ્યો; તમે હવે જતા રહો."

તે બન્ને માણસો ત્યાંથી ચાલ્યા ગયા. તે ઓરડામાં મોહનસંગ અને કમળા સિવાય બીજું કોઇ રહ્યું નહિ. સવારના પહેલા પહોરમાં પોતાના સરદારનું લગ્ન થવાનું હોવાથી વ્હેલા જાગૃત થવાના વિચારથી સ્ત્રી પુરૂષો પોત પોતાને ઘેર જઈ સૂઈ ગયાં. ફક્ત સરદારના બે સેવકો આંગણામાં નિસાથી ઝોકાં મારતાં બેસી રહ્યા.

સર્વત્ર નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. મોહનસંગ ઢોલીયામાં સૂતો હતો. કમળા સોડીયુંવાળી ઓરડાના એક ખૂણામાં ઉભી હતી. તેણે પોતાને હાથે બાંધેલા પુષ્પોના ગજરા તોડી ફેંકી દીધા હતા. શરીરપર પહેરેલાં ઘરેણાં ઉતારી એક પોટકીમાં બાંધી દીધાં હતાં. એવામાંજ મોહનસંગે એકાએક ખાટલામાં બેઠા થઇ પૂછયું, "ઠકરાળાં ?"

"કોને બોલાવો છો ?" કમળાએ પૂછ્યું.

"તમને."

"શું મને ?"

"હા."

"પણ પરણ્યા પહેલાં ઠકરાળાં કેમ કહો છો ?"

"આપણે આપણા મનથી પઇણી ગયાં છીએ. એમ હમજોને હવારના પોરમાં લોકની જાણ માટે બામણને બોલાવી પઇણશું. મારા મનથી તો તમે મારાં ઠકરાળાં થઇજ ગ્યાં છો." મોહનસંગે બકી નાખ્યું.

"એમ તે ઠકરાળાં કહી શકાય કે ?"

"ત્યારે હું કહી શકાય ?"

"અરે ઠકરાળાંને તો પહેલાં મોટી ભેટો આપવી પડશે; તેના

પેટ ભરીને દારૂ પીવો પડશે; બસ એ પછીજ તમારાથી ઠકરાળાં કહી બોલાવાશે. ” કમળાએ કહ્યું.

“ બરાબર, બરાબર, મારી વ્હાલીનું કેવું હાચું છે. હું ભૂલ્યો; લે આ કાનની બુટય પકડી. બોલ હવે તને હું આલું ? ” સરદારે બન્ને હાથથી કાન પકડી પૂછ્યું.

“ મને પેલો હિરો આપો.” કમળાએ કહ્યું.

“ મારી અપસરા ! એમાં તે ત્હેં હું માયગું ? એ કાચના કટકા કરતાં કંઇક વધારે માગવું તું ને ? હું તારી પર મારો જીવ કુરબાન કરવા તયાર છું. લે આ હોનાનો ટુંપીઓ, નેવું ગદીયાંણાનો છે. ” કહી સરદારે ગળામાંથી ટુંપીઓ કાઢી કમળાને નજીક બોલાવી આપ્યો.

કમળાએ ટુંપીઓ પોટકીમાં બાંધતાં કહ્યું, “ અને પેલો કાચનો કટકો ? ”

“ ઓય તારીની ! હજી પણ એ ના ભૂલી કે? લે આ તારો હિરો. ” કહી મોહનસંગે શરીરપર પહેરેલી બંડીના ગજવામાંથી હિરો કાઢી કમળાને આપ્યો. કમળાએ તે હિરાને સાડીના છેડા સાથે મજબૂત બાંધ્યો. પછી પાછો સરદાર બોલ્યો, “ લ્યો હવે પાહે આવો અને મારી હાથે આ ઢોલીયાપર પેઢો. ”

“ હજી વાર છે. ”

“ ચ્યમ ? હજી કોંઇ બાકી છે ? ”

“ હા. ”

“ શું ? ”

“ આ મદીલા મદિરાના ત્રણ પ્યાલા પિવરાવવાનું. ” કમળાએ આંખ્યોના કટાક્ષ ફેંકતાં કહ્યું.

સરદાર પાણી–પાણી થતાં બોલ્યો, “ત્યારે લાવો તેને. હું તમારા હાથથી ગટગટાવી જાઉં. વાહરે ઠકરાળાં ! તમે તો ઘણાં ચતુર નેકળ્યાં ? હું તમને દેખી જીવતોજ હરગમાં ગયો હોઉં એમ થયા કરે છે. મને હવે દારૂ પીવરાવી દયો. હું અકળાઇ જ્યો છું. મારા દેહમાં કોંઇનું કોંઇ થઇ રીયું છે. મારા હાથ તમને મારા કાળજા હાથે દાબવા

ચરવરી રહ્યા છે. જ્યારે તમને આ કાળજા હાથે જોરથી દાબેશ તારેજ ટાઢો હેમ થાઇશ. હમજ્યાં મારાં પિયારી." મોહનસંગ નિસાથી ફાવે એમ બકવા લાગ્યો, કમળા જાજમપર પડેલા બાજઠ સમિપ ગઇ અને તેની પરથી દારૂનો શીશો ઉપાડી તેમાંના દારૂથી પ્યાલો ભરી સરદારના હાથમાં આપ્યો. સરદારે પ્યાલો લેતી વખતે કમળાનો હાથ દબાવી આનંદ માન્યો અને પછી તે પ્યાલો ગટગટાવી ગયો. કમળાએ તરત બીજો ભરી આપ્યો; તે પણ એ રાક્ષસ પી ગયો. કમળાએ ત્રીજો આપ્યો. ત્રીજો પ્યાલો પૂર્ણ કરી પિશાચ બોલ્યો, " હવે નહિ."

" એમ તે થતું હશે કે ? લ્યો; આટલો પી જાવ."

" ના, હવે જીરવાશે નહિ. "

" અરે તમે તો ચાર શીશા પી જાઓ છો એમ મને ખબર છે."

" હાચી વાત ? તને ક્યોંથી ખબર ? "

" હું કેમ ન જાણું ? મારે હવે બધું જાણવું જોઇએ. "

" હા, ચતુર બાયડીનાં એજ લખેણ છે. "

" લ્યો હવે આ પી જાવ." કહી કમળાએ હાથ લંબાવ્યો. તે ચોથો પ્યાલો પણ અધર્મીએ પીને પૂરો કર્યો. દારૂથી તેનું પેટ ભરાઈ ગયું. હમેશાં ખૂબ દારૂ પીનારને જોઇએ તેટલી અસર તો થઇ નહિ, પણ તેની જીભ તોતડાવા લાગી. આંખ્યો મીચાઇ જવા લાગી. તેનાથી વધુવાર બેસી રહેવાયું નહિ. તે લાંબો થઇ સુતો. કમળાએ તેની તરફ જોયું. મોહનસંગ નિસાથી સુતો હતો; પણ તેને ભાન વિસર્યું નહોતું. તેણે કહ્યું, " લ્યો હવે ઢોલીયા પર આવો. "

" ના. "

" ઇમ કેમ ? " મોહનસંગે પરાણે આંખ્યો ઉઘાડીને પૂછ્યું.

" હજી ઢોલીયાપર આવવાની વાર છે. "

" હાની વાર છે ? "

" હજી આપણે પરણ્યાં નથી. "

" હમજી લે કે આપણે પઇણી જ્યાં. "

" ના, એમ થાય નહિ. "

"અરે આમ શું કરવા કરે છે? મારો જીવ અકળાય છે. મને કંઇનું કંઇ થઇ જાય છે. જો તું મને હવે ના કહીશ તો હું તને પરાણે વળગી પડીશ. લે, આ ઉઠયો. બાયડીઓની જાતજ એવી કે બચારા ધણીને અકળાવે. હું મરદ છું. જો આ પળેજ તને ઉપાડીને તાણી જાઉં છું." આમ બોલતો મદોન્મત્ત ભીલરાજ ઢોલીયા પરથી નીચે ઉતર્યો. જમીન પર પગ ટકવા લાગ્યા નહિ. આમ તેમ અથડાતો અને મુખથી જેમ આવે તેમ બોલતો કમળાની નજીક જવા લાગ્યો. કમળા આ ખૂણેથી બીજે ખૂણે જવા લાગી. છેવટે મોહનસંગે તેને પકડી અને બે હાથ પહોળા કરી તેને છાતી સાથે દબાવવા ગયો કે તરતજ કમળાએ જોરથી તેને ધક્કો મારી દૂર કરતાં કહ્યું, "ગરીબ અબળાને સંતાપનારા શયતાન! લે, આ સુંદર સુંદરીને તારી છાતી સાથે દબાવી તારી ઇચ્છાને પૂર્ણ કર." આટલું બોલતાંજ કમળાએ વસ્ત્રમાંથી કાળની જીભ સમાન ચળકતી કટાર બહાર કાઢી તેના પેટમાં ભોંકી. મોહનસંગે બૂમ પાડવા મુખ ઉંચું કર્યું; પણ કમળાએ દોડી જઇ તેના મુખપર જોરથી હાથ દાબ્યો કે જેથી તે બૂમ પાડી શક્યો નહિ. તે ધબ દઈ જમીન પર તૂટી પડયો. કમળાએ કટાર ખેંચી લીધી. લોહીના ધોધની સાથે પેટનાં આંતરડાં પણ બહાર નીકળ્યાં. મોહનસંગના રામ રમી ગયા. તેનો જીવ નર્કમાં જવા જતો રહ્યો. કમળા લોહી જોઇ કંપી; પણ તરત સાવધ થઇ અને ઘરેણાંની નાની પોટકી ઉપાડી ઓરડામાંથી બહાર નીકળી અને ઓરડાને બહારથી બંધ કરી ઉપર તાળું વાસ્યું. આ પછી કમળા ઘરની આગળનાં બારણાં પાસે આવી. બે ચોકીદારો નીસાથી લોથ પોથ થઇ પડેલા જણાયા. તેણે ઘરનાં બારણાં બંધ કરી અંદરથી સાંકળ વાસી અને તરત ત્યાંથી પાછી ફરી એક બીજા ઓરડામાં આવી કે જ્યાંની પછીતે બારી આવેલી હતી. તે બારી કમળાએ ઉઘાડી અને ઘરેણાંની પોટકી બહાર ફેંકી પછી પોતે પણ ધીમે રહીને તે બારી વાટે બહાર નીકળી. પછીતે ટેકરો આવેલો હતો. કમળાએ

બારી બંધ કરી પોટકી ઉપાડી નીચે ઉતરવા માંડયું. પાછલી રાત્રિના ચંદ્રનું આછું અજવાળું વ્યાપેલું હતું. સઘળું સૂમસામ હતું. કોઇ પણ જાગતું નહોતું. તળાવની પાર પર ફરતાં દેડકાંના પાણીમાં પડવાના અવાજ સિવાય બીજું કંઇ પણ સંભળાતું નહોતું. કમળા ભય પામતી નહોતી. આસપાસ જોતી કમળા ટેકરા પરથી નીચે ઉતરી તળાવના કીનારે આવી ઉભી. આકાશમાં તારાઓ પ્રકાશી રહ્યા હતા. પાછલી રાતના ઝાંખા નહી જેવા અજવાળામાં કમળા તળાવના કિનારે પડેલા હોડીયા નજીક ગઈ અને હોડીયાને જે દોરડા વડે ઝાડની સાથે બાંધ્યું હતું, તે દોરડાને કાપી નાંખી હોડીયું તળાવમાં તરતું કર્યું. તે પછી હલેસું શોધી કાઢી કમળા હોડીયામાં બેઠી અને હોડીયાને તળાવના સામે કિનારે લઈ જવા માંડયું. કમળા દુઃખ પડવાથી નવું નવું શીખી હતી. હલેસાથી પાણી કાપતી કમળા હોડીયાને કિનારે લાવી અંદરથી નીચે ઉતરી. તેણે કિનારા પર ઉભી રહી સરદારના ઘર તરફ જોયું; બાદ તરતજ કમળાએ ત્યાંથી પ્રયાણ કર્યું અને થોડો વખત વિતતાં દુઃખથી છૂટેલી કમળા પહાડી પ્રદેશમાં અદૃશ્ય થઇ ગઇ.

---

## પ્રકરણ ૯ મું.

### દુશ્મનના દાવમાં.

પ્રાતઃકાળ થયો. સવિતા દેવનો ઉદય હજી થયો નહોતો એટલામાં તો મોહનસંગ સરદારના ઘર આગળ ઢોલ ધમધમ વાગવા માંડયું. ઢોલના ઘોર અવાજથી ગામના લોકો જાગી ઉઠયા અને સરદારના લગનમાં ભાગ લેવા નવ-નવાં વસ્ત્ર પહેરી સરદારના ઘર આગળ એકત્ર થવા લાગ્યાં. ઘણાં માણસો એકઠાં થયાં. ઢોલ વાગી રહ્યું હતું. સ્ત્રીઓ ગીત ગાવા લાગી; પણ હજી સરદારના ઘરનાં દ્વાર ખુલ્લાં થયાં નહિ. ઘણો વખત વિત્યો. લગન કરાવવા એક કાળા રંગનો ભીમકાય બ્રાહ્મણ પણ આવીને હાજર થયો. તેણે લગનનો વખત વીતી જતો ધારી સરદારને બોલાવવાના ઇરાદાથી દ્વારને ધકેલ્યાં પણ અંદરથી

સાંકળ વાસેલી હોવાથી દ્વાર ઉઘડયાં નહિ. આથી તેણે અને બીજા લોકોએ મોટા અવાજથી બૂમો પાડવા માંડી. છતાં પણ અંદરથી કોઇએ જવાબ આપ્યો નહિ અને કમાડ પણ ઉઘાડયાં નહિ. આ શું આશ્ચર્ય? સૂર્યનારાયણે જગતને દર્શન દીધાં. લગ્નનું મૂહુર્ત વીતી ગયું. ઢોલ વાગતું બંધ રહ્યું. લાંબા રાગડાથી ગીતગાતી સ્ત્રીયો પણ શાન્ત થઇ ગઈ. ઘણીવાર થતાં ગામના મુખી અને નાયકે કમાડને ઉતારી નાંખી અંદર પ્રવેશી સરદારના શયન સ્થાને જવા માંડયું. નાયક અને મુખી મનમાં અનેક પ્રકારના તર્ક–વિતર્ક કરતા સરદારના સૂવાના ઓરડા આગળ આવી ઉભા. ઓરડાની ઉપર તાળું વાસેલું જોઈ તેમના આશ્ચર્યમાં વધારો થયો. આખરે તે બન્નેએ વિચાર કરી તાળું ભાગી નાખી ઓરડો ઉઘાડયો અને અંદર જતાંજ બન્નેની દૃષ્ટિ રક્તમાંતર-બોળ થઈ પડેલા મૃત સરદાર પર પડી. આવું જોતાંજ તેમણે સરદારના શબ પાસે નીચે નખાવી દઈ કારમી પોક મૂકી. બહાર ઉભેલાં તમામ માણસો ગભરાઇને અંદર દોડી આવ્યાં અને માનીતા સરદારની દુર્દશા જોતાંજ રાગડા ખેંચી રડવા લાગ્યાં. તે આખો ઓરડો લોહી વહે-વાથી રંગાઇ ગયો હતો. રોકકળ ઘણીવાર ચાલી. સરદારનું ખૂન થયું. ખૂન કરનાર કમળા પાછલે રસ્તે થઇને નાશી ગઇ છે એમ સૌને ખબર પડી. જંગલી લોકના ક્રોધનો પાર રહ્યો નહિ. તત્કાળ બે માણસો કામઠીઓ કાંધે ભરાવી ઘોડેસ્વાર થયા અને કમળાનું પગલું ખોળી કાઢી તે જે રસ્તે ગઈ હતી તે રસ્તે જવા લાગ્યા.

એક નિર્દોષ બાળાને બળાત્કારથી પરણવા ઇચ્છનાર, રાક્ષસી કામમાં આનંદ માનનાર અને સર્વત્ર ત્રાસ વર્તાવનાર એક જુલ્મગાર લુંટારો લગ્ન કરવાની આશામાં મૂઓ અને તેના મુડદાને બાળી નાખ-વામાં આવ્યું. સરદાર પદ બીજાએ સ્વીકાર્યું અને મરનાર સરદારનું ખૂન કરનાર બાઇને પકડી લાવે તેને દસ વિઘાં જમીન અને નાયક પદ આપવાનું જાહેર કર્યું. આથી ઘણા લુંટારાઓ કમળાની શોધમાં નીકળી પડયા. વાચકો ! ચાલો આપણે સૌથી પ્રથમ કમળાની શોધમાં ગએલા બે લુંટારાઓની પાછળ જઇએ.

તે બન્ને લુંટારા ઘણા બાહોશ હતા. ચોરનાં પગલાં ખોળવામાં ઘણા નિપુણ હોવાથી કમળાનાં પગલાં ખોળી કાઢી તેજ રસ્તે જવા લાગ્યા. એવી રીતે જતાં તે બન્ને લુંટારાઓએ લાગ લાગટ બે દિવસ સુધી તેમની તપાસ ચાલુ રાખી; પણ કમળા પકડાઇ નહિ. ત્રીજા દિવસની સાંજે તેઓ એક જંગલમાં આવ્યા. અહિં પુષ્કળ ઝાડી અને ઘાસ ઉગેલું હતું. એ સ્થળે કમળાના પગલાં જણાયાં નહિ. જમીન પરનું ઘાસ દબાએલું હતું. આથી આ ઘાસ પર થઇનેજ તે આગળ ગઇ હશે એમ અનુમાન કરી તે બન્નેએ આગળ વધવું શરૂ કર્યું. છેવટે રાત્રી પડતાં એક સપાટ મેદાનમાં આવી ઉભા. આકાશમાં ચંદ્રદેવ ઉગ્યા ન હતા. અંધકાર સર્વત્ર પથરાએલો હતો. આખા દિવસના ભૂખ્યા તે બન્ને લુંટારાઓ તે સ્થળે એક કુવા આગળ આવી ઘોડેથી નીચે ઉતર્યા અને કુવામાંથી પાણી કાઢી પાસે રાખેલું ભાતુ ખાવા લાગ્યા. ખાતાં ખાતાં તેમાંના એકે બીજાને કહ્યું, " અલ્યા ગંભીરા ! મારી બેટી એ કમરા જબરી તો ખરી. બાકી બીજી બાયડી આવી હામ ભીડે નહિ. મારી બેટીએ ભારે કરી હોં ? "

" એતો શહેરની અસતરીયો એવીજ હોય. પણ ભયા ! આપણે તેને ઝાલવા આમને આમ ક્યાં હૂધી જાહું ? ગંભીરાએ પુછ્યું.

બીજો કે જેનું નામ નારસંગો હતો તેણે કહ્યું, " આ ત્રઇણ દાડાથી હેંડ–હેંડ કરીએ છીએ. હું ખબર કે તે ચૂડેલ ચેટલે જતી રહી હશે. આ જગ્યાએ તેનું પગેરૂં પૂરૂં થયું છે. અહિંથી તે ચયે રસ્તે જઇ હશે તેની આપણને ચ્યાંથી હમજ પડે. "

" તારે હવે આપણે ચ્યમનું કરવું ? " ગંભીરાએ પૂછ્યું.

" આ એક બે દિ રઝળી પાછા ગામ ભેગા થાહું. આમાં આપણે હું કરીએ બા ? " નારસંગે કહ્યું.

" આજનો રાત વાહો અહિંજ કરહુંને ? "

" હા. "

" મારી દિચરી એ કમરી જો હાથમાં આવેને તો હું તેનો

ખોધરો દાબીનેજ મારી નાખું." નારસંગે હાથ ધોતાં કહ્યું.

"પણ એ ડાકેણ આપણા હાથમાંજ આવવાની નથી. એતો ચ્યોંની ચ્યોં નેકળી ગઇ હશે." ગંભીરાએ પણ આ વાતની સમાપ્તિ કરતાં કહ્યું, બન્ને મૌન રહ્યા. રાત્રિ વિતવા લાગી. તે બન્ને જણા કામઠીઓ અને તીરનાં ભાથાં ઉસીકે મૂકી કુવા કિનારે આડા થયા. મધ્યરાત્રિ થવા આવી. નારસંગ અને ગંભીરની આંખ્યો સ્હેજ મળવા આવી, એટલામાં એક શીયાળ તેમની નજીક થઇને દોડી ગયું. તેના દોડવાના અવાજથી ગંભીરાની આંખ ઉઘડી ગઇ. તેણે આસપાસ જોયું. પાછલી રાતના ચંદ્રના પ્રકાશમાં કોઇ જનાવર દોડતું જણાયું. ગંભીર તે જનાવરને ગાળો દઇ સૂતો. એકાદ કલાક જતાં તે લુંટારાઓના ઘોડા કે જે નજીકમાં ચરતા હતા; તે જોરથી ખુંખાર્યા–હણહણ્યા, કાનની ટીસીયો ઉંચી કરી આસપાસ જોવા લાગ્યા. આથી તે બન્ને લુંટારાઓની નિદ્રાનો ભંગ થયો. ઉંઘમાં ખલેલ પડવાથી નારસંગાનો મીજાજ તેના હાથથી ગયો. તેણે ઉભા થઇ ઘોડાને બે ચાર સોટીયો લગાવી દીધી. આ પછી તે બન્નેને ઉંઘ આવી નહિ. ગંભીરાએ ચલમ ભરી. નારસંગાએ નાળીએરનું છોડું સળગાવી દેવતા તૈયાર કર્યો. બન્નેએ ચલમ ફુંકી. એટલામાં દૂર શીયાળવાં જોરથી બોલ્યાં. લુંટારા શીયાળવાંના અવાજથી સમજ્યા કે કોઇક આવે છે. રાત્રિના વખતે વગડામાં આવનાર કોઈ આપણા જેવાજ હશે ધારી તે બન્ને જણાએ કામઠીયો હાથમાં લઇ ઉભા થઇ દૂર નજર કરી જોવા માંડ્યું. થોડીવાર જોઇ રહ્યા પછી તેમને માલમ પડ્યું કે કોઇક ત્રણ માણસો ઘોડાપર બેસી આ તરફ આવે છે. બન્ને લુંટારાઓ વિસ્મય-ભયથી તે તરફ નજર કરી રહ્યા. સ્વચ્છ ચાંદની પથરાએલી હતી. દૂર સુધી નજર પહોંચતી હતી. થોડો સમય વિતતાં આવનાર ત્રણ માણસો ઘોડેસ્વાર થઇ ચાલ્યા આવતા સ્પષ્ટ જણાયા. લુંટારાઓ સાવધ થઇ ઉભા અને આવનારાઓને કોઇ લુંટારા અગર બહારવટીયા સમજવા લાગ્યા. આવનાર ત્રણ ઘોડેસ્વારો નજીકમાં આવી પહોંચ્યા અને બન્ને લુંટારાઓને રાત્રિના સમયે ભૂતની માફક ઉભેલા જોઇ આશ્ચર્ય પામ્યા. આ ત્રણે ઘોડે-

સ્વારો શિકારી પોશાકમાં શસ્ત્ર અસ્ત્ર સાથે સજ્જ થએલા હતા. ખભાપર ભરેલી બંદુકો લટકતી હતી. લુંટારાઓ અને તેમની નજર એક થઈ. થોડીવાર સુધી તેઓ એકબીજાની તરફ દૃષ્ટિ કરી રહ્યા. એવામાંજ તે લુંટારાઓમાંના ગંભીરે પ્રશ્ન કર્યો, "ક્યાંથી આવો છો ભયા ?"

"તે પહેલાં તમે જણાવો કે તમે અહિં કેમ ઉભા છો ? કયાંના રહેનાર છો અને કોણ છો ?" આવનાર ત્રણમાંથી એક પ્રશ્ન કર્યો.

તરત નારસંગો બોલી ઉઠયો, "તમને ઓળખ્યા વિના અમે કાંઇ કહેનાર નથી."

"કેમ વારૂ ?"

"તમે સરકારના આદમી હો એમ જણાય છે."

"ના, અમે સરકારના માણસ નથી; પણ સરકારના શત્રુઓ છીએ."

"ત્યારે તો અમે ઘણાજ રાજી થયા. વારૂ આમ ક્યાં જાવ છો ?" નારસંગે પૂછયું.

"તમને ઓળખ્યા વિના હું હવે નહિ કહું, મેં મારી વાત જણાવી; હવે તમારી વાત જણાવો ?"

"ઓહો, એમાં શું. લ્યો અમે કહી નાખીએ. અમે અહિંથી થોડેક આઘે આવેલા એક ગામમાં રહીએ છીએ."

"અહિંથી આગળ જતાં તો મોહનસંગ સરદારનું ગામ આવે છે, તેજ ગામના તમેછો નહિ વારૂ ?"

"હા, ભલા ઓળખ્યા ? અમે તે સરદારસાબનાજ માણહો છીએ. તમે ત્યાં જતા હશો નહિ ?" ગંભીરાએ વિસ્મીત વદને પૂછયું.

જવાબ આપનારે થોડીક ક્ષણ વિચારમાં પડી અંતે કહ્યું, "હા, અમે ત્યાંજ જઇએ છીએ. સરદાર અમારો ખાસ મિત્ર છે. તે એક બાઇને પકડી લાવ્યો છે. તે બાઈ તેની સાથે પરણનાર હોવાથી અમે ત્યાં આવવાને નીકળ્યા છીએ; પણ રસ્તો ભૂલવાથી અમને બે દહાડા મોડું થઇ ગયું છે. અમારા ધારવા મુજબ હવે તો તેમનાં લગન થઇ ગયાં હશે ?"

" રામ, રામ, રામ." આમ બોલી નારસંગાએ નિઃશ્વાસ નાખ્યો.

" ભાઈ રામરામ કેમ બોલો છો ? "

" એ ભા કંઇ કહેવાની વાતજ નથી. "

" કેમ ? "

" કાળો કેર થઈ ગયો છે ? "

" શું થયું છે ? "

" એ રાંડ કમરી અમારા સરદારનું ખૂન કરી ભાગી છે. લગનની હોંશમાં, લગનનાં લુઘડે અને લગનના હારા વખતેજ મોહનસંગ મૂઆ. અમે તે ખૂની કમરાને પકડવાનેજ નેકળ્યા છીએ. "

આવું સાંભળતાંજ તે ત્રણે ઘોડેસ્વારો ઘોડેથી પડતું નાખી પોક મૂકી રડવા લાગ્યા. નારસંગો અને ગંભીરો પણ તેમની સાથે રડવામાં ભળ્યા. સઘળાનું રડવું ઘણીવાર લંબાયું. આખરે નારસંગાએ તેનું રડવું બંધ કરી બીજાઓને રડતા અટકાવી ધીરજનાં વચનો સંભળાવ્યાં. મોહનસંગ સરદારના મરણ સમાચારથી તે આવનાર ત્રણ ઘોડેસ્વારો જાણે કે ઘણા ઉશ્કેરાઇ ગયા હોય એમ જણાવા લાગ્યા. થોડીવારે તેમાંના એકે પૂછ્યું, " ભાઇ ! તમારાં નામ ? "

" મારૂં નામ નારસંગો અને આનું નામ ગંભીરો. અમે સરદારના રખેવાળ છીએ. હવે તમારૂં નામ કહો ? "

" મારૂં નામ બહાદુરસંગ બહારવટીઓ. આ બે મારા ભાઇઓ છે. વારૂં નારસંગભાઈ! હવે તમે ક્યાં જવા ધારો છો ? "

" અમે તેજ વચાર કરીએ છીએ. કમરીની વાંહે બહુ ફર્યા; પણ હાથ આઇ નહિ. " ગંભીરે કહ્યું.

" તમે ગભરાશો નહિ. તેને હું ધરતીના પડમાંથી પણ ખોળી કાઢીશ અને મારા ભાઇબંધનું વેર વાળીશ. તમે નિરાંતે ઘેર જાવ. અમે પણ અહિંથીજ પાછા ફરીએ છીએ. નવા સરદારને મારૂં નામ દઇ બધી વાત કેજો. "

નારસંગે અને ગંભીરે તેનું કહેવું કબુલ કર્યું. આ પછી મોટા પરોઢીએ જવાનો નિશ્ચય કરી બધા બેઠા. બહાદુરસંગ સરદારે વાતો

કરતાં મોહનસંગના બાપનું કેવી રીતે મ્હોત થયું, કમળા કેવી રીતે પકડાઇ વગેરે જણાવ્યું. નારસંગ સઘળી વાત જાણતો હોવાથી બહાદૂરની વાત સાંભળી આ બહાદુર સરદારનો ખરેખર મિત્ર છે એમ તેની પૂર્ણ ખાત્રી થઇ. આ પછી કમળાને પકડી લાવ્યા પછીની તમામ હકીકત તેણે કહી સંભળાવી. વાતોમાં વ્હાણું વાયું. સઘળાએ જવાની તૈયારી કરી. નારસંગે અને ગંભીરે તેઓની સાથે હાથ મેળવી રામ–રામ ઉચાર્યા. આ પછી સઘળા ઘોડે ચઢ્યા; અને એક બીજાથી છૂટા પડી પોત પોતાના રસ્તે ચાલ્યા ગયા. નારસંગ અને ગંભીરના અદૃશ્ય થયા પછી તે ત્રણે ઘોડેસ્વારો એક બીજાની તરફ જોઇ જોરથી હશી પડ્યા. તેમના આ હાસ્યમાં ઘણો ભેદ હતો. આ ત્રણે બહારવટીયા નહોતા, પણ કમળાના બચાવને અર્થે મુજફરપુરથી નીકળેલાં સવિતા સત્યવીર અને ફુલસિંગ હતા. આ ત્રિપુટી વેશ–નામ બદલીને નીકળેલી હતી. સવિતાએ પુરૂષ પોશાક પરીધાન કરેલો હતો. સાધુ મહારાજની તરફથી રસ્તાના અને ગામના મળેલા નકશા ઉપરથી સત્યવીર અનેક ગામો પ્હાડો અને જંગલો વટાવતો સૌની સાથે અહિં સુધી આવી પહોંચ્યો હતો. રસ્તામાં અનેક ઠગ–ચોર–લુંટારા મળતા. તે સર્વની સાથે યુક્તિથી મળી જઇ જાણવા જોગ બીના જાણી લેતાં. આજે સાંજના તેઓએ એક નાના ગામમાં આવીને મુકામ કર્યો હતો. તે ગામમાં એક અફીણી ગરાશીયો રહેતો હતો. સત્યવીરે તેને વાતોમાં ભોળવીને ખબર મેળવી કે કમળા અહિંથી નજીકના ગામમાં છે અને તે થોડા દિવસ પછી સરદારની સાથે પરણવાની છે. તેના પરણવાના સમાચાર સત્યવીરે અસત્ય માન્યા. કારણકે તેણે કમળાના હૃદયને ઓળખેલું હતું. આવા સમાચાર મળવાથી સત્યવીર તે ગામમાંથી તરતજ નીકળ્યો અને ઉપર પ્રમાણે પેલા બન્ને બદમાસોને મળ્યો. તે બન્નેની સાથે વાત કરનાર ફુલસીંગ હતો. સત્યવીર અને સવિતાએ વાતચિતમાં ભાગ લીધો નહોતો. આ બહાદુર ત્રિપુટી લુંટારાઓથી છૂટી પડી સવાર થતાં એક નદી કિનારે આવી પહોંચી અને ઘોડા પરથી નીચે ઉતરી ત્યાં મુકામ કર્યો. સ્નાન ધ્યાનથી પરવારી તેમણે સાથે રાખેલું ભાતું

ખાઇ લીધું. જમ્યા પછી સત્યવીર ઘોડાનો ઘાસીયો પાથરી સૂતો. સવિતા અને ફુલસંગ તેની નજીક બેઠાં. અન્ય વાતોને અંતે સવિતાએ પૂછ્યું, " કમળા બ્હેનની શોધ હવે ક્યાં કરીશું ?

" હું તેજ વિચારમાં છું. તે લુંટારૂઓના ગામથી આપણે આવ્યાં તે ગામ જવાનો પગ રસ્તો ફક્ત એકજ છે. તે રસ્તે થઇને કમળા નહિ જતાં કોઇક જંગલને રસ્તે ચઢી ગઇ હશે ? આપણે થોડાદિવસ તેની તપાસ કરશું; જંગલ અને ગામ ખોળીશું અને પ્રભુ કૃપા હશે તો તેને મળીશું." ફુલસંગે કહ્યું.

સવિતા બોલી, "પણ તે લુંટારાઓએ જુઠું તો નહિ કહ્યું હોયને ?"

" ના, તેમના બોલવા પરથી અને આપણને પેલા અફીણી ગરાશીયાએ કહેલી વાતથી કંઇપણ શંકા રાખવી જોઇએ નહિ. કમળાએ સતીત્વની રક્ષાને માટે સરદારનું ખૂન કર્યું જ હશે." ફુલસંગે જણાવ્યું.

આ વાતચીત દર્મીયાન સત્યવીર કંઇક ઉંડા વિચારમાં હતો. સવિતાએ તેના મુખ સામે દૃષ્ટિ કરી પૂછ્યું, " દિવાન સાહેબ ! શું વિચાર કરોછો ? "

" તમારાજ વિચાર કરૂં છું." સત્યવીરે જણાવ્યું.

" મારા વિચાર શાના ?" સવિતાએ પૂછ્યું.

" તે એ કે તમે વચન ભંગ થયાં છો."

" ક્યા વચનનો મેં ભંગ કર્યો છે ?"

" પેલા પત્રનું સ્મરણ છે કે ? " સત્યવીરે હસતેવદને પૂછ્યું.

" ક્યા પત્રનું ? "

" આપણે ગઇ પૂર્ણીમાની રાત્રિએ ખુલ્લા ધાબામાં બેઠાં હતાં; તે વખતે એક તીર આવ્યું હતું. તે તીરની સાથે બાંધેલા પત્રમાં લખ્યું હતું કે માતાના મુકુટનો હિરો જો દસ દિવસમાં પાછો નહિ મળે તો સોળમા દિવસની મધ્યરાત્રિએ મહેલમાં આવી ખૂન કરીશું. કેમ આ યાદ છે કે ? "

" હા, અને પછી મેં કહ્યું હતું કે તે ખૂન કરવા આવનારને કેદ કરી તમારા ચરણમાં રજુ કરીશ. એજને ?" સવિતાએ પૂછ્યું.

" હા, એજ તમે તેને કેદ કરી શક્યાં નથી."

" પણ તમારૂં ખૂન કરવાને મહેલમાં કોઇ આવ્યું નથી." સવીતાએ હશીને કહ્યું.

" તે ખૂન કરવા આવે તે પહેલાં તો આપણે ત્યાંથી નીકળી ચૂક્યાં છીએ."

" તેમાં હું શું કરૂં. જો આપણે ત્યાં હોત અને તમારૂં ખૂન કરવા જે કોઇ આવત હોત, તો હું જરૂર તેને કેદ કરી મારૂં વચન પાળત."

સત્યવીર કંઇપણ નહિ બોલતાં હસ્યો. ફુલસંગને પણ આ વાતમાં આનંદ પડયો. આ પછી મધ્યાન્હકાળ વ્યતિત કરી તેમણે તેમની મુસાફરી આગળ શરૂ કરી. તેઓ એક રેતાળ પ્રદેશમાંથી ચાલતાં ચાલતાં એક ડુંગરાળ પ્રદેશમાં આવી પહોંચ્યાં. આ વખતે સાંજ પડવા આવી હતી. દિવસ થોડોક બાકી હતો. રાત્રિ પડતાં પહેલાં કોઇક ગામમાં પહોંચી જવાની સોની ઇચ્છા હતી; પણ એટલામાં ક્યાંઇ ગામ કે કોઈ ઝુંપડું સરખું પણ નજરે પડતું નહોતું. કોઈ માણસ મળે તો રસ્તાની અને ગામની ખબર પડે; પણ આ જનશૂન્ય માર્ગે કોઈ પણ માણસને આવવાનો સંભવ જણાતો નહોતો. ગામના વિચારમાં ત્રિપુટી આગળ વધે જતી હતી. ઘોડા બળવાન હોવાથી ઘણી ઝડપથી ચાલતા હતા. આખરે સાયંકાળ થતાં તેઓ એક ગામના પાદરે આવી પહોંચ્યાં. એક માણસ મળ્યો તેની પાસેથી તેઓએ જાણી લીધું કે નજીકમાં એક ધર્મશાળા આવેલી છે. તેઓ ધર્મશાળાની નજીક આવી ઘોડેથી નીચે ઉતર્યા. ગામ નાનું હોવાથી ધર્મશાળા પણ ન્હાની હતી. ઘરના આકારની તે ધર્મશાળાના ઓટલા પર આ વખતે એક માણસ બેઠેલો હતો. તેની આગળ નાનું ફાનસ બળતું હતું. સત્યવીરે તેની નજીક જઇ પૂછ્યું, " ભાઈ! આ ધર્મશાળામાં બીજાં કોઇ મુસાફરો ઉતરેલાં છે કે?"

તે માણસે ફાનસ ઉંચું કરી પૂછનાર અને તેની સાથેનાં માણસોના મુખ સામે બારીકાઇથી નજર કરી કહ્યું, " હા, બાજુના ભાગમાં

અમારા શેઠ ઉતરેલા છે. તેમની સાથે પચીસ માણસો છે. પણ તમારે જો આજની રાતજ રહેવું હશે તો જગા મળી શકશે. અમારી બાજુમાં એક ઓરડો ખાલી છે. ચાલો મારી સાથે આવો." કહી તે માણસ ફાનસ પકડી ઉભો થયો. સત્યવીરે ઘોડાને ક્યાં રાખવા એમ તેને પૂછયું. તરતજ તે માણસે એક મોટી બૂમ મારી અંદરથી એક માણસને બહાર બોલાવી ઘોડાની સંભાળ રાખવાનું સૂચવ્યું. બાદ તે આગળ ચાલ્યો. તેની પાછળ સત્યવીર વગેરે જવા લાગ્યાં. આગળ ચાલનાર માણસ વારંવાર પાછળ દૃષ્ટિ કરતો હતો. સત્યવીર અને ફુલસંગ તેની તરફ જોયા વિના ચાલતા હતા, પણ સવિતા તેની તરફ જોતી હતી. તેના વારંવાર પાછળ જોવાની દૃષ્ટિમાં સવિતાને વ્હેમ પડ્યો; પણ આ વખતે તે કંઇ બોલી નહિ. ધર્મશાળામાંના બીજા માણસો આ નવાં આવનારાંઓને ધ્યાનપૂર્વક જોતા હતા. ફાનસવાળો માણસ એક ઓરડા પાસે આવ્યો અને સત્યવીરને તેમાં રહેવાનું જણાવ્યું. સત્યવીર અને ફુલસીંગ અંદર પ્રવેશી નીચે બેઠા. જમીનપર શેતરંજી પાથરેલી હતી. થોડાંક ગોદડાં પણ અંદર પડેલાં હતાં. પેલા માણસે ફાનસ ત્યાં મૂકી સુખેથી આરામ લેવાનું કહી ત્યાંથી ચાલવા માંડ્યું. તેણે જતી વખતે એવી નજરથી જોયું કે જોનારને તરતજ વ્હેમ ઉપજે. સત્યવીર ફુલસંગને કંઇ ખબર પડી નહિ; પણ સવિતા ચેતી ગઇ. તે જનાર માણસની પાછળ જોઇ રહી. હજી પણ તે માણસ પાછું વાળીને જોતો જતો હતો. સવિતા થોડીવાર પછી આવું છું એમ સત્યવીરને જણાવી તરતજ તે માણસની પાછળ ગઇ. તે માણસ ધર્મશાળાની પછવાડેના ભાગમાં આવેલા એક ઓરડા આગળ આવ્યો. સવિતા પણ ત્યાં આવી અને તે જાણે નહિ એવી રીતે દૂર ઉભી રહી. પેલા માણસે ઓરડાનાં બારણાં બંધ હોવાથી તેણે બારણાંને ધીમેથી ધકેલ્યાં કે તરતજ અંદરથી કોણ ? એમ પ્રશ્ન થયો. તે માણસે કહ્યું, હું.

"તમારો નંબર ?" પુનઃ અંદરથી અવાજ આવ્યો.

"અગીઆર."

તરત બારણાં ઉઘાડ્યાં અને અંદરથી એક કદાવર અને મુછના

થોભાવાળો માણસ બહાર નીકળી તે માણસની પાસે આવી ઉભો. તેને જોતાંજ અગીઆર નંબરવાળાએ જમીનપર પડી નમન કરી કહ્યું, "નામદાર! વગર મહેનતે દુષ્મનો આપણા પંજામાં આવ્યા છે."

"કયા દુષ્મનો ?" તે બળીષ્ટ કાય પુરૂષે કંઇક વિસ્મયતાથી પૂછ્યું.

"પેલો હિરાનો ચોર, કે જેની શોધમાં આપણે નીકળ્યા છીએ તે..." આટલું મોઢેથી કહી બાકીનું કંઇક તેણે ઘણાજ ધીમા અવાજે કહ્યું. તે સાંભળતાંજ સરદારના મુખપર આનંદની ઉર્મીઓ જણાવા લાગી. દૂર ઉભેલી સવિતાએ સઘળું દશ્ય અવલોકયું. તેણે તે સરદારને તંરતજ ઓળખી લીધો. તે અન્ય કોઇ નહી પણ ઠગ લોકોનો મુખી—સરદાર કૃષ્ણનંદન હતો. કૃષ્ણનંદન હિરો પાછો મેળવવાની ઇચ્છાથી મુજફ્ફરપુર ગયો હતો અને ત્યાં તેને સત્યવીરના કમળાની મદદે જવાના સમાચાર મળતાં તે મોહનસંગ સરદારના ગામ તરફ આવવા નીકળ્યો હતો. મોહનસંગ સરદારના ગામ તરફ આવતાં તેણે આ સ્થળે મૂકામ નાખ્યો હતો. તેને ગઇ કાલેજ સમાચાર મળ્યા હતા કે મોહનસંગ સરદારનું ખૂન કરી કમળા નાશી ગઇ છે. આ ખૂનમાં સત્યવીરનો હાથ હોવો જોઇએ એમ કૃષ્ણનંદને માન્યું. સત્યવીર આજે અનાયાસે પંજામાં આવતાં તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે તરતજ પોતાનાં માણસોને બોલાવી સત્યવીર—ફુલસીંગ વગેરેને પકડી લેવાનો હુકમ આપ્યો.

સવિતા ગભરાવા લાગી, તે તરત દોડી અને ઓરડા પાસે આવી બોલી, "ઉઠો, અને જલ્દી અહિંથી નાશી છુટો. દુષ્મનો...." સવિતા આગળ કંઇ બોલે એ પહેલાં તો અનેક હથીઆર બંધ માણસોએ ઓરડામાં પ્રવેશી સત્યવીર અને ફુલસીંગને ઘેરી લીધા. સવીતા યુકિતસર ત્યાંથી બહાર નીકળી ગઇ અને ધર્મશાળાની બ્હાર બાંધેલા ઘોડા પાસે આવી ઘોડાને છૂટો કર્યો અને પછી એક પળવાર પણ ત્યાં નહિ રોકાતાં અશ્વપર સ્વાર થઇ ઘોડાને એક દિશા તરફ વિજળી

વેગે દોડાવી મૂક્યો. પેલી તરફ દુષ્મનોના એકાએક આવવાથી સત્યવીર અને ફુલસંગ ગભરાઇ ગયા, પણ હિંમત નહિ હારતાં બંદુકો ઉંચી કરી; કે તરત કૃષ્ણનંદને આગળ આવી કહ્યું, "જો જીવતા રહેવું હોય તો હથીઆર નીચે મૂકી દ્યો, અમારી પાસે પણ ભરેલી બંદુકો છે એ ખ્યાલમાં રાખજો."

તેના શબ્દો સાંભળી તત્કાળ સત્યવીરે બંદુક નીચે ફેંકી. ફુલસંગે પણ તેમજ કર્યું. કૃષ્ણનંદનનાં માણસોએ તે બન્નેને દોરડાંથી મજબૂત બાંધી દીધા. આ પછી કૃષ્ણનંદને મુકામ ઉઠાવવાનો હુકમ આપ્યો. થોડીવારમાં જ સઘળા તૈયાર થઇ અશ્વારૂઢ થયા. સત્યવીર અને ફુલસીંગને જુદા જુદા ઘોડાપર ઘોડાની સાથે જકડીને બાંધ્યા. આ વખતે સત્યવીરની આંખ્યો સવિતાને ખોળતી હતી, પણ સવિતા ત્યાં નહોતી. સત્યવીરે નિઃશ્વાસ નાખી ફુલસીંગ સામે જોયું. ફુલસીંગનું મ્હોં ઉતરી ગયું હતું. મ્હોતને જોઇ માણસ ભય પામે એવી દશા ફુલસંગની થઇ રહી હતી. કૃષ્ણનંદનના માણસોએ બન્ને કેદીઓની આસપાસ પોતાના ઘોડા રાખી ત્યાંથી ચાલવું શરૂ કર્યું. કૃષ્ણનંદન સૌને મોખરે ઘોડેસ્વાર થઇને ચાલતો હતો. નિર્દોષજનોના દુષ્મનો અને ઇશ્વરના ગૂન્હેગારો અશ્વોને પૂરપાટ દોડાવતા ઘણે દૂર નીકળી ગયા. અંધકારના કાળા સાલ્લામાં છૂપાઇ ગયા. शान्तिः



# રણઘેલા રજપૂતો અથવા સતીઓનું શૂરાતન.

(સ્વદેશભક્તિપૂર્ણ સચિત્ર નવલકથા) કિંમત રૂ. ૨-૮-૦.



કેમ પુષ્પા! આટલી બધી શર્મ શાને રાખે છે? પુરૂષ વેશમાં ઘોડે ચઢી
યુદ્ધદર્શન કરવા જતાં તું સહજ પણ શર્માતી નહોતી અને એકાન્તમાં
તું આ યુવકને જોઇ શર્મથી ગંભીર કેમ બની ગઈ છે?

ભાગ ૨ જો. પૃષ્ઠ ૧૨૫.

# કાળરાત્રિનું ખૂની ખંજર ભાગ ૧ લો.

( સચિત્ર સુબોધદાયિની નવલકથા ) કિંમત રૂ. ૨-૮-૦.

લેખક, રા. સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા. ( આવૃત્તિ ૪ થી. )



" આ કમભાગ્ય કુંવરી એટલે જ રહે."

☞ વિશેષ વિગત માટે **કાળરાત્રિનું ખૂની ખંજર** નવલકથા જરૂર વાંચો.

# કાળરાત્રિનું ખૂની ખંજર ભાગ ૨ જો.

કિંમત રૂ. ૨-૮-૦. ( આવૃત્તિ ૪ થી ).



"માતા! હું તમારા પગે પડું છું. મારા મહેન્દ્રનીપર દયા કરો."

**વિશેષ વિગત માટે આ બીજો ભાગ અવશ્ય વાંચો.**

## જુલ્મી જાલિમ અથવા ધ્રુજતી ધરા.

(સચિત્ર અદ્ભુત નવલકથા) કિંમત રૂ. ૨-૮-૦.



કેવળ ચિત્ર ઉપરથી આ નવલકથાની રસિકતા સમજાવી શકાય તેમ નથી. જેમણે વાંચી છે તેમણે એક અવાજે વખાણી છે. પ્રત્યેક ઘરમાં અને લાયબ્રેરીમાં આ નવલકથા રાખવાની ભલામણ છે.

## લોકપ્રિય નવલકથાકાર રા. વ્રજલાલ જાદવજી ઠક્કરકૃત મનોરંજક સચિત્ર નવલકથાઓ.

**બંસરીબાલાઃ**–( સચિત્ર સામાજિક નવલકથા ) સંયમના તથા નીતિ તેમ જ ધર્મશિક્ષણના અભાવથી પશ્ચાત્યજ્ઞાનમંડિત મનુષ્યો ચારિત્ર્યભ્રષ્ટ થઈ પાપના માર્ગમાં કેવી સ્વચ્છંદતાથી સંચાર કરે છે, ધર્મજ્ઞાનવિમુખા બાળવિધવા સ્વકર્ત્તવ્યને ભૂલી પાપાચરણ આચરી જાણી જોઇને પોતાનો વિનાશ કેવી રીતે કરે છે, વગેરે અનેક રસિક વિષયોનો આ ઉત્કૃષ્ટ **સચિત્ર** સામાજિક નવલકથામાં સમાવેશ થયેલો છે. **મૂલ્ય રૂ.** ૨–૦–૦

**મહારાજ પ્રતાપાદિત્યઃ**–આ નવલકથામાં મહારાજ પ્રતાપાદિત્યે મોગલોના જુલ્મમાં સપડાયલા બંગાળા દેશનો કેવા કૌશલ, બુદ્ધિ ચાતુર્ય અને વીરત્વથી પુનરુદ્ધાર કર્યો હતો તેનો જ્ઞાનપ્રદ ચિતાર આવેલો છે. પૃષ્ઠ સંખ્યા ૩૦૦ સોનેરી પાકું પૂઠું મૂલ્ય રૂ. ૨–૦–૦

**રજપૂતોની રંગભૂમિ**–( સચિત્ર ઐતિહાસિક વાર્ત્તાસંગ્રહ. ) બહાદુર રજપૂતોનાં પ્રબળ પરાક્રમ, શૌર્યવીર્ય, સ્વદેશભક્તિ વગેરેનું દર્શન કરવું હોય, સતી સાધ્વી ક્ષત્રિયાણીઓની સ્વદેશપ્રીતિ, સ્વધર્મપરાયણતા અને શૂરવીરતાનો પરિચય પ્રાપ્ત કરવો હોય તો આ વાર્ત્તાસંગ્રહ અવશ્ય વાંચો. **મૂલ્ય રૂ.** ૨–૮–૦

**દગાબાજ દુનિયા**–આ નવલકથાની વસ્તુસંકલના એવી અદ્‌ભુત પરંતુ સંભવિત છે કે પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિંગત થાય તેમ છે. ચાર સુંદર ચિત્રો. પાકું પુઠું કિં. ૨ા રૂ.

**કંગાલ કેદી** અથવા **સ્નેહ બંધન**—ભાગ ૧–૨ આ નવલકથા અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ છે. દરેક ભાગમાં ચાર સુંદર ચિત્રો છે. બન્ને ભાગનું પાકું પુઠું કી. રૂ. ૪

**પિશાચિની કે પ્રેમદા ?**–ભૂતપ્રેતના ભયંકર ઉપદ્રવને લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ, મહામાયાનું જળમાં ડુબી જવાથી નિપજેલું મૃત્યુ તથા સંયમનું માહાત્મ્ય અને સુખ નિહાળવું હોય તો આ નવલકથા અવશ્ય વાંચો. પાકુ પુઠુ કીં. ૧ા રૂ.

**ભાગ્યદેવીની ભયંકરતા**—પ્રત્યેક હિંદુ સ્ત્રીને આ વાર્તા વાંચવાની ભલામણ છે. ચાર સુંદર ચિત્રો, પાકું પુંઠું કિંમત રૂ. ૧ા.

**સ્વર્ગમાં શયતાન !**—આ નવલકથા અનેક રસિક ચમત્કારિક અને આકર્ષક ઘટનાઓથી ભરપૂર છે. પાકું પુઠું કીંમત ૧ા રૂ.

**મૃગલોચની અથવા માયા-પ્રાબલ્ય**—ભાગ ૧-૨-૩-૪. આ અદ્‌ભુત નવલકથા વાચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. વાંચવા લીધા પછી પડતી મૂકવાનું મનજ થશે નહિ. કીં. ૧-૮-૦ કુલ રૂ. ૬ દરેક ભાગનું પાકું રૂપેરી પુંઠું છે.

**રણઘેલા રજપૂતો—સતીઓનું શૂરાતન ભાગ ૧-૨** (સચિત્ર) રજપૂતોની વીરતા, અને કર્તવ્યપરાયણતાનો ચિતાર આ વાર્તામાં છે, દરેક દેશભક્તે આ નવલકથા અવશ્ય વાંચવી જોઇએ. બન્ને ભાગ જુદા બાંધેલા છે. કીં. રૂ. ૫

**મધુ-માલતી**—ભા. ૧-૨ આ સચિત્ર સામાજિક નવલકથામાં સામાજિક વિષયોનું ઘણું રસિક આલેખન કરેલું છે. પાકું પુંઠુ કીં. ૧ા રૂા. બંને ભાગ જુદા બાંધેલા છે. કિં. રૂ. ૩-૦-૦.

**પંજાબ રહસ્ય—ઐતિહાસિક સચિત્ર નવલકથા** એક રાજપૂત રાજકુમારમાં પોતાની શૈશવાસ્થામાં અર્થાત માત્ર એકજ વર્ષની ઉમ્મરે ભાગ્યયોગથી માતપિતાથી વિખુટા પડવું, દગાબાજ દેશબંધુઓ દ્વારા તેનો છળ થવો એ વિષયો ઉપરાંત મહારાણા રણજીતસિંહના રાજદરબારમાં ચાલતાં કપટ તંત્રોનો ઇતિહાસ આ નવલકથાનાં રસિકતાથી વર્ણવેલો છે. **પાકું સોનેરી પુઠું છતાં મૂલ્ય માત્ર રૂ. ૧-૮-૦**

## કચરાભાઈ વનમાળીદાસ પટેલ.

**મોટી હમામ—અમદાવાદ.**

**આજકાલનું હિંદુસ્તાન**—અથવા પ્રાણુહારક મૃગજળ ભા. ૧-૨-૩ ચાલૂ સમયની ખાસ વાંચવા લાયક નવલકથામાં ફક્ત એક જ વાંચો. દરેક ભાગનાં પૃષ્ટ ૩૨૦, ચાર મનહર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો, પાકું પુઠું છતાં ત્રણે ભાગની કિંમત રૂ. ૬-૪-૦.

**નોકરીનો ઉમેદવાર**—જુદા જુદા સ્વભાવનાં શેઠ શેઠાણીઓના સહવાસમાં આવીને અનેક લાલસા, ધર્મભ્રષ્ટતા વગેરેની વચ્ચે આવી પડવાથી અટવાયા કરે છે તેનું આ ચિત્ર અત્યંત બોધક અને રસિક છે. કિં. રૂ. ૧-૪-૦

**સંસાર કે નરકાગાર ?**—જ્ઞાનશૂન્ય વિધવાઓ ધર્મશિક્ષણના અભાવે સ્વધર્મનો ત્યાગ કરી કેવી રીતે પાપિષ્ઠા થાય છે એનો આબેહુબ ચિતાર આપ્યો છે. પાકું પુંઠું કિં. રૂ. ૧-૪-૦

**મુરાદેવી** અથવા **મૌર્યવંશના અભ્યુદયનો આરંભ**—ભાગ ૧-૨-૩. નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન્ અને કૌટિલ્યવિદ્યાવિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી તે સર્વ વિષયોનું ઘણી જ સરળતાથી આ નવલકથામાં વિવેચન કરવામાં આવ્યું છે. ત્રણે ભાગની કીં. રૂ. ૫-૦-૦

**રાજા દેવીદાસ**—અથવા **રમણીની રણભૂમિ**—એક અબળા રણમાં મદોન્મત્ત થઈ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે, સતીની શૂરવીરતા અને બહાદુર બહારવટીયાઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાનેપાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૨-૮-૦.

**રાક્ષસોની રતિક્રીડા અથવા પિશાચોની પાપલીલા**—ભયંકર ભેદો, લુચ્ચાઓની લુચ્ચાઇઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, વગેરે વાંચીને ખરેખર તબિયત ખુશ થયા વિના રહેતી નથી. પૃષ્ઠ ૪૦૯ પાકું પુઠું મુલ્ય રૂ. ૨-૦-૦

**સંતપ્ત શયતાન—અથવા કામાંધનાં કાળાં કામ.** ભા. ૧-૨-૩ કામથી અંધ થએલાં મનુષ્યો આ જગતમાં કયું ભીષણ કાર્ય નથી કરી શકતાં ? મુખમાં રામ બગલમાં છુરી લઈ ફરનારા, મનુષ્ય પિશાચ

તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં એક ચિત્ર આલેખવામાં આવ્યું છે. દરેક ભાગની કિંમત રૂ. ૧–૧૨–૦ મુજબ કુલ ૫–૪–૦.

**કલંદરની કટાર અથવા સંસાર ખાંડાની ધાર**-ભાગ ૧–૨–૩ શયતાની ચક્કર, ભોંયરામાંના ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વે વિષયો વાંચતાં આ સંસાર ખાંડાની ધારજ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. ત્રણે ભાગની કીં. ૬–૧૨–૦

**મણી મોહન**- ગુજરાતી ભાષામાં પ્રગટ થયેલા વાર્તાના પુસ્તકોમાં મણીમોહન પહેલા વર્ગમાં મુકવામાં આવે છે. પુરો આનંદ મેળવવો હોય તો મણીમોહન જરૂર વાંચો. પાકું પુઠું કિંમત રૂ. ૨॥

**સ્નેહમયી અને વિષમયી**–અદ્ભુત ચમત્કારોથી પરિપુર્ણ આ નવલકથા વાંચવા લાયક છે. પાકુ પુંઠું કિં. રૂ. ૨

**મહાકાળીનું ખડ્ગ**–આ નવલકથા અદ્ભુત બનાવોથી ભરપુર હોઈ વાંચકની જીજ્ઞાસા વધારે છે પાકુ પુંઠું કિં. રૂ. ૨.

**અલ્લાઉદ્દીનનો ઉદય**-આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપૂત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા તેનું વર્ણન આ નવલકથામાં કરવામાં આવ્યું છે. પાંચ ચિત્રો છે પાકું પુંઠું. કિંમત રૂ. ૨

**ખુન કે જાદુ ?**–આ ડિટેક્ટીવ નવલકથા એટલી અદ્ભૂત છે કે વાંચક તેના પ્રવાહમાં ખેંચાતાં સમજી શકશે નહિ કે પોતે જે બનાવ વાંચે છે તે ખરેખરો બનાવ હશે કે જાદુનો કોઈ પ્રયોગ હશે ? ચિત્રો સાથે પાકું પુંઠું કિમત રૂ. ૧

**કુતરો કે કાળ ?**–આ નવલકથામાં ડિટેકટીવ પોતાના કાર્યમાં જે ચતુરાઇ બહાદુરી અને કુશળતા વાપરે છે, તેની ખુબી ઓરજ છે. પાકુ પુંઠુ મુલ્ય રૂ. ૧॥

**કમનસીબ લીલા (ભાગ ૧–૨)**—આ નવલકથામાં સાંસારિક ઘટનાઓ તાદૃશ્ય દૃષ્ટિ સમક્ષ ઊભી જ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે. અને જુવો બન્ને ભાગનું પાકું પુઠું કિં. રૂ. ૩॥

**મધુર મિલન**—તમારા જીવનમાં રસિકતાનો ઝરો વહેવડાવવો હોય તો તમારી પત્નીને આ નવલકથા વંચાવો તમે વાંચો, એટલે તમને પૃથ્વીપર સ્વર્ગ દેખાશે પાકું પુઠું કિં. ૧-૧૨-૦.

**કલંકિત કાઉન્ટેસ યાને ખુની કોણ?** આ એક ઘણું જ અસરકારક ડિટેક્ટીવ નોવેલ છે. પ્રેમને માટે લક્ષ્મીને તુચ્છ ગણવાની દિવ્યવૃત્તિ, હૃદયની કુમાશ અને પ્રેમાર્દ્ર હૃદયનું માધુર્ય ઘડીભર પ્રેમના રસપૂર્ણ હોજમાં સ્નાન કરાવશે પાકું પુઠું કિં. રૂ. ૨ાા.

**સૌન્દર્ય વિજય—(ભાગ ૧-૨-૩)** આ વાર્તા એટલી બની મનોહર અને ચિત્તાકર્ષક છે કે જેનું પ્રત્યેક પૃષ્ઠ વાંચવાની વાચકને જિજ્ઞાસા જરૂર ઉપજશે. પાકું પુઠું કિંમત ત્રણે ભાગના રૂ. ૬.

**દશલાખનો દલ્લો** અથવા **રત્નકંકણ**—એક અબળા પણ દ્રવ્યલોભની લાલસાથી પ્રબળા બની કેવા રોમાંચ ઉપજાવે એવાં કારસ્થાનો કરે છે. એ જાણવા માટે આ નવલકથા અવશ્ય વાંચો કિં. ૨ રૂ.

**કલંકિત કુમારિકા**—એક કુમારિકા ભલભલા પોલિસ ખાતાના અમલદારોને પણ ભૂલથાપ આપી અંતપર્યંત પોતાનું કેવું ચતુરાઇથી રક્ષણ કરે છે તેનો ચિતાર આ વાર્તામાં છે પાકું પુંઠું કિંમત રૂ. ૨

**સુન્દર** અને **વિદ્યાનંદ**—આ સચિત્ર નવલકથામાં તેના વિદ્વાન લેખકેસાંસારિક ઘટનાઓનું આબેહુબ આલેખન કર્યું છે. પાકું પુંઠું કિંમત ૧ા રૂ.

**બેગમમહાલ (ભા ૧-૨)**—આ ઐતિહાસિક નવલકથાના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી. ખાસ આજેજ મંગાવી વાંચો પાકું પુંઠું; બન્ને ભાગની કિંમત રૂ. ૩ાા

**કામાંધ કામિની**—એક ચોર એવું સરસ કામ બજાવી બતાવે કે, તેની બહાદુરી માટે 'વાહ વાહ' નો પોકાર કર્યા સિવાય રહેવાતું નથી પાકુ પુંઠુ કિ. ૨ રૂ.

**મધુર મધુરી** અથવા **મુંબઇની મોહિની**—રસમય અને ચમત્કારિક બનાવોથી ભરપુર ચાર ચિત્રો સહિત પાકુ પુઠું કિંમત ૧ાા રૂ.

**પંદર લાખપર પાણી**—મુંબાઇમાં એક શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદરલાખ રૂપીઆનો વારસો ફક્ત એક વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાંખ્યો તે ખાસ વાંચવા યોગ્ય છે. પાકું પુંઠું કિં. ૧। રૂ.

**ભક્તાણી કે ભામટી ?**—આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે. હાસ્યરસ પણ ભરપૂર છે, પાકું પુંઠું કિં. ૧॥ રૂ.

**બગદાદનો બાદશાહ**—શયતાનિયતથી ભરેલી સુંદરીઓ સં-સારમાં કેવા અનર્થો કરે છે એ ખાસ વાંચવા લાયક છે. પાકુ પુંઠું કિં. ૨॥

**ભયંકર ભદ્ર** અથવા **કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સં-સાર માટે.** નવ સુન્દર ફોટોગ્રાફિક ચિત્રોવાળી આ નવલકથા ખાસ વાંચવા યોગ્ય છે. ( ભા, ૧–૨ ) પાકું પુંઠું કિં. રૂ. ૪॥.

**મારી ભયંકર સંસારયાત્રા** અથવા **એક નિરાધાર અ-બળાનો આર્તનાદ !**—રા. નારાયણ ઠકકુની લખેલી આ સામાજિક નવલકથા ખાસ વાંચવા યોગ્ય છે. પાકુ પુઠું કિં. રૂ. ૨॥

**રાણી વ્રજસુંદરી**—વ્રજસુંદરીનો ભીષણ પ્રતિશોધ, બ્રાહ્મણ કન્યામાંથી રાજરાણી થઇ પતિ કાળા પહાડની સ્હામે રણભૂમિમાં કૂદી પડવું આદિ અનેક સત્ય ઐતિહાસિક ઘટનાઓથી ભરપૂર. પાકુ પુંઠું કીં. ૨ રૂ.

**રમણી કે રાક્ષસી ?**—અબળા જ્યારે મદનના મદથી ઉન્મ-ત્ત બની જાય છે તે વેળાએ, પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવાં ભયાનક કૃત્યો કરે છે એનું આ નવલકથામાં આબેહુબ ચિત્ર આલે-ખાયેલું છે. મૂલ્ય પાકુ પુંઠું રૂ. ૧–૮–૦.

**લતા અને લલિતા ભાગ ૧–૨–૩–૪–૫**—આ વાર્તા-નો દરેક ભાગ અત્યંત રસિક તથા મનોહર છે આ વાર્તા આનંદ સાથે સદુપદેશથી છલોછલ ભરેલી છે. પાંચે ભાગોમાં સુંદર ફોટોગ્રાફીક ચિત્રો આપવામાં આવ્યાં છે. પાકુ પુઠું પાંચ ભાગની કીં. ૫॥ રૂ.

**કાશ્મીર અનેકેસરી**—પૃષ્ઠ ૨૫૦ પાકું પુઠું કિં. ૧ રૂ.

**પિશાચમંદિર ભાગ ૧-૨**-[સચિત્ર] આ નવલકથા એટલી તો હૃદયગ્રાહી અને ચમત્કારિક છે કે પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતા જ વહેતી હોય એવો સહજ ભાસ થાય છે. પાકુ પુંઠું બન્ને ભાગની કિં. ૫ રૂ.

**ભાગ્યચક્રનો મહામંત્ર**-આ સચિત્ર નવલકથા અનેક ઘટનાઓથી ભરપૂર છે બીજી આવૃત્તિ પાકુ પુંઠું કિં. રૂ. ૨

**મનોહારિણી માયા**-આ નવલકથાની વસ્તુસંકલના એટલી બધી રસિક મનોરંજક અને કરૂણાજનક છે કે એક વખત પુસ્તક વાંચવા માટે હાથમાં લીધા પછી પડતું મૂકવાનું મન થશે નહિ. પાકુ પુંઠું કીં. ૧ા રૂ.

**તારાસુંદરી**-આર્ય બાળાઓની ધાર્મિકતા તથા કઠોરમાં કઠોર સંયોગમાં પણ તેમના પતિવ્રતા રક્ષણની કુશળતા જોવી હોય તો આ નવલકથા જરૂર વાંચજો. પાકુ પુંઠું કીં. ૩ રૂ.

**સંસાર સંગ્રામ ભાગ ૧-૨**-ધર્મપરાયણા સાધ્વી કેવી અડગ અને અચલ રીતે પતિભક્તિમાં લીન રહે છે આદિ સર્વ વિષયો આ નવલકથામાં છે. પાકુ પુંઠું બન્ને ભાગની કીં. રૂ. ૩

**પરાક્રમની પતાકા**-જાપાનના પ્રિન્સે ભેદી ખુન શી રીતે કર્યો તથા તેનો પત્તો છેવટ સુધી શા કારણથી ન મળ્યો આદિ સર્વ વિષયો આ નવલકથામાં આપવામાં આવ્યા છે. પાકું પુંઠું કીંમત રૂ. ૨.

**નૌકા ડુબી**-કિંવા આશ્ચર્યઘટના. આ નવલકથા જગવિખ્યાત્ત કવીન્દ્ર **સર રવીન્દ્રનાથ ટાગોરકૃત** નૌકાડુબીનું શબ્દશઃ ભાષાન્તર છે. પાકું પુંઠું કિંમત રૂ. ૨ા.

**ભેદી ખજાનો**-ખૂની કોણ છે? ચોર કોણ છે અને જાસુસ કોણ છે, એ ઠેઠ આખર સુધી સમજાતુંજ નથી. પાકું પુંઠું કીંમત રૂ. ૨ા

**ગેબી ખુન**-ખરો ખૂની કોણ છે અને ખૂનનો આરોપ કોનાપર આવી પડે છે, વગેરે અદ્દભૂત બનાવોથી ભરપુર કીં. રૂ. ૧ાા

**બાગે શયતાન** અથવા **તલ્વારનું તોફાન**—એક શયતાન લુંટારાનાં ભીષણ કાવત્રાંના વિષયો વાંચતાં ચક્ષુઓમાંથી અશ્રુજળની વૃષ્ટિ થાય છે. કિંમત ૨ રૂ.

**કિશોરસિંહ** અથવા **દુઃખનો પહાડ**—( ભાગ ૧-૨-૩ ) નિર્દોષપર તુટી પડતા દુઃખના પહાડો, ખુનખ્વાર લડાઇઓ, રાજ્યમાં ભયંકર વિગ્રહો, નીતિ અને અનીતિનાં યુદ્ધો વગેરે ઘણા ઘણા રોમાંચકારક બનાવોથી આ વાર્તા ભરપુર છે પાકુ પુંઠું ત્રણે ભાગની કીંમત ૭ રૂ.

---

| | | |
|---|---|---|
| કરૂણાકુમારી (સચિત્ર) | .... | ૩—૮—૦ |
| મુળરાજ સોલંકી. | .... | ૨—૮—૦ |
| ચંદ્રકળા ભાગ. ૧-૨. | .... | ૩—૦—૦ |
| સૌન્દર્ય જ્વાળા ભાગ. ૧-૨ | .... | ૩—૦—૦ |
| ચમત્કારિક ગુફા ભાગ. ૧-૨ | .... | ૪—૮—૦ |
| મોહિની. | .... | ૧—૦—૦ |
| ભાગ્યચક્રનો મહામંત્ર. | .... | ૨—૦—૦ |
| અંગના કે દેવાંગના? | ... | ૧-૧૨—૦ |
| ભયંકર પશ્ચાત્તાપ. | .... | ૧-૧૨—૦ |
| વીર રાઠોડ. | .... | ૧-૧૨—૦ |
| કુંજકિશોરી ( આવૃત્તિ બીજી ). | .... | ૨—૪—૦ |
| મણિકાન્ત કાવ્યમાળા (સચીત્ર) | ..... | ૨—૮—૦ |
| અમર ચરિત્ર ભાગ. ૧-૨-૩. | .... | ૭—૮—૦ |
| માયાવી મોહીની. | .... | ૧-૧૨—૦ |
| મધુ-માલતી ભાગ ૩-૪. | .... | ૩—૦—૦ |
| આનંદ ઝરણાં. | .... | ૨—૦—૦ |

પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**કચરાભાઈ વનમાળી પટેલ.**

મ્હોટી હમામ—**અમદાવાદ.**